## ફકત રૂપીયા ૧૦૦માં એક સારી (નમુનેદાર લાયબ્રેરી) તમારા ગૃહમાં વસાવો.

નીચે જણાવેલા પુસ્તકોમાથી ૧૦૦ સો રૂપીયાના પુસ્તકો મગાવનારને રૂા ૪૦) ચાળીસ રૂપીયાના પુસ્તકો અમારી પસંદગીના ભેટ આપીશુ કોઈપણ એક પુસ્તક મગાવનારને બાર આનાનુ એક પુસ્તક ભેટ મળશે આજેજ મગાવી લાભ લ્યો.

| | | | |
|---|---|---|---|
| મૃગલોચની ભાગ ૧થી૧૦ રૂા | ૨૧) | સૈનિકની સુંદરી | ૪) |
| કામરૂ દેશની કુટીલ કામીની (સચીત્ર) | ૨) | શ્રીમતી વીજયા | ૩) |
| પ્રમાદ ધનની પ્રભુતા „ | ૪) | વીલક્ષણ વેર | ૨) |
| નવ દંપતીને શીખામણ | ૨) | દુર્ગાદાસ રાઠોડ | ૧॥। |
| રતીશાસ્ત્ર કોકશાસ્ત્ર „ | ૩॥ | ચચ્ચ અને બુદ્ધી | ૨) |
| મણીકાન્ત કાવ્યમાળા „ | ૪) | ચુડેલના ચમત્કાર | ૩) |
| કલાપીનો કેકારવ „ | ૪) | વેર વસુલ ૧-૪ | ૧૭) |
| હીંદુસ્તાનનો વૈદ્યરાજ | ૫) | આશ્ચાનો ખજાનો | ૨) |
| ઝેરી જમાનો ૧થી૫ „ | ૧૧) | શેર લોક હોમ્સના પરાક્રમો | ૭) |
| કાળરાત્રીનુ ખુની ખંજર ૧-૨ „ | ૬) | ભયંકર ભેદ | ૨॥ |
| તરૂણ તપસ્વીની ૧-૨ „ | ૭॥ | દુર્ભાગી દારા | ૭॥ |
| બહાદુર બાળા | ૩) | સ્નેહ લગ્નની નુર્દશા | ૨। |
| જુલ્મી જાલીમ „ | ૩) | અનંગ મોહીની | ૩॥ |
| પુષ્પલતા કટકમા ગુલાબ „ | ૩) | બસરીબાળા | ૩) |
| | | અડંગ ઉઠાવગીર ૧-૨ | ૪) |

| | |
|---|---|
| ખીસોરનો ખુચ | ૨) |
| વીશ્વમોહીની ૧–૮ | ૧૬) |
| વીશ્વલીલા | ૨) |
| અધકારપર પ્રકાશ | ૭) |
| અબળાની આત્મકથા | ૨॥ |
| પેશ્વાઈની પડતી | ૭) |
| પાણીપતનુ યુદ્ધ | ૩) |
| પલાસીનુ યુદ્ધ | ૩) |
| ઓખા મડળના શુરવીર વાઘેરો | ૧) |
| બે ભેદી ભયકર ડીટેક્ટીવ | ૧) |
| પાકશાસ્ત્ર | ૩) |
| રસદાયક રત્નનીધી | ૨। |
| વીનાશીની વામા | ૩) |
| બાદશાહ બાબર (જુની) | ૨) |
| શીવાજીનો વાઘનખ | ૧) |
| હળદીઘાટ | ૧) |
| રજીયાબેગમ | ૧) |

## વાંચવા લાયક અંગ્રેજી તથા પારસી સસારી નોવેલો

| | |
|---|---|
| નેકખમત્ત નરગીસ | ૪) |
| દુખી દાદીબા | ૧) |
| દેલજગ દલેર | ૩) |
| ચમત્કારીક ગુફા ૧–૨ | ૫) |
| દાદીશેઠનો દીકરો | ૨॥ |
| નખોદાબાદ | ૪) |
| તોખમની તકોબરી | ૨) |
| ચુમીની મહોકાણુ (જુની) | ૪) |
| ટોચકા મગ્રહ | ૭) |
| કર ને જો | ૨) |
| સપલની સુના | ૧॥ |
| બોસ્તાનનુ બુલબુલ | ૪) |
| ગમગીન ગુલા | ૧॥ |
| સૌદય વીજય ૧ થી ૫ | ૧૨॥ |
| પાતાળની પ્રેમદા | ૧। |
| ભાઈ કે કસાઇ (જુની) | ૧॥ |
| રતનયોજનું રતખાણુ ( , ) | ૨) |
| તડકામા એક વાદળી ( ,, ) | ૩) |
| રાજાના મહેલમા | ૨॥ |
| કાળો નાગ | ૨॥ |
| બાપના શ્રાપ | ૨॥ |
| કુમી કલાટ | ૭) |
| સત્તરમી સદીનુ ફ્રાન્સ | ૨) |
| ગામડેની ભીખી | ૪) |

| | |
|---|---|
| ગુલીસ્તાનનુ ગુલ | ૫) |
| કલકીત કાઉન્ટેસ | ૩) |
| અક્કલના સમુદર | ૨) |
| પરાક્રમની પટાકા | ૩) |
| ભયકર ભદ ૧–૨ | ૫) |
| જુલુ ગોરાણી | ૩) |
| ભાઇબ્હેનની માયાનો ચમત્કાર | ૩) |
| જાન કે જીગર | ૧॥ |
| ખુબસુરત મક્કાર | ૨) |
| ગુલઝાર | ૨॥ |
| નખરાબાજ નગીબ | ૪) |
| આપઘાત કે ખુન ? | ૨। |
| ગોરૂ વીલાયત | ૪) |
| તનેસમ ૧–૨ | ૬) |

| | |
|---|---|
| રીચમડવીલાનો વારસ | ૨) |
| ભુલનો ભોગ | ૧॥ |
| મ્હોબત કે મુસીબત | ૫) |
| આઇતા પર કોઇતુ | ૫) |
| ખેમાન સગ્રહ | ૫) |
| ઘડી ચપકો | ૩॥ |
| નુપીનની લાહેગી (જુની) | ૨॥ |
| શાહુચોર ( „ ) | ૪) |
| ખોરશેદ | ૧) |
| બાઇઓ કુવો તો જોઇને પુરજો | ૪) |
| જગતનો ફાસો | ૨) |
| ધમોજવ | ૭) |
| સેન્ડફર્ડ અને મર્ટન | ૧) |

મળવાનુ ઠેકાણુ.—

**ઠા. હરીલાલ અને પ્રાણલાલ બુકસેલર્સ**

**પોલીસ લાઈન સામે, સ્ટેશનરોડ–સુરત.**

**તા. ક.** વધારે રકમના પુસ્તકો મગાવનારે રૂા પાથ અગાઉ મોકલી આપવા કૃપા કરવી.



જરૂર મંગાવો '

→ જળસમાધી દેવી ←

# શારદા.

પતીભક્તિનો સિદ્ધાંત સચોટ દર્શાવનારી—આંખમાંથી આંસુ પડાવનારી કરૂણાજનક કથા હરીગીત છંદમાં પાંચ સુંદર ચીત્રો સાથે

ફક્ત આના આઠ.

કલગી તુર્રાના ખ્યાલના શોખીનો માટે

# ખ્યાલ સાગર

યાને

# કલગી તુર્રા.

ભાગ ૧—૨

ફકત આના આઠ

ખરીદવા લાયક છે!!

તમારે રોજ શ્રીકૃષ્ણ ભગવાનના દર્શન કરવાજ જોઇયે. તે માટે

# ભજન સાગર

શ્રીકૃષ્ણની ત્રીરંગી છબીવાળું આકર્ષક પુઠું જાણીતા લોકપ્રીય ભજનોનો સંગ્રહ

ફક્ત આના આઠ.

→ પ્રખ્યાત કવી ←

નારાયણપ્રસાદ બેતાબકૃત

નાટક

# મહાભારત.

ઝબાની સાથે

શેર તથા સુંદર ગાયનો

ફકત આના આઠ

દરેક પુસ્તક માટે ફકત નવ આનાની ટીકીટો મોકલો

ઠે૦ હરીલાલ અને પ્રાણલાલ બુકસેલર્સ.

સ્ટેશનરોડ—સુરત.

અઢી રૂપીઆમાં બારસો પાનાનું વાંચન.

# સ્થપાયુ] સાહિત્ય કુંજ ગ્રંથમાળા. [ઈ. સ. ૧૯૨૦ સવત ૧૯૭૭

## આશ્રમ-નડીઆદ.

**ઉદ્દેશ.**

જુદી જુદી કોમો વચ્ચે એકતાનો પ્રચાર કરવા તેમજ મજબુત કરવા બધી કોમને એક સરખી રીતે ઉપયોગી થઇ પડે તેવી જાતનુ વાચન સસ્તામા સસ્તી કિમતે બહાર પાડવુ

**પુસ્તકો.**

રાષ્ટ્રીય, રાજકિય, સંસારિક, ધાર્મિક, ઐતિહાસિક, સ્ત્રીઉપયોગી, ડિટેકટીવ ઇ વિષયો ઉપર નવલકથા, નાટકો, જીવનચરિત્રો, કાવ્યો, વાર્તાઓના પુસ્તકો, સાદી, સરળ, સુદર અને સચોટ ભાષામા જોરદાર શૈલીથી લખાએલા હોય છે

**લોકમત.**

દેશ નાયકો, વિદ્વાનો, રાજા મહારાજાઓ, વર્તમાનપત્રો, માસિકો, લેખકો, કવિઓ અને હગવાબધ વાચનારાઓએ ગ્રથમાળાની અને પુસ્તકોની મુક્ત કંઠે પ્રશસા કરેલી છે

**નિમંત્રણ.**

આશ્રમના કાર્યને એકવાર જોવા ગ્રથમાળાના ગ્રાહક થવા, પુસ્તકમા જાહેરાત આપવા ખાસ ભલામણ છે

આ સેવાધર્મ બજાવતા આશ્રમને સખત નુકશાનમા ઉતરવુ પડ્યું છે. તમે ગ્રાહક થઈ અને કરી આપી તેમજ બીજી રીતે બનતી દરેક મદદ કરી કરાવી પુણ્ય સચય કરશો ?

ઑન. તત્રી. મત્રી

**વેણીલાલ રંગીલદાસ પટેલ. અંબાઇદાસ રામોલકર.**

# આટલું તો ખાસ ધ્યાનમાં

ગ્રાહકોને સંતોષ આપવો એજ } લેશો કે { અમારો મુદ્રાલેખ છે.

તમારે કોઈપણ પુસ્તક (અંગ્રેજી, ગુજરાતી, હીન્દી, મરાઠી, શાળોપયોગી, વાર્તા, ભજન, વૈદક,) ન મળી શકતા પુસ્તકો, જુના તથા નવાની જરૂર હોય તો પ્હેલા એકવાર પત્ર લખી ભાવ પુછાવવા તસ્દી લેશો જરૂર તમોને ફાયદોજ થશે એકવાર ખાત્રી કરી જુઓ અને પછી કાયમના ગ્રાહક થઈ જશો તેવી અમારી ખાત્રી છે.

ઠે૦ હરીલાલ અને પ્રાણલાલ.

બુકસેલર્સ.

પોલીસ લાઇન સામે સ્ટેશનરોડ—સુરત

# આજેજ મંગાવો.

| | |
|---|---|
| એ ગાઇડ ટુ ઈંગ્લીશ ટીચર | ૧॥ |
| ધી ઈંગ્લીશ ટીચર | ૧॥ |
| મહાભારત હાર્મોન્યમ ગાઇડ | ૧॥ |
| મહાભારત વલ્લભકૃત પદ્યમા | ૭॥ |
| ગીરધરકૃત રામાયણ | ૪) |
| તુલસીકૃત રામાયણ | ૧૨) |
| સુંદરી સૌભાગ્ય સર્વસ્વ (સચીત્ર) | ૩) |
| મણી મોહન (સંસારીક) | ૨॥ |
| રતીશાસ્ત્ર કોકશાસ્ત્ર (સચીત્ર) | ૩॥ |
| હ્રષીકેશચંદ્ર ભાગ ૧-૨ | ૫॥ |
| બંગાળી ભૂત (ડીટેક્ટીવ) | ०॥। |
| મદન મોહના (પદ્યમા) | ०॥। |
| વીરમતી જગદેવ | ૧) |
| હીપ્નોટીઝમ | ૨) |
| કુન્દન કુસુમ ભાગ ૧-૮ | ૧૦) |
| મહાકાગીની મુનિ (અદ્ભૂત) | ૪) |
| સારંગધર સહીતા | ૩॥ |
| ચપળા યાને ચોરાશીનું ચક્ર | ૨) |
| કથા મંજરી | ૧॥ |
| સીરાજુદૌલ્લા | ૩॥ |
| દેવી નદીની | ૧॥ |
| ચંદ્રચુડ | ०॥। |
| સંસાર શેત્રંજ ભાગ ૧-૨-૩ | ૫) |

# અનુક્રમણિકા.

| પ્રકરણ. | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|

જગત્‌વંદનીય અખિલ આર્યાવર્તની ઝળહળતી જ્યોતિ
સ્વરૂપ, સ્વદેશોદ્ધાર-નૌકાને સત્યાગ્રહનુ સનાતન સુકાન
શોધી આપનાર, અહિંસાના ઉપદેશક, ને શાંતિના
સંચાલક પરમપૂજ્યનિય કર્મવીર મહાત્મા

# મોહનદાસ કરમચંદ ગાંધી.

લી૦ સેવકો,
હરીલાલ અને બાબુલાલ.



આપની ગ્રીવામા આવા એક તો શુ પણ અનેકાનેક પચરંગી પુષ્પોની માળા અનેકાનેક સજ્જનો, અનેકાનેક જીવનપર્યંત સુધી ધરાવે તોય ઓછીજ છે !

પ્રભો ! એમને દીર્ઘાયુષ આપો ! એજ પ્રાર્થના



પ્રકાશક —

રા૦ રા૦ ઠા. પ્રાણલાલ જીવણદાસ વજાણી,

ભાવનગરવાળા.

પરમકૃપાળુ પરમાત્માની અપાર કૃપાથી અમારું આ પ્રથમ સાહસ નિર્વિઘ્ને સમાપ્ત થાય છે. આ સાહસને જો ગ્રાહકો ઉત્તેજન આપશે તો ભવિષ્યમાં આવાજ પ્રકારની સાહિત્યસેવા ઉત્તરોત્તર બજાવવાને શક્તિમાન થઈશું એજ

ની ગ્રાહકોના કૃપાભિલાષી,

પ્રકાશકો — { પ્રાણલાલ જીવણદાસ વજાણી.
હરીલાલ જીવણલાલ ઠક્કર.

ભારતગૌરવ ગ્રંથમાળા. પ્રથમ ગ્રંથ.

# વિનાશીની વામા

અથવા

## રામરાજાનો સર્વનાશ.

લેખક—માધવરાવ ભાસ્કરરાવ કર્ણિક–સુરત.
સ્વામિભક્ત સુરપાળ, રાજર્ષિ ભર્તૃહરિ,
સદ્ગુણી શશીકળા આદિના લેખક.

(પુન મુદ્રણાદિ સર્વાધિકાર લેખકને સ્વાધીન છે)

પ્રકાશક—
હરિલાલ જીવણલાલ અને પ્રાણલાલ જીવણલાલ.
બુકસેલર્સ અને પબ્લીશર્સ.
૬૦ પોલીસ લાઈન, તારઑફિસ સામે,
સ્ટેશનરોડ–સુરત.

સુરત–ચૌટાના પૂલ ઉપર આવેલા "શંકર" પ્રિન્ટીંગ પ્રેસમાં
નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમે છાપ્યું

પ્રથમ સંસ્કરણ] પ્રત ૨૦૦૦ [સને ૧૯૨૩

મૂલ્ય રૂ. ૨-૦-૦.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
૧૧૧૧૫
ગુજરાતી કૉપીરાઈટ સંગ્રહ

# ભારત ગૌરવ ગ્રંથમાલા.

(૧) વર્ષમા ગ્રાહકને પુરા બે રૂપિઆ ભરવા પડે એવી રીતે સાહિત્યના ઉત્તમ પુસ્તકો બહાર પાડે છે

(૨) માત્ર આઠ આના દાખલ ફી આપી ગ્રાહક થઈ શકાય છે

(૩) બે રૂપીઆમા સુંદર અને ઉત્કૃષ્ટ સાહિત્યના પુસ્તકો સસ્તામા સસ્તી રીતે આજ સંસ્થા આપે છે

માટે આજેજ નામ નોધાવો અને સાહિત્યના સુંદર પુસ્તકોથી તમારી લાયબ્રેરી શણગારો

થોડા સમયમા ગ્રંથમાલાના દ્વીતિય પુસ્તક તરીકે નીચલુ પુસ્તક બહાર પડશે

## "રૂસ દેશમાં રામરાજ્ય"

લેખક—માધવરાવ ભાસ્કરરાવ કર્ણિક.—સુરત.

રૂશિઆના એક પ્રાચીન ઇતિહાસનુ અનુપમ ચિત્ર.

લખો—હરિલાલ અને પ્રાણલાલ.

માલેકો—'ભારત ગૌરવ ગ્રંથમાલા' અને નવજીવન

પુસ્તકાલય—સ્ટેશનરોડ

તારઑફીસ સામે—સુરત.

# પ્રસ્તાવના

પ્રસ્તુત નવલકથા પ્રાતઃસ્મરણીય મહારાષ્ટ્રની ઐતિહાસીક ભૂમિકા ઉપર રચાએલી છે અને મુખ્ય ઐતિહાસીક વસ્તુ કાયમ રાખી તે સમયના વાતાવરણ અનુસાર કેટલીક કથાઓ કાલ્પનિક રીતે નવીન ઉમેરવામા આવી છે છતા પણ તે પ્રકરણો અસંબંધ અથવા કઠોર ન થાય તે વિશેષ લક્ષમા રાખવામા આવ્યુ છે વિજાપુર અથવા વિજયનગરનો નાશ શી રીતે થયો તત્સંબંધે સીઝર ફ્રેડરીક નામના ઇટાલીયન પ્રવાસીએ આ પ્રમાણે નોંધ કરી છે–"વિજયનગરના યુધ્ધમા હિંદુઓનો પરાજય થવાનુ કારણ તેના સરદારોનો સ્વામી દ્રોહ હતો રામરાજાના સૈન્યમા કેટલાક મુસલમાન સરદારો પણ હતા તે પૈકી બે મુસલમાન સરદારોના આવા ગુપ્ત ષડયંત્રથી રામદેવનો પરાજય થયો" સીઝર ફ્રેડરીક ઈ સ. ૧૫૬૭મા એટલે તાલીકોટાના રણસંગ્રામ પછી બે વર્ષે વિજયનગરમા ગયો હતો આ ફિતુરી સરદાર કોણ હતા તત્સંબંધે તેમા કશો ઉલ્લેખ નથી પરંતુ આસરે ૭ સાત વર્ષ પર 'હિંદુસ્થાન રિવ્યુ' નામક માસીક પત્રિકામા એક મદ્રાસી ગૃહસ્થે 'વિજયનગરનૂ સામ્રાજ્ય' એ વિષય ઉપર સુલલિત લેખ લખ્યો હતો તે લેખમા તેણે વિજયનગરના નાશ વિષે નિમ્ન દંતકથાનો ઉલ્લેખ કર્યો હતો 'રામરાજાની યુવાવસ્થામા તેને એક મુસલમાન કુમારીકા સાથે પ્રેમ બંધાયો હતો અને તે મુસલમાન કુમારીથી તેને એક પુત્ર થયો કંઇક દિવસે પુત્રને લઇ તે મુસલમાન કુમારીકા અન્યત્ર પ્રસ્થાન કરી ગઇ, કંઇક વર્ષો પછી તેજ પુત્ર રામરાજના દરબારમા આવ્યો. તેને

નિરખતાંજ રામરાજાને તેના પ્રત્યે વાત્સલ્ય ઉપજ્યુ અને તેણે તેને પોતાનો શરીર સંરક્ષક બનાવ્યો કેટલાક કાળ પછી તેને અને રામદેવરાવને અતિ સ્નેહ બંધાયો તથા તેના વિના રામરાજાને સંસાર શુન્યવત થયો એક સમયે રામરાજાના અનુચરોએ એક મુસલમાન કુમારીને દરબારમા બંદીવાન તરીકે આણી, રામરાજાએ તેનો ધર્મ ભ્રષ્ટ કરવાની આજ્ઞા કરી, પેલા યુવકને રામરાજાના આવા કૃત્યથી અકથીત ક્રોધ ઉપજ્યો અને રામરાજાની આજ્ઞાનો તેણે પ્રતિરોધ કર્યો રામરાજાએ તે સ્ત્રી પેલા યુવકને સોંપી દીધી અને તેની સાથે વિવાહ સબંધથી યુક્ત થવા આજ્ઞા કરી પરંતુ તે યુવતીએ રામરાજા—કે જેણે ભર દરબારમા પોતાનુ અપમાન કર્યું હતુ તેનો સર્વ નાશ કરનારનેજ પોતે વરવાની પ્રતિજ્ઞા લીધી આ પ્રતિજ્ઞા તરી જઇ તે સુંદરીને મેળવવા માટે તે યુવકે અનેક પ્રપંચ યંત્રથી વિદ્યાપુરનો અને રામરાજાનો સર્વ નાશ કર્યો'

આ દંતકથા પર સઘળી નવલકથાનો આધાર છે તેમા સત્યાંશ કેટલો છે તે જાણવાને કશા સાધનો ઉપલબ્ધ નથી તેમ તે દંતકથા અસત્ય છે એ કહેવાને લેશમાત્રપણ અવકાશ નથી આજ દંતકથાને આધારે મરાઠી સુપ્રસિધ્ધ નવલકથાકાર સ્વ શ્રી હરિ નારાયણ આપટે એ 'વજ્રાઘાત અથવા વિજયનગરચા વિનાશકાલ' નામક દંતકથા રચી છે અને તેજ પાયાપર પ્રસ્તુત નવલકથા મંદિર પણ ચણાયુ છે વન વિહારનુ સ્થાન શ્રિયુત આપટે કૃત નવલકથામા વિદ્યમાન હોવાથી તેજ કલ્પનાને મે અત્રે પણ સ્થાન આપ્યુ છે, તે સિવાય સર્વ રીતે ઉપરોક્ત 'વજ્રાઘાત' ની નવલકથા કરતા આ નવલકથા સર્વથાજ ભિન્ન છે રા આપટેની કાદંબરી પ્રેમરસ પ્રધાન છે પ્રસ્તુત નવલકથામા તેજ સ્થાન મે તે સમયના હિંદુમુસલમાન કલહને લક્ષમા લઇ વિરરસને

આપ્યુ છ પ્રભાવતી અને અફઝલખાન એ નામો કપિત છે છના પણ તે વ્યક્તિઓ હશે એનો ઉપરોક્ત દતકથાને આધારે નિવિવાદ છે ગમ તે હોય વિદ્યાપુરીનુ સામ્રાજ્ય આર્ય પ્રજાને એક ગૌરવદાયી મહારાજ્ય હતુ એ તો નિસશય છે વિજયનગરના રાજ્યની સત્તા કૃષ્ણભદ્રા સરિતાથી છેક કેપ કોમોરીન પર્યન્ત હતી અને તેમા અનેક ખડીઆ રાજાઓ હતા, તે સર્વમા મૈસુરનો નરેશ મહામાડલીક હતો વિજયનગરનુ રાજ્ય સ્થાપનાર હરિહર અને બુક્કરાય નામક બે સહોદર હતા જ્યારે વરગુલમા બ્રાહ્મણી રાજ્યનો ઉદય થયો તેજ સમયે વિદ્યાપુરનો પણ પાયો રખાયો આ વશમા નરસિંગ નામે મહાબળવાન રાજેન્દ્ર થઇ ગયા, ત્યારથી તે 'નરસિહકુળ ના રાજાઓ કહેવાયા, ઇતિહાસકારો કૃષ્ણરાય અને આદિલશાહના સગ્રામમા આદિલશાહનો વિજય થયો જણાવે છે છતા અનેક યુદ્ધોમા વિજયપુરે વિજાપુર પર વિજય મળવ્યા હોવાની તેજ ઘટનાને અત્રે સ્થાન આપવામા આવ્યુ છે વિજયનગરને સ્થળે હાલ મોટામદિરો મહેલો અને કિલ્લાના ખડેર દૃષ્ટિગત થાય છે તે ઉપરથી તે કેવુ બળવાન અને સમૃદ્ધિશાળી શહેર હશે તેનો કલ્પના આવી શકે છે, વિજયનગરનુ રાજ્ય ભારતના ગૌરવનુ અતિમ ક્ષેત્ર હતુ એ વાતપણ સ્વય સિદ્ધ છે આ રાજાઓ શૈવ પથી હતા અને તેઓ નૃસિહભગવાનના ઉપાસક હતા તેથી તે સમયે મહારાષ્ટ્રમા જૈન અને બૌદ્ધ ધર્મને સ્થાને પુન બ્રાહ્મણ ધર્મ સ્થપાયો મહા અમાત્ય માધવાચાર્યે બ્રાહ્મણ ધર્મની પુન સસ્થાપના કરવા માટે ઘણો પ્રબળ યત્ન કર્યો હતો વિજયનગરના રાજાઓ દક્ષિણી ભાષા બોલનારા હતા તેથી અત્રે 'મહારાષ્ટ' શબ્દમાજ વિજયનગરના સામ્રાજ્યના સમાવેશને કરવામા આવ્યો છે. એ રાજ્યમા નરસિહરાજ, કૃષ્ણરાજ અને રામરાજના

મહાપ્રતાપી અને સર્વશ્રેષ્ઠ મહારથીઓ હતા એ સ્પષ્ટ છે અને આર્ય પ્રજાને માટે તે ઘટના ખાસ કરીને ગૌરવ સ્પદ છે, બ્રાહ્મણી રાજ્ય પરથી વિજાપુરનુ રાજ્ય કેમ સ્થપાયુ તે માટે થોડો આવશ્યક ઉલ્લેખ આગળ કરવામા આવ્યો છે, તેનુ અત્રે પિષ્ટ પેષણ કરવુ અનર્થ કર છે અતમા ભારત વર્ષમા પુન કૃષ્ણરાજ, રામરાજ જેવા નરશ્રેષ્ઠ મહારથીઓ જન્મોએ ભાવના સાથે આ પ્રસ્તાવનાની પરિસમાપ્તિ કરતા રા હરિનારાયણ આપટેનો તથા આ નવલકથા સત્વર જન સેવામા રજુ કરવા માટે પ્રસ્તુત પુસ્તકના પ્રકાશકો મેસર્સ હરિલાલ અને પ્રાણુલાલનો લેખક સહૃદય આભાર માને છે આ નવલકથા બેવર્ષ પૂર્વે આરભાઇ હતી અને લગભગ થોડા સમય વિ તે પર્ણ કરવામા આવી હતી, એ દરમ્યાન પૂર્ણ સભાળથી તેને પુન તપાસવામા આવી છે છતા આ મારો પ્રથમજ ગદ્ય પ્રયાસ હોવાથી તેમા થતા દોષો માટે વાચક ક્ષમા આપશે જોડણીનો ક્રમ કેટલાક કારણોથી જાળવી શકાયો નથી, ભાષા દોષ હોય તો મારી માતૃભાષા દક્ષણી હોવાથી તે ક્ષમા યોગ્ય છે અસ્તુ **ઓમ્** શાંતી શાંતી શાંતી

કર્મવીરકૃષ્ણચદ્રની
જન્મતિથિ ૧૯૭૯
ગોપીપુરા સુરત.

સેવક

માધવરાવ ભાસ્કરરાવ કર્ણિક–સુરત.



# વિનાશીની વામા

અથવા

# રામરાજાનો સર્વનાશ.

## પ્રકરણ ૧ લું.

### પ્રમદાનુ પ્રયાણ.

ભારતવર્ષ કાંઈક અલૌકિક દેશ છે જગતભર જ્ઞાનનો પ્રવાહ આર્યાવર્તની અનેરી કુંજોમાથી વહ્યો છે ક્ષમા શાન્તિ અને અહિંસાના પાઠો આર્યાવર્તેજ યુગોથી વિશ્વને ચરણે ધર્યા છે, સ્વદેશયજ્ઞમા સર્વસ્વની આહુતી આપનાર ધર્મવિરોને ભારતી માતાએ જન્મ આપી જગતની સમસ્ત પ્રજાઓમા પોતાની મહત્તા સ્થાપી છે. યોગેશ્વર કૃષ્ણચંદ્ર મહારાજ, ધર્મવીર ધનંજય, બાલબ્રહ્મચારી અંજનીકુમાર, સર્વસ્વત્યાગી ભીષ્મપિતા-મહજી, મહાસતી અર્જુનપત્નિ, દેવી તારામતી એ ભારત માતાના અપૂર્વ સંતાન છે જગતની સઘળી પ્રજાઓ જ્યારે જંગલી દશામા વિદ્યમાન હતી ત્યારે ભારતવર્ષેજ પોતે ઉન્નતી અને સંસ્કૃતિના ઉપભોગો ભોગવ્યા હતા અને આર્યાવર્તના આશ્રેજ એકવાર યુરોપ, અમેરીકા એશીયા આફ્રીકા અને ઑસ્ટ્રેલીયા આદિ સર્વ પૃથ્વીના ભાગો હતા જગતની સમૃદ્ધિઓ

હિંદભૂમિને ચરણે ઝુકતી, આર્યાવર્તમા વૈભવના પુર ચઢયા તેના ઉછળતા મોજાઓ જોવાને સસારની આખો મુગ્ધ થઇ, ઇશ્વરનુ જ્ઞાન આર્યાવર્તે સસારને સમર્પણ કર્યું, રવિરાજ ભરમધ્યાહ્ન રાશીમા આવ્યા, કર્મવીર કૃષ્ણચદ્રનો યુગ મડાયો, વિમાન, વિધવાધી અનીલ, પર્જન્યશસ્ત્ર આદિ અનેક વૈજ્ઞાનીક શોધો થઈ, તેનો મ્હાભારતના મહાયુદ્ધમા ઉપયોગ થયો, પાડવો વિશ્વવિજયી થયા મ'યાહ્નકાળ નમ્યો સ'યા થવાની નોબતો ગર્જવા માડી મહાભારતના મહાયુ ધોમા ધર્મવીરોના વિઘ્ન થયો સધ્યા પડી આખા પ્રકારામા પણ મેવાડના પ્રતાપે અને દક્ષિણના મર્દ શિવાજીએ સવિતાનારાયણને પાછળ હઠાવવા યત્નો કર્યા જગતભર પોતાની કિર્તી પ્રસારી રવિરાજ તો આગળ વધતાજ ગયા વિભાવરીનો વિકટ અવસર આવ્યો પ્રજાને નિશ્ચય થયો કે પુન દિવાકર ઉદયાચળે આવવાનાજ છે પુણ્યપર્વનો તે મહોત્સવ ઉજવવા પ્રજાએ પોતાના પ્રાણ પાથર્યા તે આજનો દિવસ અથવા ગાધીયુગ

પરતુ પાઠકગણ ! આપણે એ ભારતી માતાના મ'યાનાળનુ એક દ્દ'ય અવલોકવાનુ છે વિજય નગરની વિજયીભૂમિમા પ્રવેશી ત્યાંનો અપૂર્વ અવસર નિહાળવાનો છે ત્યાનુ માનવ હૃદયને ભયપૂર્ણ લાગતુ નિબિડ અરણ્ય મનુષ્યોના કોલાહલથી આજે કેવળ નિર્ભય બની રહ્યુ છે ઠામઠામ યાત્રાળુઓના ઉતારા દૃષ્ટિગોચર થાય છે આસપાસનો આખો પ્રદેશ હિંદુવસ્તીથી ખીચોખીચ ભરેલો હોવા છતા આ મ'યસ્થાને એક મહાન દરગાહ દૃશ્યમાન થાય છે અને તેનુ મહત્વ સમસ્ત હિંદુ મુસલમાન પ્રજામા મનાય છે અનેક બાંધા આખડીઓ વડે ધન સંપત્તિથી પ્રેરાઇ હજારો મનુષ્યોની મેદની તેને ચર્ણે નમવા ઢળી પડે છે વસ્તુત પ્રજાનો અપ્રતિમ પ્યાર અને અવર્ણનિય વિશ્વાસ તે વીરની દરગાહ ઉપર છવાઈ

ચિત્ર ૧૭ મુ          વિનાશીની વામા



'આર્ટીસ્ટ હનિર'

"તેજ ક્રોધમા તેણે રામરાજાનુ ધડ અને શીર જુદા કરી નાખ્યા"

પ્રકરણ ૨૫ મુ ]

રહો છે અને કશીપણ ભિન્નતા વગર ત્યા આવા ઉત્સવને પ્રસગે ચતુરગી પ્રજાનો મહા મેળો થાય છે

દરગાહના અગ્ર ભાગમા ચકચકીત આરસનો લાબો અને મનાહર ચોક આવેલો છે માહેના ભાગમા પાઘડીપનેહ ચિત્રવિચિત્ર રગબેરગી લાદીઓથી છવાએલો ચોપાટ આકારનો ભાગ હોઇ તેની ઉપર પીરસાહેબની દરગાહ ચણેલી છે તેની ઉપર શ્વેતરગીય બહુમૂલ્ય વસ્ત્ર ઓઢાડેલુ છે અને સમિપમા કોડીઆમાથી શુદ્ધ લોબાનનો ધુમાડો ગોટેગોટા આકાશ તરફ વિહરતો જતો જણાય છે બાજુએ એક બેઠા ઘાટનુ છાપરુ દૃષ્ટિએ પડે છે દરગાહના ધાર્મિક કાર્યકર એજ નાનકડી પર્ણકુટીમા રહે છે સામેના રસ્તો અહીં ઉભા રહી ઘણે દૂર પર્યન્ત અવલોકી શકાય છે, અનેક યાત્રાળુઓ અને વાહનો હજી અસ્ખલીત રીતે ધસી આવે છે

ઘોડીવાર થતા એ માર્ગ પર એક સુદર રથ દૃષ્ટિએ પડયો બહારથી તેના સૌંદર્યમા કૃત્રીમ વસ્તુઓથી અપ્લ વધારો કરેલો હતો તેને જોડેલા સુદર શ્વેત બળદો લાબી મુસાફરી કરવા છતા પણ થાકયા નહોતા, કે તેમની ગતિ લેશ માત્ર પણ ક્ષિણ થતી નહોતી રથનો આકાર સોહામણો હતો તેવોજ માહેનો ભાગ પણ રેશમી ગાલીચા પાથરી ઉત્તમ વસ્ત્રોથી આચ્છાદિત કરેલો હતો દરગાહનુ પ્રવેશદ્વાર અતિ સાકડુ અને બેડોળ હતુ, તેથી બે મનુષ્યોને પણ સાથે પેસતા અતરાય નડતો હતો અર્થાત વાહનસહ અતર ભાગે પ્રવેશ થઈ શકતો નહોતો, વળી દેવદર્શને જવા માટે કાયાને જેટલુ અધિક કષ્ટ પડે તેટલુ અધિક પુણ્ય હોવાનુ શાસ્ત્રવચન હતુ. આવી ધર્મ ભાવનાને વશ થઇ શ્રીમત સ્ત્રી પુરૂષો પણ પગે ચાલીનેજ પીરસાહેબને દર્શને

જતા આવતા હતા ઉપરોકત રથ પીરસાહેબના દ્વારસમીપ આવીને અટકયો ત્વરીતજ બુરખામા સજ્જ થએલ બે સ્ત્રીઓ અને એક સાહામણો બાળક નીચે ઉતર્યાં અને અતિ તિવ્ર ગતિએ દરગાહના અંતસ્થાન પ્રતિ પ્રયાણ કરી ગયા સારથીએ થોડે દૂર એક ઝાડની છાયા તળે રથ હાંકયો, ત્યાંથી સમીપમા સરીતા દેવી વહેતી હતી આસપાસ વૃક્ષ વગેરે તો હતીજ કારણ કે આ ધર્મસ્થાન સ્વત અરણ્યના મધ્ય ભાગમા આવેલુ હતુ સારથી રામનાથે ત્યા રથ છોડયો અને બળદોને ચારો નાખી પોતે રથમા સુંદર ગાલીચા ઉપર આડો પડયો શ્રમથી થાકેલા હોવાથી તેને ઘસઘસાટ નિદ્રા આવી અને જોતજોતામા એક પ્રહર વીતી ગયા સંધ્યાકાળ થયો અને દરગાહમા નોબત વાગવાની શરૂ થઈ તેના [illegible] અવાજથી રામનાથ જાગી ઉઠયો થોડીવાર રાહ જોઈ તેણે પોતાનુ ભાથુ છોડી ઉદરદેવને આહુતી આપી રજનીના એક પ્રહર વિત્યો છતા પણ દરગાહે ગયેલી સ્ત્રીઓ પરત આવી નહિ એકાએક તેને કાંઈ સ્મૃતિ થઈ આવી હોય તેમ તે ઉઠયો અને સિધો દરગાહ તરફ જવા નિકળ્યો ઘડીમા બે ચાર ડગલા આગળ ભરતો તો વળી ક્ષણ ભર આસપાસ દૃષ્ટિ નાખવા ઉભો રહેતો રામનાથ પીરસાહેબની દરગાહ નજીક આવી પહોચ્યો રાત્રીએ માત્ર એક ફકીર સિવાય સઘળા દર્શનાભિલાષી લોકો દરગાહની બહાર હતા રામનાથ સભાળપૂર્વક પેલી બે સ્ત્રીઓની તપાસ કરી. દરગાહના સર્વ ભાગો કેવળ ખુલ્લા મેદાન જેવા હતા એટલે અધિક તપાસ કરવા જેવુ કંઈ હતુજ નહિ રામનાથને માત્ર દરગાહના ફકીરની ઝુપડી પર સંશય ગયો, તેથી તેણે ઝુપડીમા જઈને બરાબર તપાસ કરી પણ પેલી બે સ્ત્રીઓ કે બાળક કોઈ પણ દૃષ્ટિએ પડયુ નહિ રામનાથના ભયનો હવે પાર રહ્યો નહોતો તેણે ત્વરીતજ શીઘ્રગતિએ

૧૧૧૨૬



બળદો જોડી પોતાના રથ વિજયનગરના રાજમાર્ગે તરફ હાંકી મૂક્યો આઠ દસ કલાકની મુસાફરીમા એક પણ ક્ષણ તેને વિશ્રામ માટે મળી ન હોતી છતા પણ તે શ્રમિત થએલો જણાતો નહોતો રામનાથનો રથ વિજયનગરના રાજગઢમા દાખલ થયો

રાજગઢ એક નાનુ ગામ જેવુજ હતુ વચ્ચોવચ્ચ વિજયનગરના મહારાજનો ભવ્ય ગગનચુમ્બીત મહાલય દૃષ્ટિગોચર થતો હતો, પાસે તેવાજ બીજા ચાર બગલા હતા, તેનુ સૌન્દર્ય પણ અકથ્ય અને અવર્ણ-નીય હતુ તેની સમીપમા નાના પણ મજબુત ઘરોની ચાળી હતી, તે સિવાય અન્યથા પણ કેટલાક ન્હાના મોટા મહાલયો ઉપવનો વગેરે હતા અને તેની ફરતે એક ઉંચો અને સુદર પાષાણનો કિલ્લો બનાવેલો હતો એથી તે ક્ષેત્ર રાજગઢ કહેવાતુ રાજગઢમા એક મહાલય પાછળ બળદો છોડી જે મહાલયમા નગરના પ્રતિષ્ઠિત ગૃહસ્થો પણ જઈ શકતા નહિ તેમા રામનાથ દાખલ થયો, અને સઘળા મહાલયથી પરિચિત હોય તેમ જમણે દાદરે સડસડાટ ઉપર ચઢી ગયો દાદરના શિરોમુખપર ઓરડાનુ દ્વાર પડતુ હતુ તે માર્ગે અદર જઇ પુન બીજા દાદર વાટે તે અગાસીમા ચઢયો અગાસીની પાસેજ રામરાજાનુ રગભુવન હતુ એ ઓરડો 'વિશ્રાતીગૃહ'ના નામથી પણ ઓળખાતો ધોળા આરસના ચક ચકીત પત્થરથી તથા સુશોભિત રગબેરગી ચિત્રોથી તે ઓરડાના સૌંદર્યમા અભિવૃદ્ધિ થતી હતી. પ્રભાત થવાથી આપણો કથા નાયક રામરાજા સૌચાદિ કર્મોથી નિવૃત્ત થઇ ગયો હતો અને ઓરડામા રેશમના ગાલીચાવાળી બહુ મૂલ્ય ખુરશીપર બેઠો હતો આસપાસ આઠેક મનુષ્યોનો જમાવ હતો અને કઇક રાજ્ય પ્રકરણી બાબતોપર વાદવિવાદ ચાલતો હતો રામનાથને તેવી વ્યગ્રહાલતમા જોતાજ રામરાજાએ સઘળા મનુષ્યોને

વિદાય થવાનું સુચન કર્યું તત્ક્ષણ આખા ઓરડામા માત્ર રામરાજા અને રામનાથ એજ મનુષ્યો અવશેષ રહ્યા રામનાથ ભય અને ચિંતાથી એક પણ શબ્દ બોલી શક્યો નહિ એ ક્ષણ વીતી ગઈ અને રામચંદ્ર દેવેન્દ્ર અધિરાઇથી પ્રશ્ન કર્યો, "કેમ રામનાથ ! આટલો ભયગ્રસ્ત કેમ દેખાય છે ? શા સમાચાર છે વારુ ?"

"ક્ષમા કરો મહારાજ ! મહાશોકની વાત છે બન્ને સ્ત્રીઓ રઘુનાથને લઈ મને દગો આપી છટકી ગઈ છે રામનાથે અત્યંત મ્લાન અને ભયગ્રસ્ત વાણીથી પ્રતિઉત્તર આપ્યો

"અરે ચંડાળ ! શું કહે છે મૂર્ખ ! બન્ને સ્ત્રીઓ ક્યાં છટકી ગઇ ? શી રીતે ચાલી ગઇ અને તે ચાલી ગઇ તો તું હજુ અહીં કેમ ? શોધવા જવાનું પડતું મૂકી અહીં શા માટે આવ્યો ?" રામદેવે આશ્ચર્ય અને ક્રોધાન્વિત મુદ્રાએ કહ્યું

પ્રત્યુત્તરમા રામનાથે બનેલી સઘળી ઘટના આદિથી અંત પર્યન્ત વર્ણવી બતાવી રામરાજાએ શાંત ચિત્તથી રામનાથના સઘળા શબ્દો સાંભળી લીધા

"ઠીક રામનાથ, રામરાજાએ પ્રશ્ન કર્યો "જ્યારે પ્રભાવતી અને ગંગા ગાડીમા બેસીને જતા હતા ત્યારે માર્ગમાં શું વાતો કરતા હતા તે કાંઇ જાણે છે ?"

"ના મહારાજ ! એક શબ્દ પણ સઘળા માર્ગમા તેમના મુખમાંથી નીકળ્યો નહોતો તેઓ કેવળ વિચાર નિમગ્ન થઈ સ્વસ્થ ચિત્તે બેસી રહ્યા હતા

"હાશી ક્યાં ગયા, ' અને તેમની પાસે તે વખતે શું શું હતું ?"

"આપનો અનુચર એક પત્ર લઇ આવ્યો હતો તે તેમણે બાઇ સાહેબને આપ્યો પછી થોડીજ ક્ષણોમાં બાઇ સાહેબે દરગાહમાં યાત્રાએ જવા રથ તૈયાર કરાવ્યો અને કંઇપણ વસ્તુ લીધા સિવાય શરીર પર પહેરેલા વસ્ત્રો સાથેજ તેઓ રથમાં બેઠા માત્ર થોડા પુષ્પો અને લોમાન ગંગાએ પોતાની સાથે લીધો હતો." રામનાથે કહ્યું

"વારુ તે તેમની દરગાહમાં શું નું તપાસ કરી અને તેઓ નાશીજ ગયા છે, એમ તને શી રીતે ખાત્રી થઇ?"

"દરગાહમાં જે જે સતાવાની જગ્યા હતી તે સઘળી મેં જોઇ ફકીરની ઝુપડી પણ શોધી નાખી છતા પણ બાઇ સાહેબનો પત્તો લાગ્યો નહિ ત્યારે અનુમાન કર્યું કે તેઓ અવશ્ય પલાયનજ કરી ગયા હશે તેથી પાછો વનવિહાર તરફ ન ગયો અને આપને આ વર્તમાન કહેવા અહીંજ આવ્યો"

રામનાથના આ વચનો સાભળ્યા પછી તે નાશીજ ગયા હોવા જોઇએ એમ રામદેવરાવની પણ ખાત્રી થઇ છતા પણ તેનું હૃદય સ્વસ્થ થયું નહિ અનેક વિચાર તરંગો તેના હૃદયમાં ઉઠવા લાગ્યા ચિત્ત અસ્વસ્થ થયું રામરાજને પૃથ્વીના પ્રલયકાળનો તેજ પળે આભાસ થયો પુનઃ સૈયાપર જઇ જરા આડો પડયો પણ તેને શાંતીનો આભાસ સરખો થયો નહિ પુષ્કળ વિચાર કરતા કરતા અંતે તેણે રામનાથને પોતાનો અશ્વ અને તેના મૃગયાના સાહિત્ય લાવવાની આજ્ઞા આપી સાથે રામનાથને પણ અશ્વ સ્વાર થઇને આવવા ફરમાવ્યું અને પોતે સર્વ પોશાક પહેરી સજ્જ થયો, પરંતુ જેવો દાદર ઉતરી નીચે પગ નાખે છે કે એક અનુચરે આવી ખબર આપી કે "જ્યેષ્ઠ ભ્રાતા અર્જુનદેવ પધારે છે."

કચવાઇ, ગુસ્સે થઇ રામદેવરાવ પાછો વળ્યો અને પોતાના વસ્ત્ર ઉતારી મૂકી વડીલ બંધુની માર્ગ પ્રતિજ્ઞા કરતો પલંગ પર બેઠો. થોડી ક્ષણોમાં એક મજબુત રૂષ્ટપુષ્ટ કદાવર શરીર પુરૂષનો ત્યાં દાખલ થયો.



# પ્રકરણ ૨ જું.

## નિર્ણય.

વિદ્યાપુર અથવા વિજયનગરના સામ્રાજ્યની સમિપમાં વનવિહાર નામક સુંદર ક્ષેત્ર હતું અને વિજયનગરના રાજકુંભીઓ માટે ત્યાં સર્વ પ્રકારની ઉત્તમ વ્યવસ્થા કરેલી હતી. મૃગયા જતાં આવતાં અથવા અન્ય પ્રસંગે પણ ઘણી વખત વિજયનગરના મહારાજા વનવિહારમાં પધારતા હતા, અને ઉનાળામાં તો બહુધા મહારાજાનો મુકામ ત્યાંજ રહેતો હતો. તેથી મહારાજાના નિવાસ માટે વનવિહારના મધ્ય ભાગમાં શ્યામવર્ણીય પાષાણનો સુંદર માહાલય બાંધેલો હતો અને મહેલની અંદર રાજકુમારોને વસવા માટે જુદા જુદા ખંડો પાડયા હતા. મહાલયના અગ્ર ભાગે પત્થરની સુંદર કમાન હતી અને કમાનની પાસેથી ચોકના મધ્ય ભાગમાં સુંદર ઉંચો ફુવારો હતો. ફુવારાની ચારે મેર લલિત સુગંધીમય પુષ્પ તરૂઓનું નાનકડું ઉપવન હતું અને પાસે આરસપહાણનો મનોહર ચોક દ્રષ્ટિગોચર થતો હતો. રાજકર્મચારીઓ અને મહારાજા રાત્રીએ અગણ્ય આનંદ અનુભવવા ત્યાં એકત્ર થતા હતા. ચારેગમ ઉગેલા સુંદર મોટા વૃક્ષો અને ન્હાના પુષ્પતરૂઓથી તે ઉપવન કોઇ સ્વર્ગીયવાટીકા કરતાં

પણ અધિક પ્રિયકર લાગતું હતુ હાલ એ ઉપવન-વનવિહાર રામદેવની સત્તા નીચે હતુ

અત્યારે આખો મહાલય કેવળ અધકારમા અદૃષ્ય થઇ ગયો હતો વનવિહારમા વિભાવરીનુ સર્વ વ્યાપી સામ્રાજ્ય પથરાઈ ગયુ હતુ વનચર પશુ પક્ષીઓના ભીષણુ ધ્વનીકર્ણ ગોચર થતા હતા અને અરણ્યની ભયકરતાને વિશેષ ભયપ્રદ બનાવતા મહાલયના શિરો ભાગના એક ઓરડામા મીણબત્તીનો ઝાખો પ્રકાશ જણાતો હતો અને બે સ્ત્રીઓ બેઠા બેઠા વાર્તાલાપમા ગુથાઇ ગઈ હતી તેઓના વદનપર ગ્લાનીનો આવિર્ભાવ નિરખાતો, અને તે ઉભય અબળાઓ માતા અને પુત્રી હોય એમ સ્વાભાવિક અનુમાનીત થતુ

"ગગા !" એક સ્ત્રીએ બીજી અબળાને ઉદ્દેશીને કહ્યુ "હવે થોડીજ ક્ષણોમા મારે આ મહાલયનો ત્યાગ કરી કોઈ અન્ય સ્થાને જતા રહેવુ છે અને મારો અવશેષ જીવન વ્યવસાય ત્યાજ પરિપૂર્ણ કરવો છે, બોલ, હુ જ્યા જઇશ ત્યા મારી સાથે તુ આવશે ?"

'બેટા પ્રભાવતી ! આજપર્યન્ત હુ તારી પાછળ પાછળ તારી છાયાની માફક ફરી છુ અને જ્યા તે આનદ માન્યો ત્યાજ મે પણ સુખ અનુભવ્યુ છે તો હવે આજે આવો પ્રશ્ન ઉપસ્થિત કરવાનુ શુ પ્રયોજન છે ? માટે તુ આવો ઉદ્વેગ તજી દે અને પુન ઉલ્લાસથી મને કહે બાપુ ' તારે પાકુ આ નદનવન જેવુ વનવિહાર તજીને કયા જવુ છે ? બીજી સ્ત્રીએ શાત અને ગભીરમુદ્રાથી પ્રતિઉત્તર આપ્યો

"તે નિશ્ચય નથી, પ્રભુ જ્યા માર્ગ બતાવશે ત્યા જઇશ અને સુખેદુખે ગમે તેમ મારૂ આયુષ્ય પૂર્ણ કરીશ પણ હવે તો આ વન-

વિહારમા એક ઘુટડો સરખોય પાણીનો નહિ લઉં કે આ વનવિહારપર દૃષ્ટિ સરખીયે નહિ નાખુ "

" પણ તુ બોલતી શા માટે નથી તને આ મનોમય સુદર સ્થાન પર આમ એકદમ તિરસ્કાર શા માટે આવ્યો છે! જે સ્થળ તજી જવુ તને ઘડીભર પણ ગમતુ નહોતુ તેજ તારો મહાલય તેનાપર આજ આવો પ્રકોપ શો? અને તેને તજી અન્યત્ર ચાલ્યા જવુ એટલો બધો એ સ્થાન પ્રત્યે તને તિરસ્કાર શા માટે?

" ગગા! હવે એ વનવિહાર નથી પણ નર્કનો આગાર છે આ મહાલય, તેને અવલોકતાજ તેના પ્રત્યે તિરસ્કાર આવે છે ગમે તે રીતે હવે આ નર્કસ્થાનનો ત્યાગ કરવો એજ મારો અતિમ નિર્ણય અને નિશ્ચય છે છતાપણુ જો તારે ન આવવુ હોય તો ભલે રહે અત્રે! હુ તો ગમે તે પ્રકારે આ સ્થાનનો પરિત્યાગ અવસ્યજ કરીશ અને તુ ન આવશે તો એકલી પણ આ પૃથ્વીપર જ્યા સ્થાન મળશે ત્યા જઈ વિશ્રામ લઇશ "

" બ્હેન! સમસ્તવિશ્વમા હુ જ્યા સુધી જીવત રહીશ ત્યા સુધી જરૂર તારી સાથે આવીશ અને તારી સેવા બજાવીશ, પૃથ્વીના પટપર જ્યા જશે ત્યા તારી સાથેજ રહીશ પણ આ વૈભવ અને આવો અકથ્ય આનદ સમસ્ત જગતમા તને અન્યત્ર મળશે નહિ, દુખદર્દમા તારી કાયાને અપાર કષ્ટો પડશે અને એક ભિક્ષુકાના જેવુ વિષમ જીવન તારે ગાળવુ પડશે, માટે હજીએ નિશ્ચય કર અને પછી મને કહે હુ તો તારી સાથે આવવા તૈયારજ છુ."

"મને એવા દુખ દદની પરવા નથી, કષ્ટથી હુ કદી ભયભીત થતી નથી. માટે તેનો ભય તુ જરાપણુ રાખીશ નહિ ગગા! જ્યા પ્રેમ નથી, સ્નેહ નથી, ત્યા પળવાર પણ રહેવુ ઉચિત નથી. રામરાજાને હવે મારા પ્રત્યે અપ્રિતિ ઉપજી છે તો મારે પણ તેમનો પરિત્યાગ કરવોજ જોઇએ એવા પ્રેમ વિનાના સુખો ભોગવવા તેના કરતા શોકમા સસાર ગાળવો એજ શ્રેષ્ઠ છે. અને તેથીજ આ વન વિહારનુ પાણી પણ મારી કાયાના પોષણ કાજે અનુચિત છે એક સમયે મને વન વિહાર પ્રિય હતુ ત્યારે હુ રામરાજાની સહચારીણી હતી આજે મારો એ અધિકાર નષ્ટ થયો છુ હુ પણ તારા જેવી એક દાસીજ થઈ છુ માટે લાવ મારે માટે પણ તારા જેવા જીર્ણ વસ્ત્રોજ લાવ હુ તે પહેરી લઉ અને આ એક કાળનો વૈભવ, તેને છેલ્લા વદન કરૂ."

"બને તારી એમજ ઇચ્છા હોય તો તેમા પ્રતિરોધ કરવાની મારી મનો ભાવના નથી પણ હુ પ્રયાણુની તૈયારી કરૂ તેટલામાં તમે સત્વર ભોજન વ્યવસાયથી નિવૃત થઇ જાઓ કે પછી માર્ગનો શ્રમ તમને અધીક પીડા કરશે નહિ"

"જરાપણુ નહિ ગગા! તને મે અનેક વેળા કહ્યુ છે કે અત્રે હવે જળનુ બિદુ અને અન્ન મારે લેવુ હરામ છે તો તે સ્થળે ભોજન લેવા બેસુ એ કેમ બને? હવે તો તુ રામનાથને કહી ગાડી મગાવ કે આપણે સત્વર અત્રેથી પ્રયાણ કરીયે"

"તો તેમ કરો, લ્યો આ મારા વસ્ત્ર તે પરિધાન કરો એટલે હુ રામનાથને કહી વાહન મગાવુ છુ" ગગાએ કહ્યુ અને પોતાના જીર્ણ વસ્ત્રો પ્રભાવતીને આપ્યા ગગા શોકાન્વિત મુદ્રાએ મહાલયથી નીચે આવી. પ્રભાવતીના કથનનો હેતુ તે સમજી શકી નહોતી પણ

તેની અને રામરાજાની વચ્ચે કંઇ અંતર પડયો હોય એમ તેને સાહજીક કલ્પના થઇ વનવિહારનો પરિત્યાગ કરતા ભવિષ્યમા કેવી વિષમ દશા આવશે તેનો તેને આભાસ થયો પણ હડીલી પ્રભાવતી હવે પોતાની શિક્ષાનો લેશ પણ અનુગ્રહ નકરે એ ગંગા જાણતી હતી તેણે રામનાથને બોલાવ્યો અને સત્વર ગાડી લાવવાની આજ્ઞા કરી પોતે પુન ઉપર ગઇ પ્રભાવતી ઓરડામા રામરાજાની પ્રતિમા સમક્ષ ઉભી રહી અશ્રુપૂર્ણ નેત્રે તેને નિહાળી રહી હતી જે પ્રતિમા એક દિવસ તેને અત્યંત પ્રિય લાગતી હતી તેજ પત્થરની મતિ આજ જાણે તેનો તિરસ્કાર કરતી હોય એમ જણાયુ તેને ભૂત પૂર્વની સઘળી ઘટનાઓની સ્મૃતિ થઇ તેમ તેમ પ્રબળ વેગથી તેના હૃદયની પ્રતિકૃતિ રૂપ અશ્રુધારાઓ વહી અને તેનો પાલવ ભીનો થઇ ગયો ક્ષણાર્ધમા તેના હૃદયમા પરિવર્તન થઇ ગયુ તેણે અશ્રુઓ લુછી નાખ્યા અને પાસેની પેટીમાથી કુહાડો કાઢી જોતજોતામા તેણે તે પત્થરનુ પ્રતિમાને છિન્ન ભિન્ન કરી નાખી તેના ટુકડા બહાર ફેકી દીધા રામરાજાની સુંદર ચિત્રેલી છબીઓ હતી તે પણ તેણે અગ્નિમાની સૂક્ષ્મ વસ્તુત રામદેવના સઘળા સ્મારક ચિન્હોનો તેણે નાશ કર્યો અને ઉન્માદની દશામા બબડવા લાગી, 'હાય પ્રભો ! દુખ અને કષ્ટો અવનોભવજ તે મારી કાયાને જન્મ આપ્યો છે બાળા પણથી મે અનેક આફતો સહન કરી છે પણ તારી દયા હજી પણ મોક્ષ જાણ ક્યારે થશે ! જે રામરાજાને હુ, પ્રાણથી પણ અધિક પ્રિય ગણતી, મારૂ મન આયુષ્ય મે જેને અર્પવાની પ્રતિજ્ઞા કરી હતી તેજ વ્યક્તિ જ્યારે મારો ત્યાગ પરિત્યાગ કરવાને તત્પર થાય ત્યારે હવે સસારની કઇ આશા અને ઉર્મિ પર મારે દેહને આશ્વાસન



'આર્ટિસ્ટ ઠાકોર'

" આમ બોલતા બોલતા પ્રભાવતી ઉઠી અને ગમગજાની તરવાર લઇ પોતાના કંઠપર તેનો પ્રહાર કર્યો, પરંતુ તેનો પ્રાણ ઘાતક પ્રહાર તેના કંઠપર પડે તે પહેલાં ગંગાના હાથ પર તે ઘા ઝીલાયો "

પ્રકરણ ૨ જુ ]    [ પૃષ્ટ ૧૯

આપવું ? ક્ષેત્ર ક્ષેત્રજ્ઞનો સંયોગ શામાટે અધિક ટકાવી રાખવો ? મે પ્રારંભથીજ ભૂલ કરી, હું એક મુસલમાન સરદારની કન્યા અને તે આ દુષ્ટ રામરાજા સાથેના પ્રેમમા પડી મારૂ સઘળુ જીવન ભ્રષ્ઠ કરી માતા પિતાનો પરિત્યાગ કર્યો અને રામરાજાને મારા કરીને રહી પણ વિધર્મી હિંદુ પુરૂષ તે મ રે। મુસલમાન સ્ત્રીનો અને તે પણ ધર્મ ભ્રષ્ટ કુળહિન અબળાનો શ નો સ્વિકાર કરે ? એજ મારા દુષ્ટ આચારવિચારનુ પરિણામ છે ધર્મ ત્યાગનુ જે ફળ મળવુ જોઇએ તે મને સર્વાંશે યોગ્યજ મળ્યુ છે તો હવે મારે સસાર પર દેહ ધારણ કરી શામાટે અધિક અવસર ગાળવો જોઇએ, તો બસ આજ પળે શામાટે મારા પાપી જીવનનો અંત ન લાઉં ? શામાટે રામ-રાજાએ મારો પરિ ત્યાગ કર્યો તેમ હુ આ મારી દેહનો ત્યાગ ન કરૂ ! ચાલ પ્રભાવતી ! તૈયાર થા અને તારા દુ ચારિત્રનો પ્રતિલાભ મૃત્યુ મેળવવા સજ્જ થા

આમ બોલતા બોલતા પ્રભાવતી ઉઠી અને રામરાજાની તલવાર લઇ પોતાના કંઠપર તેનો પ્રહાર કર્યો પરતુ તેનો પ્રાણઘાતક પ્રહાર તેના કંઠપર પડે તે પહેલા ગગાના હાથપર તે ઘા ઝીલાયો અને તેના હાથમાથી રક્ત પ્રવાહ વહેવા લાગ્યો પ્રભાવતી આ દ્રશ્યથી ઘણીજ શરમાઇ ગઇ યોગ્ય ઉપચાર કરી ગગાએ હાથે પાટો બાધી લીધો એટલામા રથ આવીને દ્વારમા ઉભો હતો બન્ને જણા નીચે ઉતર્યા અને રથમા બેઠા

"કેમ પ્રભાવતી ! એજ તારો નિશ્ચય ?" ગગાએ ગાડીમા બેસતા બેસતા પ્રભાવતીને પ્રશ્ન કર્યો.

"હા ગગા એજ" પ્રભાવતીએ ટૂંક ઉત્તર આપ્યો ગગા અને પ્રભાવતી બન્ને રથમા બેસી ગયા. ગાડી ધીમે ધીમે માગ

કાપવા લાગી ધીમે ધીમે વનવીહાર દ્રષ્ટિએથી દૂર જવા લાગ્યો. પ્રભાવતિ અનિમેષ નયને મહાલય અને વનવિહારને અવલોકી રહી હતી પુન તેના હૃદયમા શોકનો આવિર્ભાવ થઇ આવ્યો. તેણે અશ્રુપૂર્ણ નયને ગગાને કહ્યુ, "ગગા ! ગગા ! મારો મહાલય, મારૂ વનવિહાર સવ તજીને હુ જાઉ છુ જેને મે આજ પયન્ત પ્રાણાધીક ઉપવન ગણીને જેની અપૂર્વ સભાળ રાખી હતી તેજ વનવિહારનો હુ ત્યાગ કરૂ છુ. આ મારો ઉચો મહાલય, જો ધીમે ધીમે મારી દ્રષ્ટિએથી દૂર થાય છે ફરી મારે આ સ્થળો આમામાથે નથી અવલોકવા, નથી દેખવા, ફરી આ સુદર ભદ્રાના નીરમા સ્નાન કરી તૃપ્તી નથી મેળવવી ફરી ભદ્રા માતાનો સુદર પ્રવાહ આ નયનોએ નથી દેખવો ! ભદ્રામા ! આજથી હવે મારી પાપી કાયાના સ્પર્શ વડે તને પાપ ધારીણી નથી કરવી. તારા નિર્મળ સલીલને મારા અપવિત્ર શરીર વડે નથી બગાડવુ ! ઓ પવિત્ર વનવિહાર ! તારી દેહ પરથી આ પાપીણી હવે સર્વથા દૂર થાય છે છતા તુ આવો શોકિત કેમ ? ગગા ! જો જો જાણે વનવિહારના વૃક્ષોની ડાળીઓ મારો તિરસ્કાર કરે છે "

' પ્રભાવતી ! નહિ નહિ, વનવિહારના વૃક્ષ પલ્લવો તને લળી લળીને પુન આમત્રણ કરે છે " ગગાએ કહ્યુ

શોકથી લજ્જાથી, શ્રમથી પ્રભાવતીએ પોતાનુ શીર ગગાને ખોળે મકી દીધુ ગગાએ તેને આશ્વાસન આપી સુવાડી પોતાના પાલવથી પવન નાખવા માડયો થોડી ક્ષણોમા તેને નિદ્રા આવી ગઇ ગાડી ધીમે ધીમે આગળ વધી વનવિહાર દેખાતો બધ થયો દ્રષ્ટિ બહાર થઇ ગયો. ગાડી વનવિહારથી પિરમાહેમની દરગાહને માર્ગે વળી ગઇ પછી શુ બનાવ બન્યો તે આપણુ પ્રથમ પ્રકરણમા યથા વિધિ અવલોકયો



# પ્રકરણ ૩ જું.

## મહારાજા કૃષ્ણદેવ

પ્રસ્તુત નવલકથા ઐતિહાસીક નવલકથા છે અને વિજયનગરના પ્રાતસ્મરણીય આર્ય રાષ્ટનો સધ્યાકાળ કેવી રીતે થયો તથા આવુ પ્રબળ મહારાજ્ય અસ્તવ્યસ્ત કેમ થયુ તે જાણવાને માટે વિજયનગરનો સક્ષિપ્ત ઐતિહાસીક ઉલ્લેખ અત્રે આલેખવો આવશ્યક છે જ્યારથી ભારતવર્ષીય આર્યોએ 'પજાબનુ રક્ષણ'.તે 'સમસ્ત ભારતનુ રક્ષણ છે' એ ભાવનાને પોતાના હૃદય ક્ષેત્રમાથી તિલાજલી આપી ત્યારથી નદનવન ભારતવર્ષ ઉપર અનેક પ્રજાઓનુ આક્રમણ થયુ પરતુ મુસલમાન પ્રજાએ વિજય મેળવી પોતાની ગાદીજ ભારતવર્ષમા સ્થાપી, ત્યારથી આર્યાવર્તમા ધર્મકલહનો જન્મ થયો ક્રમશ મુસલમાન નરેશોએ મહારાષ્ટમા પણ પોતાની સત્તા દ્રઢીભુત કરી અને વિજાપુરનુ બળવાન રાજ્ય સ્થાપ્યુ ઇ સ ૧૩૪૭મા દિલ્હીમા ગગદેવ નામક મહાવિદ્યા સપન્ન જમીનદાર વસતા હતા તેમને ત્યા કૃષિકાર તરીકે જાફરખા નામનો મુસલમાન સેવક હતો એક દિવસ ખેતરમા ખોદતા જાફરખાને દ્રવ્યથી દાટેલા ધનના સાત ચરૂઓ જડી આવ્યા પ્રમાણિક ગુલામે તે સઘળી સપત્તિ તેસમયના મુસલમાન રાજકર્મચારીઓના શીરસ્તા પ્રમાણે સ્વાહાન કરતા ગગદેવને ચરણે ધરી. ગગદેવે જાફરખાનો આવો અદ્વીતીય નિર્લોભી સ્વભાવ જોઇ તેનુ ભવિષ્ય જોયુ અને ભાવીમા તે 'મહાન સમ્રાટ થશે' એવુ ભવિષ્ય ભાખી તેને પોતાની સેવામાથી મૂક્ત કર્યો. જાફરખાએ દક્ષિણ ભારતમા જઇ 'જાફરખા હસનગગુ' એ અભિધાન ધારણ કરી પોતાનુ સ્વતત્ર રાજ્ય સ્થાપ્યુ અને પોતાના સ્વામી ગગ-

દેવનુ સ્મારક અમર રાખવા પોતાનુ રાજ્ય ' બ્રાહ્મણી ' રાજ્ય એ અભિધાનથી ઓળખાવ્યુ એના વંશમા એ રાજ્ય સુમારે ૧૭૧ વર્ષ ચાલ્યુ છેલ્લા પાદશાહો નબળા થવાથી તેમના સમયમા એ રાજ્યના અન્યાન્ય અધિકારીઓએ પોતપોતાની સુબેગીરીના ગામો સ્વતંત્ર રાજ્ય તરીકે બ્રાહ્મણી સલ્તનતથી જુદા પાડ્યા બાદશાહ આદિલશાહે વિજાપુરમા ઇ સ ૧૪૮૯મા પોતાનુ સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યુ. ઇ સ ૧૩૪૭મા બ્રહ્મણી રાજ્યનુ બીજ દક્ષિણ ભારતમા રોપાયુ તેજ સમયમા તુગભદ્રા નદિથી છેક કન્યાકુમારી પર્યન્ત એક બીજા પ્રબળ હિંદુ રાજ્યની સ્થાપના થઇ તેનુ પાટનગર વિજયનગર હતુ વિજયનગરનુ રાજ્ય નરસિંહ કુળના નરેશોને હસ્તગત હતુ જે સમયે વિજાપુરની ગાદી ઉપર આદીલશાહ આરૂઢ હતા તે સમયે વિજયનગરની ગાદીએ પરમ પ્રતાપી કૃષ્ણદેવ મહારાજનુ આધીપત્ય હતુ અખૂટ દ્રવ્ય અને અગણિત સૈન્ય સમુદાયના પ્રભાવથી વિજયનગરના મહારાજાનો પ્રતાપ દશે દિશામા વ્યાપી ગયો હતો. અનેક માડલીક રાજાઓ કૃષ્ણદેવ મહારાજને ચરણે નમતા અને કૃષ્ણદેવનુ અભિધાન શ્રવણ કરતા મુસલમાન રાજ્યો ગળગળીત થઇ જતા હતા, પરતુ વિજાપુર સમ્રાટ આદિલશાહનુ હૃદય રજપુતોની પ્રભુતાથી છિન્નભિન્ન થઇ જતુ હતુ. આર્ય રાજ્ય અને આર્ય પ્રજાનો દક્ષિણ ભારતમાથી સર્વથા વિધ્વંશ કરવો એ આદીલશાહનો અતિમ હેતુ હતો એક દિવસ બાદશાહ આદિલશાહના દરબારમા બાદશાહના જન્મ દિવસ નિમિત્તે મોટી મીજલીસ હતી બાદશાહ મદિરાપાનની નિશામા કેવળ ચકચુર બન્યો હતો, તેનીજ દશામા તેણે વિજાપુરના રાજ્યના દ્રવ્ય કોષમાથી એક લક્ષ રૂપિઆ આપવાનો જહાગીરી હુકમ કર્યો આવી અયોગ્ય વર્તણુકથી

મહારાજા કૃષ્ણદેવને અતિપય ક્રોધ વ્યાપ્યો અને તેમણે વિજાપુરનો એ ગઢ જીતી પોતાના સામ્રાજ્યમા જોડી દીધો આ વર્તમાન વિજાપુરના દરબારમા ગયા કે ત્વરીતજ મુસલમાન વિરોને જન્નતમા દોડી જવાનુ મન થઇ આવ્યુ તેજ દિવસે બાદશાહ આદિલશાહે પ્રચડ સૈન્ય સાથે રણચડિકા ખેલવાનો નિશ્ચય કર્યો આદીલશાહનુ સૈન્ય વિજયનગરની સીમમા આવી પહોચતા વિજયનગરના આર્ય સૈનીકો પણ સ્વદેશ અને સ્વધર્મ રક્ષા માટે તૈયાર થયા વિદ્યાપુરના માડલીક રાજાઓ કૃષ્ણદેવ જેવા પવિત્ર અને પ્રતાપી રાજેન્દ્રની છાયા તળે રહેવાનુ પસદ કરતા અને જ્યારે જ્યારે યુદ્ધ પ્રસગ ઉપસ્થિત થતો ત્યારે કૃષ્ણદેવના સૈન્ય સાગરમા આનદથી આવી મળતા વિજાપુરનો અનાર્ય બાદશાહ વિજયનગર પર આક્રમણ કરવા માટે તુગભદ્રાની સીમમા આવી પહુચ્યા છે, એ વર્તમાન મળતા ઠામઠામથી માડલીક સરદારો સૈન્ય લઇ આવવા લાગ્યા અને વિદ્યાપુરીમા મોટો સમારભ મચી રહ્યો શુરવીર રજપુત વિરો પોતાનુ આયુષ્ય રણક્ષેત્રમા અવશેષ રહે કે ન રહે તેની પણ પરવા કર્યા વિના યથેચ્છ રીતે વિહરવા લાગ્યા કૃષ્ણદેવે સઘળા અતિથિઓનો આદર સત્કાર કર્યો અને યુદ્ધ વિચાર માટે ખાસ દરબાર ભરવાનુ નક્કી કર્યુ તેને માટે રાજમહાલયની સમીપમા સુદર મડપ ઉભો કરવામા આવ્યો.

બીજે દિવસે પ્રાતઃકાળથીજ નરશ્રેષ્ઠ સરદારો 'યુદ્ધ ભુવન'મા જઇને બિરાજ્યા, સંસ્થાનકાળ થયા અને પુરુ દમદમા સાહિત મહારાજા કૃષ્ણદેવની સ્વારી દરબારમા અપૂર્વ ઠપ સાથ દાખલ થઇ. માડલીકો, સરદારો અને નગરના પ્રતિષ્ઠિત ગૃહસ્થોએ ઉભા થઇને તેમને આવકાર આપ્યો. અને મહારાજા કૃષ્ણદેવ સિહાસન ઉપર આરૂઢ થયા. એક

તિવ્ર દ્રષ્ટિપાત સવત્ર કર્યા પછી તેમણે સભાજનોને ઉદ્દેશીને કહેવાનું શરૂ કર્યું, "મારા માંડલીકો! સરદારો અને પુરજનો! તમને અત્ર નિહાળતા મારૂ હૃદય કોઇ અપૂર્વ આનંદનો ઉપભોગ અનુભવે છે તમારી રગે રગમા વહેતુ ક્ષાત્ર લોહી આજે ઝળકી ઉઠ્યુ છે. મારે અધિક વિસ્તૃત કરવાની આવશ્યકતા નથી. પરંતુ તમે જાણો છો કે વિજાપુરના વિધર્મી બાદશાહે વિજયનગરની મહાન કિર્તિને ડોલાવવાનો નિશ્ચય કર્યો છે અને તેનુ સૈન્ય તુંગભદ્રાના ઉત્તર તિરપર ધસી આવ્યુ છે. આપણી ટેક, આપણો ધર્મ, આપણુ રાજ્ય રક્ષણ કરવાનો છે. તે તમે જાણો છો તે સિવાય આપણી દેહનો જગતને બીજો કશો ઉપયોગ નથી મુસલમાન સૈન્ય સાગર મર્યાદા તોડીને પ્રાત સ્મરણીય આર્યાવર્તમા ધસી આવ્યું છે અને ઉત્તર ભારતના સઘળા આર્ય રાજ્યો તેમા નાશ પામ્યા છે ત્યારે મહારાષ્ટ્રનુ નાક દક્ષિણ ભારતની કિર્તિ તમારાથી અને વિજયનગરથી અદ્યાપિ પર્યન્ત વિદ્યમાન છે જો આજ આપણે પ્રમાદમા કાળક્ષેપ કર્યો અથવા પરાજય મેળવ્યો તો અવશ્ય જે દશા ઉત્તરના રજપુતરાજ્યોની થઇ તેજ દશા આપણી થવાની અને મહારાષ્ટ્રની પુનિતભૂમિમા ધર્મ અને આર્યમંદિરોનો સર્વનાશ થવાનો તેથી ક્ષત્રિયો! આ કૃષ્ણદેવની ખાતર નહિ પરંતુ વિજયનગરના રાજ્યની એટલે તમારા રજપુતોની અને આર્યભૂમિને ખાતર ચાલો બધુઓ! પુન એકવાર યુધ્ધે ચઢો અને આપણી નિષ્કલંકીની, વિરપ્રસવિની, ધર્મધારિણી ભારતમાતાનો ત્રિલોકમા ત્રિકાળે જય જયકાર ગરજાવો"

" આયુષ્ય કહો શા કામનુ જો દેશસેવા ના કરી
ધિક્કાર તેના દેહને હૈયે ન જો હિમત ભરી,

ના મેક્ષનો અધિકારી તે રજપુત થૈ ઘેરે મર્યો
નિષ્ફળ ગયુ આયુ બધુ એ જન્મ પણ મિથ્યા ધર્યો
નહિ દેશ વ્હારે સચરે લેવુજ તેનુ નામ શુ
કિરતારના આ વિશ્વમા તે કુતરાનુ કામ શુ ?"

વિદ્યુત સમાન તિવ્ર વેગથી સ્રવતા કૃષ્ણ દેવના વચનો વડે રજપુત વિરોના હૃદય ક્ષેત્રમા શૌર્યનુ આચ્છાદન થવ લાગ્યું સર્વત્ર શાતીનુ સામ્રાજ્ય પથરાઇ ગયુ છતા પ્રત્યેક રાજવિરોના મુખમડળ પર ઉગ્રતા અને શૌર્ય સ્પષ્ટ અવલોકાતા હતા. પ્રત્યેક નરકેસરીના હૃદયમાથી એકજ ભાવના નીકળતી હતી કે —

" માતા તણુ દૂધ જે પીધુ પછી ના ઉજાળ્યુ સર્વથા,
કાયા કહો શા કામની તે જીદગી પણ છે વૃથા.
દઇને દગો જે દેશને વિશ્વાસઘાતી થાય છે,
પિતૃ બધા તે નિચના નક્કીજ નર્કે જાય છે.
અમ જન્મ રણુ ક જે દીધો સસારમા ક્ષત્રાણીએ,
નવ દેશના દ્રોહી બની કઇ દોષ કુળમા આણીએ."

થોડીક ક્ષણો આમ શાતીમા વહી ગઇ અને મહિસુરાધિપતિ મુખ્ય માડલીક નરેશે કૃષ્ણદેવની ઇચ્છાને અનુમોદન આપતા કહ્યુ- "સરદારો ! આજનો પ્રસગ કેવળ વિદ્યાપુરના સરક્ષણનો નથી કિંતુ સમસ્ત ભારતની કિર્તિ અને ધર્મના રક્ષણનો આજનો અવસર છે. આર્ય પ્રજાના માન, કિર્તિ અને ગૌરવપુન પ્રાપ્ત કરવાને વિજયનગરનું રક્ષણ કરવુ અત્યત આવશ્યક છે. આપણા પ્રમાદથી કદાચિત નકરે

નારાયણ અને વિજયનગરનો વિનાશ થયો તો તેથી આર્યસૃષ્ટિમા ભારે ઉત્પાત થશે અને સમસ્ત આર્યાવર્તના રજપુતોના શીર નીચા પડશે સમસ્ત ભારતવર્ષમા અત્યારે વિજયનગરનુ એકજ રાજ્ય પોતાની પ્રભુતા અને પ્રૌઢતા જાળવી રહ્યુ છે તેનો નિ'વંશ થતા આપણો ધમ, રાજ્ય અને કિર્તિ સર્વનો નાશ થશે. આપણી સત્તાનો નાશ થતા આર્ય પ્રજા માર્ગના પાષાણ પ્રમાણે રઝળતી થશે અને 'ધળે દિવસે આપણી વહુ દિકરીઓની આબરૂ લુટાશે આપણા ધર્મસ્થાનોના ટુકડેટુકડા થૈ જશે અને ભા તમાથી આર્ય ધર્મ અને આર્ય પ્રજાનુ અસ્તિત્વ પણ નામ શેષ થશે પરદેશીઓના વિષમયપાય નીચ આપણને અને આપણા સતાનોને ચુદાવુ પડશે અને આ અવસર મિથ્યા થયો તો પછી આપણા પૂર્વજોની સ્મૃતિ આણી આણીને વ્રથા આસુઓજ સારવાના અવશેષ હેશે સમસ્ત વિશ્વ અનિ'ત્ય છે આપણા શરીર–સ્ત્રી–પુત્ર–કલત્રાદિ અને ધરા ધામ ધન વગવાદ પણ સવ અનિત્ય છે તેનો માહ તજીને આપણી નશ્વર દેહને તુચ્છ માનીને માતૃભૂમિની સ્વતત્રતા માટે, આપણા ન્વધમ માટ, ગાબ્રાહ્મણ પ્રતિપાલન માટે અરે વેદધર્મના અને આર્ય સન્નારીઓના શિયળ રક્ષણને માટે તથા આર્યોના ઉદ્ધાર માટ રણમા પડીને આપણા નામ **'यावत्चन्द्रदिवाकरौ'** અમર કરી સ્વગ વિહરવામા કાતો વિજય પ્રાપ્તી કરી આપણુ અખડ કિતિધન અસ્ખલિત રાખવામાજ આપણા જીવનની શોભા છે અને તેજ રજપુતોનુ સાચુ જીવન કર્તવ્ય છે એવો કોણુ અભાગી રજપુત હશે કે જેને સ્વધર્માભિમાન ન હોય ! માટે શુરાઓ ! સાવધ થાઓ અને મ્યાનમા મુકેલી તમારી શુરી સમશેરોને એકવાર ફરી ચમકાવી ભારતની ભગ્ન થએલી ભવિતવ્ય

તાનો ભાનુ પુન આર્યભાગ્યાકાશમા ઝળકતો કરો. માતાને ઉદરે જન્મીને વિશ્વના ઐહિક ભોગવિલાસો સેવવા રજપુતોના શરીર સૃજાયા નથી તે તો રણમાં રમતા રિપુને મૃત્યુદાન દેવાને, તલવારને ભાલાના પ્રહાર ઝીલવાને અને સ્વર્ગે જવાને સૃજાયા છે. સ્વધર્મ માટે જોહાર કરતા શીખેલી ક્ષત્રાણીના સંતાનો ! તે સાબીત કરો, અને મહારાજા કૃષ્ણ દેવની કિર્તિને ગગનમા વિહરતી કરો બોલો "હરહરમહાદેવ."

"હરહરમહાદેવ" સવ સામંતોએ પ્રચંડનાદથી મૈસુરનરેશનો રણ શબ્દ વધાવી લીધો અને મહારાજા કૃષ્ણદેવના સૂચનથી તોપનો અવાજ કરવામા આવ્યો, રણક્ષેત્ર સંચારનો નિશ્ચય થયો અને રાજ ગાયકાએ પોતાના સુલલિત કંઠ વડે સંગીતનો પ્રારંભ કર્યો

## લાવણી.

નભ જુઓ ! પવનું ચીરી પ્રકાશ્યો ભાનુ,
રણશુરા ક્ષત્રીયો ! પછી ડરવું તે શાનુ ?
ગઇ નિશા દ્રષ્ટિ અહીં થઇ તેજમય સૃષ્ટિ,
તમ ઉભા પૂર્વજો કરે પુષ્પની વૃષ્ટિ.

ઓ નિડર કેસરી આવો !
તલસી તલવાર ચલાવો !
તમ રગે આયતા વહે છે,
તે પુકારી તમને કહે છે

તમ પિતૃરક્તના જુઓ ! પડયા આ ડાઘા ?
તમ સ્મરણ પયેથી કરો શું તેને આઘા,

એ દિવ્ય પથ પર પ્રયાણુ કરવાનુ છે,
નિર્ભય થઇને આ હવે વિચરવાનુ છે.
એ ક્ષાત્ર ધર્મની લ્હાણુ લગીર ભૂલાશે,
તમ ધર્મ કિર્તિને ટેક નષ્ટ સૌ થાશે

ઓ સત્ય વિર સહુ જાગો !
બસ ચનો ! ઉદ્યમે લાગો,
તમ પ્રણય વિષે ગઇ ડુબી,
જો ઉંચે ! અપ્સરા ઉભી

રહી ભરત ભૂમિની લાજ તમારે હાથે,
જઇ વસો સ્વર્ગમા દિવ્ય સુંદરી સાથ

" જે પુનિત ભૂમિ તમ કાય હજી પોષે છે,
જે ધરાપરે તમ દેહ આશરો લે છે,
એ દિવ્ય ધામ કરી આતનાદ પોકારે,
ઓ વિર પુત્ર ! સૌ ચઢો જનેતા વ્હારે "

ઓ વિરા ! તજો ભિરૂતાને,
બસ રહો, ભરત અભિમાને,
બધી તજી જગતની માયા,
ધા સર્મપિ યુધ્ધે કાયા.

નશ્વર તજી 'ક્ષણિક' દેહ મરી જાવાનુ,
રણશુરા ! ક્ષત્રીયો પછી કરવુ તે શાનુ.

સગીત અપૂર્વ થયુ. મહારાજા કૃષ્ણદેવના વિરતાયુક્ત ભાષણ વડે અને મહામાડલીકના ઉન્નેજક શબ્દોવડે પણ જે અસર ન થઇ તે અસર રાજગાયકોના શબ્દોથી થઇ ગઇ કૃષ્ણદેવ મહારાજની સ્વારી પોતાની સાથે મુખ્ય મુખ્ય માડલીકોને લઇને મહાલય પ્રતિ વિદાય થઇ દરબાર વિસર્જન થયો

સૂર્યાસ્ત થયાને બે પ્રહર વીતી ગયા, છતા લોકો લગભગ સઘળાજ જાગૃત અવસ્થામા હતા અને ઠામ ઠામ યુદ્ધની વાતો જોરશોરથી ફેલાઇ રહી હતી કોઈ વિજાપુરના રાજ્યને જીતી તેને વિદ્યાપુરીના સામ્રાજ્યમા જોડી દેવાના તો કોઇ મુસલમાનોને દક્ષીણમાથી સર્વથા દેશપાર કરવાના વિચાર તરગોમા ગુલતાન થઇ ગયા હતા કોઇને કૃષ્ણદેવના યુવા વસ્થાના પરાક્રમોની સ્મૃતિ થઇ આવતી તો કોઇને માડલીકોની સ્વામી ભક્તિ પર પ્રેમ ઉપજતો હતો ઘણાક મનુષ્યો પ્રાત કાળ થતા યુદ્ધારભના શુ સમાચાર આવશે તેનાજ વિચારમા મશગુલ હતા તો કોઇને વિજયનગના રાજ્યના ભાવી સર્વનાશના સ્વપ્ના આવતા ! કોઇ મુસલમાનોએ ઉત્તર ભરતખડમા કરેલી દુષ્ટ આવર્ત્તિઓનુ સ્મરણ થતાજ ભયભિત થઇ જતા તો કોઇ મોટા મોટા તડાકા મારી લોકોને ઉત્સાહ આપી રહેલા દૃષ્ટિગોચાર થતા હતા

મહારાજા કૃષ્ણદેવે સર્વ પ્રકારની યુદ્ધ વ્યવસ્થા કરી નાખી હતી. અને પ્રાત કાળે યુદ્ધ કરવાનો નિશ્ચય કર્યો હતો વિદ્યાપુરીનો સેના સમુહ ભદ્રાનદિના તટ પર છવાઇ ગયો હતો અને રણઘેલા રજપુતો પ્રાત કાળની પ્રતિક્ષા કરતા લલકારતા હતા કે —

" વાટ જુવે વ્હાલા તણી વનિતા વિયોગી જેમ,
વ્યાકુળ થઇ વ્હાણા તણી વાટ જુએ સૌ તેમ.

રણ સંગ્રામે જે પડે ભારતમા છે સાર,
તેને તો ઇંદ્રજ તણી મળે અપ્સરા નાર.
અધિરા થઇ આનદથી એમ કરે ઇચ્છાય,
કાષ્ટ ધુળના ગૃહતજી સ્વર્ગે જઇ વસાય
કયારે રાત વિતિ થશે સ્વર્ગીય દિવ્ય સ્હવાર,
કયારે રણમા ઘુમશે આ શુરી તલવાર
રણ જીતી વળવા તણો હૈયે નવ અભીલાષ,
સ્વર્ગે જઇને અપ્સરા છે વરવાની આશ
નિરખી નિશ્ચય સુભટનો સ્વર્ગ તણી સૌનાર,
તત્પર થઇ છે પરણવા સોળ સજી શણગાર *

પ્રભુની લીલા અદ્ભુત છે માનવહૃદયના ઉત્સાહને પળવારમા ઉભરાવી ગિરિને શ્રગે ચઢાવનાર તો પલકમા તેને નીચે ખીણમા ઢકેલી દેનાર કિરતારની કળા અજબ છે સૃષ્ટિને જેની ઉપેક્ષા નથી હોતી તે વસ્તુને તત્તજ સૃષ્ટિમા ખડી કરી દેવી અને જેને માટે જગત તલસતુ હોય તેના સસારને દર્શન પણ થવા, ન દેવા એવો કાઇ અજબ ઇશ્વરી પ્રભાવ છે બળ વૈભવ અને ધનમદમા મસ્ત બનેલા ઓને રકની ઝુપડીમા બેસાડી દેનારનો અને જાફરખાં જેવા ગુલામને બાદશાહી રાજ્યનો સસ્થાપક બનાવનાર પણ કિરતારજ છે તે મનુષ્યનુ ધાર્યું થવા દેતોજ નથી તેજ નિયમાનુસાર કૃષ્ણદેવે પ્રાતકાળે રણ-

* આ કાવ્ય રાસમાળામાથી થોડા ફેરફાર સાથે લીધુ છે નવલકથામા આવતા બાકીના સઘળા શેરો કાવ્યો મે લખ્યા હોવાથી તેના શુભાશુભ ગુણોનો અધિકારી હુ છુ લેખક.

સગ્રામ ખેલવાનો નિશ્ચય કરેલો ત્યારે સર્વશક્તિમાન જગદાધાર એથી ઉલટી દિશાએજ કાર્ય કરી રહ્યો હતો એક પળ પણ વધારે વિજાપુરનુ સૈન્ય આર્ય ભૂમિપર ટકે એ ઇશ્વરનેજ અનુકુલ નહોતુ તેથી મધ્યરાત્રીએજ યુદ્ધનો આરભ થયો.

રાજપુત સેન્ય જ્યારે દૃઢ નિશ્ચય કરી પ્રાત કાળે યુદ્ધ આરભવા તત્પર થઇ રહ્યુ હતુ ત્યારે મુસલમાન સેનીકોમા તેથી સર્વથા જુદોજ પ્રકાર દૃષ્ટિગોચર થતો હતો વિદ્યાપુરની મહાન સ'નન સામે, યુદ્ધ આરભવુ ઘણા સન્દારોને ઉચિત લાગતુ નહતુ સૈનીકો મદ્યપાનની નીશામા ડોલતા હતા અને શસ્ત્રાસ્ત્ર પણ સઘળા અવ્યવસ્થિત હતા સુલતાન પોતે પણ નિદ્રાદેવીના સુખ'ાથી સામ્રાજ્યનો અનુપમ આસ્વાદ ભોગવતો હતો અર્થાત્ સઘળાજ મનુષ્યો નિદ્રાધીન થયા હતા. આદીલશાહ યુદ્ધનો વિચાર કરતાજ નિદ્રાધીન થયો હોવાથી તેનો આત્મા સ્વપ્ન સૃષ્ટિમા વિહરવા લાગ્યો તેને ગીઝનીના મહમદશાહે ભારતવર્ષમા સોમનાથનુ મહા યુદ્ધ કર્યુ હતુ તેનો દેખાવ ભાસમાન થયો મહમુદ વિજયી બન્યો અને સોમનાથ મહાદેવનુ લિગ ભાગવા મદિરમા પ્રવેશ કર્યો મૂર્તિપર મહમુદે પ્રબળ પ્રહાર કરવા માડ્યા તેના અવાજથી આદિલશાહ એકદમ ભયગ્રસ્ત બની જાગૃત થઇ ગયો આ સ્વપ્ન તેણે એક દૈવી સુચન ગણ્યુ અને શસ્ત્રાસ્ત્ર સજીને યુદ્ધને માટે તૈયાર થઇ રણવાદ્ય વગાડવાની આજ્ઞા કરી, આદિલશાહે સ્વય યુદ્ધની વ્યવસ્થા કરવા માડી અને સરદારોને ભદ્રાનદિ ઉતરી સામે તિર પડેલા વિજયનગરના સૈન્ય પર હુમલો કરવાની આજ્ઞા આપી રાત્રીના આવા ભયાનક અન્ધકારમય સમયમા એક પણ સરદાર સરિતામા સૈન્ય ઉતારવા તૈયાર નહોતો પરતુ ખુદાઇ સદેશો

સાંભળેલું બાદશાહી હૃદય હવે હાથથી છટક્યુ હતુ. મુસલમાની ધર્મનો વાવટો ઉડાવવાની ઇચ્છાવાળુ તેનુ ભેજુ કોઇપણ અંતરાયનો વિચાર ન કરતા સંગ્રામમા યશ મેળવવાને તલપી રહ્યું હતુ અંતે બાદશાહ પોતેજ એક હઝાર સૈનીકો સાથે ભદ્રાના શાંત સલિલમા ઉતર્યો મધ્યરાત્રીનો પ્રબળ અંધકાર અને મધ્યાનની ભરતીનો અવસર! એટલે બાદશાહનુ સૈન્ય મહાશ્રમથી પાર ઉતર્યું બાદશાહની સાથે સઘળાજ સરદારોને તેને અનુસરવુ પડયુ. મહારાજા કૃષ્ણ દેવને આ વર્તમાન મળ્યા કે તતક્ષણેજ કૃષ્ણ દેવે ગુપ્ત રીતે એક હઝાર સૈની-કોનુ બળવાન સૈન્ય સામે તિરે મોકલ્યુ અંધકારમા એ સેનાએ જઇ મુસલમાન સૈનીકો ઉપર એવો પ્રબળ છાપો માર્યો કે સઘળા સૈનિ-કોની કતલ કરી નાખી અને તે સ્થાને પોતાનુ સૈન્ય ગોઠવી દીધુ આ તીરે આદીલશાહ અને કૃષ્ણદેવને અપૂર્વ સંગ્રામ મચ્યો હતો. આદિલશાહનુ સૈન્ય કૃષ્ણદેવના બળવાન રણવીરો સામે પરાજીત થઇ પાછુ વળ્યુ, પણ જેવુ તે ભદ્રાના અર્ધે નિર કાપી આગળ ગયુ કે સામે તીરેથી પણ તીરનો વરસાદ છુટયો અને સઘળા સૈનીકોને ત્યાંજ જળ સમાધી લેવી પડી આદિલશાહ માત્ર સાત સૈનીકો સાથે અવ શેષ રહ્યો અને મહા પ્રયત્ને કૃષ્ણદેવના હાથમાંથી છટકો વિજાપુર જઇ પહોચ્યો રાજપુતવિરોમાં દર્પની હોળી મુકી રહી વિજયનગરનો સંપૂર્ણ વિજય થયો વિદ્યાપુરીને [illegible] શ્રૃંગારવામા આવી અને ઠામઠામ અપૂર્વ આનંદ ની [illegible]

આદિલશાહનુ આ કરાણ [illegible] બહુ ખિન્ન બની ગયુ હતુ. પોતાના સૈન્યની દુર્દશા તેને [illegible] શલ્ય વત ખૂચવા લાગી. વિજાપુરમા પ્રકટ થવાને પણ લજ્જા આવવા માંડી પણ કોઇરીતે

નિરૂત્સાહિ ન થતા તેણે કૃષ્ણદેવનો નાશ કરવા પોતાના સરદારોને એકત્રિત કર્યા અને વિદ્યાપુરનુ રાજ્ય કેવુ બળવાન છે અને તે મુસલમાની સલ્તનતનો કોઇ દિવસ અવસ્ય નાશ કરશે ' તત્સબંધે પોત્સાહક વાણીમા તેમને ઉશ્કેર્યા, અને પુન અતિ અલ્પ સમયમા વિદ્યાપુરનુ વૈર વાળવા માટે સૈન્ય તૈયાર કરવાની આજ્ઞા આપી કૃષ્ણદેવે પોતાનુ સૈન્ય રાયપુરના કિલ્લાપર મોકલ્યુ અને તે સર કર્યો ગામના હિંદુમુસલમાન સર્વને અભયદાન આપ્યુ અને વિજયપુર પ્રતિ ભક્તિભાવ અને આદર ઉત્પન્ન કરી રાયપુરના જાગીરદારને તે ગઢ સોપી દીધો તથા તેને વિજયનગરનો માડલીક નરેશ બનાવી પોતાનુ સૈન્ય પાછુ બોલાવી લીધુ તેજ સૈન્યે આદિલશાહનુ પાટનગર વિજાપુર પણ સર કર્યું કૃષ્ણદેવે આદિલશાહના જ્યેષ્ઠ પુત્રને બધન મુક્તિ આપી તેનેજ વિજાપુરનો ઉત્તરાધિકારી નિયત કર્યો પણ અલ્પ સમયમાંજ આદિલશાહે પોતાના પુત્ર પાસેથી વિજાપુર જીતી લઇ તેનો નિર્દય રીતે વધ કર્યો અને પોતાનુ પાયતખ્ત પુન વિજાપુરમા સ્થાપ્યુ કૌટિલ્ય મતિ કૃષ્ણદેવે આદિલશાહના કર્મ ધર્મ પ્રત્યે દુર્લક્ષ કર્યું અને પોતાના સામ્રાજ્યનેજ અધિક બળવાન બનાવવાનો વ્યવસાય આરભ્યો.



# પ્રકરણ ૪ થું.

## રામરાજા

વિજયનગરના મહારાજા કૃષ્ણદેવને ત્રણ રાણીઓ હતી પરંતુ મોટી વય સુધી મહારાજાને એક પણ સંતાન નહોતું. આથી ઘણા સરદારો અને ભાયાતોના આગ્રહથી તેમણે ચોથીવાર એક ધનવાન કુટુંબથી કન્યા જોડે પોતાનું લગ્ન કર્યું ભાગ્યયોગે તે રાણીને એક કન્યા અવતરી અને તે રાણી મરણ પામી. એટલે ભવિષ્યમાં વિદ્યાપુરની ગાદીનો સાચો વારસ કોણ થાય તેને માટે સરદારોમાં માહોમાહે ખટપટ થવા લાગી. મહારાજાએ આવા છળ પ્રપંચથી વિદ્યાપુરને બચાવી લેવા તે કન્યાના વિવાહ રામરાજા જોડે કરી તેને દત્તક લઈ વિદ્યાપુરની ગાદીનો ઉત્તરાધિકારી તેનેજ બનાવવાનો વિચાર કર્યો હતો અને તે સબંધે રામરાજાનો શો અભિપ્રાય છે તે જાણવા અર્જુનદેવ રામરાજાને મળવા આવ્યો હતો એ ઘટના આપણે પ્રથમ પ્રકરણમાં અવલોકી આવ્યા છીએ. રામરાજા અર્જુનદેવના કથનને સહમત થયો અને કૃષ્ણદેવની ઇચ્છા પ્રમાણે તેની પુત્રી જોડે વિવાહ કરવામાં પણ અનુમતિ આપી, અર્જુનદેવે હવે પછી રામરાજાને કૃષ્ણદેવની આજ્ઞા વિના વિદ્યાપુરની બહાર ન જવા આજ્ઞા કરી રામરાજાને તેની આ વાત બહુજ અસહ્ય થઈ પડી કારણ કે તેને પ્રભાવતીની શોધ કરવા માટે વનવિહારમાં જવુંજ હતું વનવિહાર પાસેની દરગાહમાં મુસલમાન લોકો અનેકવાર બંડ ઉઠાવતા હતા અને આસપાસની વિદ્યાપુરની પ્રજાને લુટી લેતા. બેત્રણ વાર તો કૃષ્ણદેવ મહારાજને એ દરગાહના

ખંડપરથી વિજાપુર જોડે મોટા યુંધો કરવા પડયા હતા આથી રામ-રાજાએ 'દરગાહમા મોટો બળવો થયો છે' એવુ અસત્ય કાલ્પનીક બહાનુ બતાવી અર્જુનદેવની બહાર જવા માટે આજ્ઞા લીધી અને રામનાથ સાથે તેણે વનવિહાર તરફ પ્રયાણ કર્યું રામરાજા અને રામ-નાથ ઘણાજ અલ્પ સમયમા વનવિહારમા આવી પહોચ્યા. રામરાજાએ પ્રભાવતીની સપૂર્ણ તપાસ કરી અને અતે તેના દર્શનની આશાનો ત્યાગ કરી નિરાશ થઇ ભગ્ન હૃદયે વિદ્યાપુર પાછો આવ્યો કૃષ્ણદેવના ઉપરોક્ત વિચારની રામરાજાને પ્રથમથી ખબર પડી ગઇ હતી અને તે વાત પ્રભાવતીને પત્રદ્વારા જણાવતા પ્રભાવતી તેથીજ ક્રોધાન્વિત થઇ વનવિહારનો પરિત્યાગ કરી અન્યત્ર પ્રસ્થાન કરી ગઇ હતી વનવિહારથી રામરાજા કઇ સ્થિતિમા પાછો ફર્યો તેનો ઉલ્લેખ કરવોજ અશક્ય હતો ક્ષોભથી, લજ્જાથી, પોતાની મુર્ખાઇથી અને રામનાથની બેદરકારીથી તેનુ મન સતપ્ત થયુ હતુ એક તરફથી કૃષ્ણદેવ મહારાજના જામાત્ર થઇ તેના દત્તક પુત્ર બની રાજ્ય મેળવવાની મહાત્વાકાક્ષા અને એક તરફ પ્રભાવતીનો નિર્મળ પ્રેમ એ બે વચ્ચે કયો લાભ અધીક શ્રેયસ્કર છે, તે નિશ્ચિત કરવામાં તેનુ મન ગોથા ખાતુ હતુ. એક તરફ તે વિદ્યાપુરનુ વિશાળ સામ્રાજ્ય મેળવવા માટે તલસતો હતો ત્યારે બીજી તરફ પ્રભાવતીના વિયોગથી ઘોર આક્રદ કરી રહ્યો હતો માત્ર તેના પુરૂષ હૃદયની કઠોરતાને લીધે તેના નયનમા અશ્રુઓનો અભાવ હતો. નેત્રો બધ થઇ ગયા હતા શ્રવણશક્તિ શુન્યવત બની હતી. રામરાજા એક તરફથી પ્રેમતૃપ્તિ અને બીજી તરફથી રાજ્યતૃપ્તિ એમ બન્ને લાભ સાથે મેળવવાનો પ્રયાસ કરતો હતો પણ તેમા તેનુ પ્રારબ્ધ અનુકુળ થયુ નહિ રાજ પ્રાપ્ત કર્યા પછી પ્રભાવતીને કોઇપણ રીતે સમજાવી પુન તેની સાથે પૂર્વવત સબધ કાયમ રખાશે એવી તેની મહત્વાકાક્ષા

હતી, પણ પ્રભાવતીના ક્રોધથી અને વનવિહાર ત્યાગથી તેની સઘળી ઇચ્છાઓ ધૂળ મળી ગઇ તેને અનેક પ્રકારે પશ્ચાતાપ અને ક્ષોભ થવા લાગ્યો "શુ મે આ વર્તમાન પ્રભાવતીને આપ્યાજ ન હોત અથવા લગ્ન થયા પછી જાતેજ તેની સમક્ષ સર્વ કથા નિવેદન કરી હોત તો શુ તેથી પ્રભાવતીને કોઇ પણ પ્રકારે શાંત કરી શકાત ? અહા ! હુ કેવો ઘાતકી ! નિર્દય ! નિચ પ્રકૃતિનો, કે જેણે પોતાના માતા પિતાનો પરિત્યાગ કર્યો, સ્વધર્મને સર્વકાળ માટે તિલાંજલી આપી અને મારેજ આશ્રયે આવીને રહી ત્યારે મે પણ તેનો ત્યાગ કર્યો ? પણ મે ક્યારે તેને વનવિહારનો ત્યાગ કરવાનુ કહ્યુ હતુ ? શુ મારે એક સ્ત્રી માટે મારૂ સમસ્ત સામ્રાજ્ય મૂકી દેવુ ? અતૂલ વૈભવ અને કિર્તિને તજી દેવા ! નહિ નહિ, એમા પ્રભાવતીને ખેદ થાય એવુ કશુજ મે તેની સાથે વર્તન ચલાવ્યુ નહોતુ પણ પરસ્ત્રીની બુદ્ધિજ ક્રમિ હોય છે તદ્દત પ્રભાવતી ક્રોધાન્વિત થઇ મારો ત્યાગ કરે તેમા મારો શો દોષ ? પરતુ પ્રભાવતીને અત્રે લાવતી વખતે મારી શી પ્રતિજ્ઞા હતી અને આજનુ મારૂ વર્તન તેથી કેવુ પ્રતિકુળ છે, તો પછી પ્રભાવતીને દોષ આપવો પણ શુ ઉચિત છે ! છતા ભલે ગમે તે થાય વિદ્યાપુરનુ સામ્રાજ્ય અને તેથી આર્ય ધર્મની ઉન્નતિ એ લક્ષનો ગમે તે ભોગે સાધ્ય કરવાજ છે ત્યારે હવે પ્રભાવતીનો પ્રેમ વિસર્જન કરવો પડે તો તેથી શુ થયુ ? આમ પરસ્પર વિરૂદ્ધ કલ્પનાઓ તેના મનમા આવતી હતી તેને કોઇ પણ રીતે શાંતીનો આભાસ સરખોય થયો નહિ કોઇ મહાવ્યાધિથી આત્માકલુષીત થઇ જેવી દયાજનક ચેષ્ટા કરે તેજ પ્રમાણે તેનુ હૃદય શોક કરવા લાગ્યુ એક તરફ રામરાજા આ પ્રમાણે વ્યગ્ર હૃદયથી સતાપ કરી રહ્યો હતો ત્યારે બીજી તરફ કૃષ્ણદેવ અને અર્જુનદેવની મન સ્થિતિ પણ તેવીજ હતી કારણ કે

રામરાજાએ વનવિહારમા જતી વખતે ત્યા મળવો થયાનુ બ્હાનુ આગળ ક્યુ હતુ રામરાજાના ઉદ્ધત-ઉ-ખન અને યુદ્ધપ્રિય સ્વભાવથી તેઓ લેશ પણ અજાત ન હોતા કદાચિત પ્રારબ્ધ યોગે રામરાજા મુસલમાન સમશેરનો ભોગ ન અપય તે માટે અર્જુનદેવ અહોનય તેને કોઇપણ તોફાની સ્થળે જવા દેતો નહોતો બીજી તરફથી કૃષ્ણ-દેવને મુસલમાની રાજ્ય તરફના ઉપદ્રવનો ઘણો ભય હતો પ્રસ્તુત સમયે કૃષ્ણદેવ વૃદ્ધાવસ્થાએ પહોચેલા હતા અને રામરાજાની દત્તકન્યા અને પોતાની પુત્રીનો લગ્ન મહોત્સવ એ બે શુભ કાર્યોનો તેમણે પ્રારભ કર્યો હતો કૃષ્ણદેવ રણયત્નથી ભયભિત થતા નહોતા પણ દૈવયોગે પોતાનો કાળ થયો તો પુત્રી લગ્ન મહોત્સવ અવલોકવાની તેમની ઇચ્છા પરિતૃપ્ત ન થાય એજ તેમના ઉદ્વેગનો વિષય હતો અને તેટલા માટે તેમણે અર્જુનદેવને રામરાજા આવે કે તરીતજ તેની પાસેથી એ સ્થાનપરત્વે શુ ઘટના બની છે તે જાણી લઇ પોતાને ખબર આપવાની આજ્ઞા કરી હતી રાત્રીના બારેક વાગ્યાનો અવસર થયો વિજયનગરના પ્રજાજનો નિદ્રાદેવીના સામ્રાજ્યમા મ્હાલવા લાગ્યા રજનીચર પશુપક્ષીઓના સ્વર વિભાવરીની ભયાનકતામા અભિવૃદ્ધિ કરતા હતા. અર્જુનદેવ પોતાના મહાલયની બારીમા બેઠો બેઠો રામરાજાની માર્ગ પ્રતિક્ષા કર્યા કરતો હતો. જેવો રામરાજાનો અશ્વ દરબાર ગઢના દ્વારમા દાખલ થયો કે તરતજ અર્જુનદેવ રામરાજાને મહાલયે ગયો કૃષ્ણદેવ મહારાજાના સેનાધિપતિ વિજયદેવને અર્જુન-દેવ અને રામદેવ એવા બે સતાન હતા પ્રસ્તુત નવલકથાનો પ્રધાન નાયક તે આજ રામદેવ અથવા રામરાજા હતો. રામરાજાએ જેવો મહાલયમા પ્રવેશ કર્યો કે તેને અર્જુનદેવે એવો પ્રશ્ન કર્યો, "કેમ

રામદેવ ! દરગાહના અને વનવિહાર તરફ મુસલમાનોએ કરેલા બંડના શું સમાચાર છે ?

અર્જુનદેવનો આવો પ્રશ્ન સભળી રામરાજા કેવળ આશ્ચર્ય ચકિત થયો તેને હવે શું ઉત્તર આપવો તેનું પણ યથા સ્થિત સ્મરણ રહ્યું નહિ કારણ કે વનવિહારમા પ્રયાણ કરતી વખતે તેણે સર્વ મન કલ્પીત વાતોજ અર્જુનદેવને કહી હતી છતા રામરાજા પોતાના બુદ્ધિ-કૌશલ્યથી અર્જુનદેવને ઉત્તર દેવા માટે સાવધ થઇ ગયો અને શાતીથી જાણે સઘળી ઘટનાઓ સત્યજ બની હોય તેમ વર્ણન કરવા માડ્યુ "હા, વનવિહાર અને દરગાહના બડની સ્થિતિ ઘણી ભયાનક હતી. અસખ્ય મુસલમાન ફકીરો અને મુસલમાન પ્રવાસીઓએ જગ મચાવ્યો હતો અને આપણી હિંદુ પ્રજાને અતિશય કષ્ટ આપ્યુ હતુ છતા મારા ગયા પછી ત્યાંની સ્થિતિ ઇશ્વરેચ્છાથી સત્વર સુધરી ગઇ છે અને બળવો સમી ગયો છે હવે પ્રસ્તુત કાળમા તેની ચિતા કરવા જેવુ કઇ નથી પણ હજીએ ત્યા મુસલમાન ફકીરો એકત્રિત થાય છે અને આપણી હિંદુ રૈયતને દુ ખ આપે છે તેનો બદોબસ્ત કરવાની આવશ્યકતા છે"

"જો આમજ હોય અને એ સ્થાન વિજયનગરના નાગરિકો માટે એવા ભયનુ સ્થળ હોય તો તે મટે અત્યારથીજ ઉપાયો લેવા જરૂરી છે. પાછળથી તેમનું પરિબળ વૃદ્ધિ પામશે અને આપણા રાજ્યમાજ યવનોનુ આવુ પ્રબળ ઠાણુ થાય તો કોઇ સમયે વિદ્યાપુરને તેથી ભયકર હાનિ થશે. માટે અત્યારેજ આપણા સૈન્યની સહાયતાથી એ દરગાહનો નાશ કરી નાખીએ તો એ ચિતા સર્વથા નિર્મૂળ થાય અને ભયનુ કશુ પ્રયોજન રહે નહિ"

"આપનુ કથન જો કે સર્વથા સત્ય છે છતા આજથીજ એવુ કરવાની કશી આવશ્યકતા નથી, કારણકે પોતાના ધર્મસ્થાનોપર આઘાત થવાથી સમગ્ર મુસલમાનોનો વિદ્યાપુર પ્રતિ કોપ ઉતરશે અને આપણા સૈન્યમા જે આરબ સૈનિકો છે તે પણ આપણો વિદ્રોહ કરતા થઇ જશે. હજી આર્યાવર્તના રક્ષણ માટે તો આપણે વિધર્મી વિદેશીઓ સાથે અનેક રણયજ્ઞ ખેલવા પડશે તો હવે અત્યારથીજ ઉતાવળ કરવાનુ શુ પ્રયોજન છે ? હાલને હાલ દરગાહનો વિધ્વંશ કરવા પ્રયત્ન કરવો એ તો સ્વહસ્તેજ ભયનુ આવાહન કર્યા જેવુ છે." રામ-રાજાએ કહ્યુ.

"પરતુ જો એ ક્ષત્ર આપણા રાજ્યને ભય કર્તા હોય તો પછી તેને એક ક્ષણ પણ અધિક આયુષ્યમાન થવા દેવુ એ પણ અયોગ્યજ છે મુસલમાનો આજ એ ધર્મક્ષેત્રમા ગમે તેવા તોફાન કરે છે તેને પછી વધારે તોફાનો કરતા વાર લાગશે નહિ અને ત્યારે એવી આપત્તિનો પ્રથમથી પ્રતિકાર ન કરવા માટે આપણને પશ્ચાત્તાપ કરવાનો સમય આવશે, વળી હાલ બાદશાહ સાથેના વિજયથી વિજયનગરનુ સૈન્ય પણ અતિ ઉલ્લાસમા છે તેને અત્યારેજ પુન સગ્રામમા દોરીએ તો કોઇપણ પ્રકારના કષ્ટ પડયા વિના અતિસરળતથી આપણો વિજય થશે" અર્જુનદેવે રામરાજાની માન્યતા કેવી ભ્રમમુલક છે તેનું દિગ્દર્શન કરાવતા કહ્યુ.

પરતુ વાસ્તવ રીતે વનવિહારમા બળવા જેવી સ્થિતિજ નહોતી. રામરાજાએ પોતાનો સ્વાર્થ સાધવા આવુ બહાનુ માત્ર શોધી કાઢયુ હતુ. જો ખરેખર યુદ્ધની તૈયારી થાય અને વિજયનગરનુ સૈન્ય

દરગાહનો નાશ કરવા માટે મોકલવામા આવે તો રામરાજાનું આ સવ મિથ્યાત્વ પ્રકટ થવાનો ભય હતો પ્રસ્તુત કારણથી કાંઇપણ અધિક તોફાન ન થાય અને સર્વ સ્થિતિ જેમની તેમ કાયમ રહે તે માટે રામરાજાએ અર્જુનદેવના કથનનો પ્રતિકાર કરતા કહ્યુ "એ વાત સર્વથા અસત્ય તો નથીજ પણ એ દરગાહ ઉપર ત્યાના આસપાસના હિંદુઓની પણ ઘણી શ્રદ્ધા છે અને આપણા આર્ય દેવ દેવી પ્રમાણેજ તેઓ પીરસાહેબને પોતાના ઇષ્ટ ઇશ્વર ગણી પુજે છે પીરની દરગાહનો વિનાશ કર્યા પછી જો ત્યા કોઇ મહામારીનો ઉપદ્રવ થશે તો એ હિંદુ પ્રજા પણ આપણી સામે થશે અને વિજયનગરના સૈનિકોને હિંદુઓની સાથેજ સગ્રામ ખેલવો પડશે"

"ત્યારે તમે તેને માટે શી વ્યવસ્થા કરી છે અને આપણી હિંદુ રૈયતને યવનોના સકષ્ટમાથી ટાળવા માટે શુ પ્રયત્નો કર્યા છે? જો ત્યાના વતનીઓ મહારાજા કૃષ્ણદેવની પાસે પડેજ આ બળવા માટે પોતાનુ રક્ષણ માગવા આવશે તો આપણા શાસન નીચેની ભૂમિમા હિંદુઓની નીચ પ્રકારે નિર્ભત્સના કરવા માટે આપણેજ મહારાજાના ઠપકાપાત્ર બની શુ."

"મે હાલમાં ત્યા પુષ્કળ ગુપ્ત અનુચરો ને મુસલમાન ફકીર અને મોલવીઓના વેશમા દરગાહમા રાખ્યા છે તેઓ સર્વત્ર ભ્રમણ કરી એ પિશાચોની પાપલીલા અવલોકી તેના પૂર્ણત વતમાન મને આપે છે, વળી અલ્પ અવસરમા દક્ષિણના સઘળા મુસલમીન રાજ્યોના સરદારો પોતાના સૈન્યસહ એ દરગાહમા યાત્રાર્થે આવનાર છે અને તેમા તેમનો અતસ્થ હેતુ વિજયનગરપર એકદમ આક્રમણ કરવાનો

છે એ સંઘને યાત્રાએ આવતા અટકાવીશું કે તેજ સમયથી સંગ્રામનો આરંભ થશે આવા કારણથી પદરેક દિવસ ત્યાં જાતે જઇ રહેવું એવો મે નિર્ણય કર્યો છે" રામરાજાએ પોતે નિશ્ચિતરીતે વનવિહારમાં રહી શકે તે માટે નવો પ્રપંચ રચ્યો.

"પરંતુ અલ્પ સમયમાંજ તમારો લગ્નમહોત્સવ છે અને પછી સત્વર મહારાજા તમને દત્તક લેવાની ક્રિયા કરનાર છે માટે એ અવસરો સાનંદ પૂર્ણ થાય, ત્યાં સુધી હવે કોઇપણ ઠેકાણે જઇ શકાય એમ નથી એ શુભ કાર્યો પુરાં થયા પછી તમે પ્રસ્તુત કામોનો આરંભ કરજો અને મહા સાવધાનીપૂર્વક એ પરચક્રનો વિનાશ કરી આપણો એ ભય સર્વથા નષ્ટ કરી દેજો"

"તેની આપે લેશ માત્રપણ ચિંતા કરવાનું પ્રયોજન નથી કારણકે હાલ તો પ્રભુનોજ વિજાપુર ઉપર કોપ ઉતરેલો હોય એમ લાગે છે અને એમના જેવીજ કાપટયકળાથી યવનોનો વિનાશ કરવો એ હું પણ ઉત્તમ પ્રકારે જાણું છું એટલે પલક ભરમાં ચાંચડ મચ્છર વત એમને મસળી નાખવા એ માત્ર રમત તુલ્ય છે"

"તે એમ તે હોય પરંતુ નબળાપણું શત્રુનીએ અપેક્ષા કરવી એ અયોગ્ય અને અનિચ્છનીય છે માટે શાંત રીતે ત્યાંનો સર્વ પ્રકાર સમી જાય અને તેમાંથી કોઇ નવો અગ્નિ કોપ ન ઉદ્ભવે એ લક્ષમાં રાખવાનું છે. હવે આ સઘળી વાત હું મહારાજાને કહું છું કે તેમનો પણ ભય દૂર થાય." અર્જુનદેવ પોતાનો અંતિમ અભિપ્રાય જણાવી કૃષ્ણદેવના મહાલય તરફ પ્રયાણ કરી ગયા.

અર્જુનદેવ રામરાજાનો મહાલય છોડી ગયો કે રામરાજાનુ મન પુન પ્રભાવતીનો સ્નેહ મત્ર સ્મરવામા ઉદ્યુક્ત થયુ. શ્રમથી તેના ગાત્રો મદ પડી ગયા હતા નિદ્રાથી આખો ઘેરાતી હતી ચિત્તમા અસ્વસ્થતા લાગતી હતી પ્રાત કાળ થતા સુધી તેને સુખમય નિદ્રાનો લેશમાત્રપણ આભાસ થયો નહિ પ્રાત કાળના પક્ષીઓ મજુલ સ્વરે પોતાનુ ગાન આલાપવા લાગ્યા. સૂર્યનારાયણ ધીમે ધીમે જેમ વિજેતા મહારથી પોતાની સત્તા પરાજિત રાષ્ટ્રપર સ્થાપે છે તેમ પોતાના કિરણકર જગતને પુન પ્રવૃત્તિના અકમા યુક્ત બનાવવા માટે પ્રસારવા લાગ્યા. રામરાજાના મહાલયથી દૂર એક પર્વતના શ્રગપર ભગવાન સવિતાનારાયણની મનોમુગ્ધ રમ્ય તામ્રવર્ણીય મુર્તિ દૃષ્ટિ ગોચર થવા લાગી તેનો આ ા પ્રકાશ રાજગઢના એક નાના સરોવર પર પડતો હતો અને તેની અદર વિકસતા સુદર કમળ પોતાની પાખડી પ્રસારી રામરાજાના તપ્ત મનને આનદ તૃપ્ત કરતા હતા અનિલની મદમદ લહરો વાતી હતી તે સાથે પુષ્પ તરૂઓની ઘસડાઇ આવતી સુવાસ નાસિકાને આનદ અર્પતી હતી સરોવરને તીરે ઉગેલા નાના નાના તરૂઓ, પુષ્પલતાઓ અને નવીન વૃક્ષપલ્લવો સૂર્ય પિતાના મધુર કિરણો પડવથી ઔર નવીન યૌવનમા પ્ર ાશતા. એવો મગળમય અવસર પણ રામરાજાને પૂર્ણત આનદ અર્પી શક્યો નહિ રામરાજાએ પોતાનો અશ્વ મગાવ્યો અને ગુપ્ત રીતે પુન વનવિહાર તરફ પ્રયાણ કર્યુ વનવિહારના રમણીય માર્ગપર રામરાજા અને સાથે તેનો પ્રાણ પ્રિય અનુચર ગમનાથ બન્ને અશ્વા પર પુર ઝપાટે ચાલ્યા જતા હતા. રામરાજાની સ્થિતિ અત્યારે જેમ ડુબતો મનુષ્ય તણખલાની સ્હાયતાથી પણ આયુષ્ય બચાવવા ઇચ્છે તેનીજ હતી તે કોઇપણ ઉપાયે પ્રભાવતીને પુન મેળવવા યત્ન કરવા લાગ્યો. રામરાજાનો પત્ર વાચ્યા

પછી પ્રભાવતી શોકાન્વિત મુદ્રાએ વનવિહારના એક સુંદર વૃક્ષની છાયા તળે વિચાર નિમગ્ન થઇ બેઠી હતી તે સમયનું રામનાથે જેવું વર્ણન કર્યું હતું તેવોજ આભાસ, તેવીજ પ્રભાવતીની પ્રતિમા રામરાજાના નયનો આગળ પ્રત્યક્ષ થઇ. રામરાજા, પ્રભાવતીએ ઉદ્વેગમાં આવીને વનવિહારનો પરિત્યાગ કર્યો હોય તો તે પોતાનો ઉદ્વેગ પૂર્ણ થતાં અવશ્ય પાછી આવશે એમ અનુમાનતો હતો પરંતુ પ્રભાવતીનો નિશ્ચય વજ્ર જેવો અચળ હતો અપ્રિય વસ્તુપર દૃષ્ટિપાત કરવાને પણ તે તૈયાર નહોતી રામરાજાનો ત્યાગ કરતી વખતે પ્રભાવતીએ પૂર્ણ નિશ્ચયથી તેનો ત્યાગ કર્યો હતો અને અવશેષ જીવન ફકીરી લઇ ઇશ્વર સ્મરણમાં વિતાવવાનોજ તેનો મનોભાવ હતો પાર્થિવ ભોગ વિલાસને તેણે તિલાંજલી આપી દીધી હતી અને પુનઃ કદીપણ સંસારમાં પ્રવૃત્ત ન થવાનો તેનો દૃઢ અભિલાષ હતો વનવિહારનો અશ્વમાર્ગ પુર્ણ થતાં ત્યાંથી પર્વતપરનો એક બીજો માર્ગ પડતો હતો. બન્ને બાજુએ પર્વતની ઉંડી ખીણો આવેલી હતી અને વચ્ચેથી એક માત્ર અશ્વ જઇ શકે તેટલોજ માર્ગ હતો. બન્ને બાજુની ખીણો એવી હતી કે જો માર્ગ પરથી અશ્વ પડી જાય કે તેનો એકપગ પણ જરા ખસી જાય તો અશ્વસ્વાર છે કે ખીણની નીચેના ભાગોમાં ગબડી પડવાનો સંભવ હતો ત્યાંથી એક પ્રવાસી સામો આવતો રામરાજાની દૃષ્ટિએ પડયો, એ માર્ગથી આજ પર્યન્ત કોઇપણ અશ્વસ્વાર કે અન્ય પથીકોને આવતાં રામરાજાએ નીહાળ્યા નહોતા. આજે એ ભયજનક માર્ગપરથી રુષ્ટપુષ્ટ શરીરના શ્યામવર્ણીય કદાવર અશ્વસ્વારને આવતા જોઇ રામરાજાના હૃદયમાં સ્વાભાવિક રીતેજ ભયનો અવિર્ભાવ થયો ધીમે ધીમે તે અશ્વસ્વાર આગળ વધવા લાગ્યો. રામરાજાનો અશ્વ પણ આગળ વધતો હતો થોડીજવારમાં બન્ને અશ્વો સામસામે થઇ ગયા કે

આગતુક વ્યક્તિએ પોતાનો સાંકેતીક શબ્દ અતિપ્રબળતા પૂર્વક ઉચ્ચાર્યો તતક્ષણેજ સર્વ દિશાએથી પાચ પાચ મુસલમાન સૈનીકો દોડી આવ્યા અને રામરાજા તથા રામનાથને બદીવાન બનાવી દીધા, રામરાજાએ પોતાની સમશેરથી અસખ્ય મુસલમાન વિરોને સ્વર્ગગામી બનાવી દીધા પણ તેમનો મનુષ્ય જથો ઘણો હોનાથી રામરાજા પરાસ્ત થયો અને બદીવાન બની તેમનો અનુગામી બન્યો રામરાજાને સાથે લઇ એ સઘળુ સૈન્ય જે વિકટ પથ પરથી પેલો શ્યામવર્ણીય પુરષ આવ્યો હતો તેજ માર્ગે વળ્યુ, પણ થોડે રસ્તે જતાજ તે પુરષ સામેથી રામરાજાના એક દૂતને સૈન્ય લઇ આવતા નીહાળ્યો આ નવીન ભયથી નિવૃત્ત થવા તેણે પર્વતની નીચેની એક ગુફાના દ્વારપર આવી બદુકના ત્રણ અવાજ કર્યા તે સાથે ગુફાનુ દ્વાર ઉઘડી ગયુ, રામરાજા અને રામનાથની આખો વસ્ત્રથી બાધી લેવામા આવી અને સઘળુ સૈન્ય એ અજ્ઞાત માર્ગે વળ્યુ થોડે ગયા પછી સઘળા પર્વતના મધ્યભાગમા જઇ પહોચ્યા, ત્યા ગયા કેડે રામરાજા અને રામનાથનુ નેત્રબધન છોડવામા આવ્યુ એ પર્વતના મધ્યભાગમા પર્વતને કોરીને અપૂર્વ સૌદર્યવતી ગુફા બનાવવામા આવી હતી અને ત્યાજ પર્વત કોરી નાખીને થોડા ઓરડા બનાવેલા હતા રામરાજાને અને રામનાથને ભિન્ન ભિન્ન ઓરડામા પુરી ત્યાથી પેલો સરદાર અને તેના સૈનીકો તેજ ગુફામા અન્યત્ર પ્રસ્થાન કરી ગયા પાર્વતીય પ્રદેશ હોવાથી ગુફામા સદા કાળ માટે અધકારજ વ્યાપેલો હતો રાત્રી હતી કે દિવસ તે જાણવાને કોઇપણ સાધન ઉપલબ્ધ હતુ નહિ એટલે રજની રૂપી કુટિલ કમસ્થાનમા ખરેખરી વિભાવરીજ વ્યાપેલી રહેતી હતી,



# પ્રકરણ ૫ મું.

## અબળા ઉદ્ધાર.

ગુફામા જો કે રાત્રી વ્યાપ્ત થએલી જણુની નહોતી પરતુ રાત્રીનો મધ્યાનકાળ પ્રસ્તુત સમયે ચાલતો હતો રામરાજા પોતાના ઓરડામા બદિવાનની અવસ્થામા પડેલો હતો એટલામા નખશીખ શ્યામવસ્ત્રાધારી એક અજ્ઞાત વ્યક્તિએ પાછળથી આવી રામરાજાના દ્વારપર રક્ષા કરનારનો કઠ પોતાની શમશેરના પ્રભાવે ધડથી જુદો કરી નાખ્યો અને તેનુ શબ જરા દુર જઈ એક કુવામા નાખી દીધુ પછી ધીમેથી રામરાજાના ઓરડામા દાખલ થઇ તેણે રામરાજાને જાગ્રત કર્યો અને પોતાની પાસેથી થોડા ફળ ખાવાને આપ્યા પાણી પાયુ અને તેના હાથપગના બધન દૂર કર્યા રામરાજા પોતાની સાથેના આવા દયામય વર્તનથી વિચારસાગરમા લિન બની ગયો પણ તેના આશ્ચર્યનો ભગ કરતા તે વ્યકિતયે રામરાજાને કહ્યુ, "વત્સ ' તુ મને ઓળખતો નથી પણ હુ તને ઓળખુ છુ તુ કૃષ્ણદેવ રાજાનો જામાત્ર અને વિજયદેવનો નાનો પુત્ર રામદેવ છે નહિ વારૂ ?" રામરાજાનો સત્યદર્શક પ્રત્યુત્તર મળે તેને માટે વાટ ન જોતા તે વ્યક્તિએ પોતાની વાક્ સરીતાનો પ્રવાહ આગળ વધાર્યો 'હાલ તુ જો કે કષ્ટમા છે છતા મને આશા છે કે તારો મારે હસ્તે ઉદ્ધાર થશે અને આ પાપી સ્થળના દુખમય જીવોનો તારે હાથે ઉદ્ધાર થશે"

"હુ આપને ઓળખતો નથી છતા આપનો હુ અત્યત રૂણી થયો છુ દેવ ! મને જણાઓ કે આપ કોણ છો ? આ રકપર કૃપા

વરસાવવા કયાથી પધારો છો ? અને અહીના દુખમય જીવોનો ઉદ્ધાર કરતા પહેલા મને અહી બદીવાન બનાવનાર રાક્ષસોનો હુ શી રીતે સહાર કરીશ ? આ દુખમયસ્થાનમા મારા ગાત્ર ભગી ગયા છે, નયને અધારા વળે છે અને મારી હિમત સર્વથા નષ્ટ થઇ છે આપ શો માગ બતાવો છો ?"

"બાપુ ! આ ગુફાનો હુ માલીક છુ આ ભૈરવી માતાનુ સ્થાન છે. ભૈરવીમાતા મહા પ્રભાવશાળી, સેવકો ઉપર સત્વર દયા કરનાર અને અતિ ઉદાર છે, પણ હાલમા આ સ્થાનક યવનોને હસ્તગત છે તેમણે તે જીતી લઇ અત્રે મહા અધર્મ પ્રવર્તાવ્યો છે તેથી માતાજી પોતાનુ સ્થાનક ઉઠાવી ગયા છે પણ મને આ એક તેમનુ સુદર ચિત્ર આપી ગયા છે અને મારા વચન સિદ્ધ થાય તે માટે મને વચન સિદ્ધિનો આશીર્વાદ આપ્યો છે હુ પ્રથમ કોઇ વિચારનુ મનમા ચિતન કરૂ છુ અને પછી આ ચિત્ર ઉરાડુ છુ તે જો ચત્તુ પડે તો તે વિચાર સિદ્ધ થવાનો હુ આશીર્વાદ આપુ છુ તે સત્ય નિવડે છે અને જે વખતે માતાજીની છબી અવળી પડે ત્યારે તે વસ્તુ સિદ્ધ થવાનો આશીર્વાદ ન આપવો એવી તેમની મને આજ્ઞા છે. બેટા ! ભૈરવી માતા મહા સમર્થ છે અને તેમને શરણે જનારાનુ યથાકાળ કલ્યાણ થાય છે પરંતુ અત્યારે માતાજી પોતાનુ સ્થાનક ઉઠાવી ગયા હોવાથી મારા સિવાય અન્યને તે સહાયતા કે દર્શન આપતા નથી માત્ર મનેજ દર્શન આપે છે"

"ભગવન ! જો આપના કથનાનુસાર મહામાયા ભૈરવી આટલા બધા પ્રબળ છે તો પછી એવા કયા કારણને લીધે માતાએ યવનોના દળથી પરાજીત થઇ પોતાનુ સ્થાનક અત્રેથી ઉઠાવી લીધુ છે અને જો

તેમજ હોય તો પછી માતાજી પોતાના અન્ય સેવકોની રક્ષા કરી શકે છે એ ઘટના શી રીતે માન્ય થઇ શકે ?"

"અહા નાદાન! તારી માન્યતા ભ્રમમુલક છે માતાજીએ ધાર્યું હોત તો તેજ ક્ષણે એમણે યવનોનો સર્વથા વિનાશ કર્યો હોત પરંતુ તેમ કરવુ ભૈરવી માતાને યોગ્ય લાગ્યુ નહિ અને તેથી તેમણે સ્વેચ્છાથી પોતાનુ સ્થાનક અત્રેથી ઉઠાવી લીધુ અને યવનોને માટે આ સ્થાન કેવળ નિર્ભય બનાવી આપ્યુ કેટલોક સમય તો મ્લેચ્છોએ અહી બહુ ધાર્મિકતાપૂર્વક સમય ગાળ્યો પણ હાલમા યવન સેનાપતિએ અત્રે અસખ્ય સ્ત્રીઓને આણીને બંદીવાસ આપ્યો છે અને તેમને ધર્મ કર્મથી દિન અને હિન બનાવી નાખી છે જ્યારે એનો વિષમ અત્યાચાર મારાથી દેખી શકાયો નહિ ત્યારે મે અનુષ્ઠાન કરી માતાજીને પ્રત્યક્ષ કર્યા અને તેમને એ નિર્દોષ અબળાઓનો ઉદ્ધાર કરવાની અભ્યર્થના કરી મહામાયાએ મારી પ્રાર્થના સ્વિકારી અને તમારે હાથે એ અબળાઓનો ઉદ્ધાર થવાનુ વરદાન આપ્યુ " તે શ્યામ વસ્ત્રધારી વ્યક્તિએ પોતાની મનોભાવના વ્યક્ત કરી

'ઠીક મહારાજ! જો આપની ઇચ્છા હોય તો એ મહામાયા શી રીતે જગતમા મુર્તિમત થાય છે, તે જણાવશો ? અને આ દુષ્ટોનો વિનાશ પણ શી રીતે થાય તેનુ સવિસ્તર જ્ઞાન મને આપશો તો આપની મહા કૃપા થશે આપથી અજ્ઞાત નથી કે વર્તમાન સ્થિતિમા હુ અત્રે નિ સહાય છુ તથા મારી પાસે શસ્ત્રાસ્ત્રોનો પણ અભાવ છે તો મહારાજ ! હું શસ્ત્રધારી યવનોનો પ્રાણ લઇ એ અબળાઓનુ શી રીતે રક્ષણ કરીશ તેની મને ચિંતા થાય છે" રામરાજાએ પોતાની નિર્બળતા દર્શાવી.

"તારા બીજા પ્રશ્નનો પ્રતિઉત્તર સરળ છે રાત્રીએ સઘળા મ્લેચ્છો મદ્યપાનની નિશામા એવા તો મગ્ન થઇ જાય છે કે આ સમસ્ત પૃથ્વી કપાયમાન થાય અને તેની ગર્જનાથી બ્રહ્માડ ગર્જી ઉઠે છતા તેઓની સુષુપ્તિનો ભગ થતો નથી માટે જ્યારે એવી દશામા તેઓ સુતા હોય ત્યારે સમશેરના પ્રહારથી તેનો નાશ કરી નાખશો તો બહુ સરળતાથી તમે ભયમૂક્ત બની આ નર્કવત સ્થાનને પુન સ્વર્ગપુરી જેવુ સુદર બનાવી શકશો અને અહીં કારાગૃહ નિવાસ સેવતી નિરાધાર અબળાઓનો પણ ઉદ્ધાર કરી શકશો હવે તમારા પ્રથમ પ્રશ્નનો ઉત્તર અવશેષ રહ્યો એ ગૂઢ જ્ઞાનનો વિષય છે અને સાધારણ બુદ્ધિ એવી ધાર્મિક બાબતો સમજવામા નિષ્ફળ નીવડે છે છતા પણ એ સબધે હુ તમને અલ્પાલ્પ જ્ઞાન આપવાનો યત્ન કરૂ છુ માનવ પ્રાણીનો આત્મા આદૃષ્ય શરીરમા રહેલો દેખાય છે પરતુ તે સિવાય તેને વિચારોનુ એક અન્ય અવ્યક્ત શરીર હોય છે મનુષ્ય આત્માની અતકાળે જેવી વાસનાઓ હોય છે તે પ્રમાણે પ્રત્યેક આત્મા મરણ પામ્યા પછી સ્થુલકાયા વિનાની અદૃશ્ય કાયા ધારણ કરે છે મનુષ્યોના વિચારો અતકાળે જો પરમાર્થીક અને જનકલ્યાણકારી હોય તો તેનો આત્મા દેવઅથવાદેવી સ્વરૂપે જગતમા વાસના શરીરનો આશ્રય કરીને વિદ્યમાન રહે છે અને જો આત્માના અતિમ વિચારો મલિન હોય તો તેજ આત્મા ભૂત પ્રેત અથવા પિશાચ તરીકે વાસના શરીરનો આશ્રય કરી જગતમા વિરામે છે પોતાના બળથી દેવદેવીઓ જગતનુ કલ્યાણ કરે છે અને ભૂતપિશાચો જગતનુ અકલ્યાણ કરે છે જ્યારે તેમની વાસના પુર્ણ થાય છે અને વાસના શરીરનો લય થાય છે ત્યારે તે આત્મા પરબ્રહ્મમા મળી જાય છે અને

જે દેવ અથવા દેવીનો પ્રભાવ અતિ જાજ્વલ્યમાન હોય તે આત્મા પણ આમ કિરતારમા મળી ગયો કે તેમનો પ્રભાવ નાશ પામે છે. આજ પરિસ્થિતિ પ્રમાણે ભૈરવી માતાનુ વિચાર શરીર અતિ જીર્ણ થયું છે અને અલ્પકાળમાજ તેનો વિનાશ થતા એ આત્મા પરિબ્રહ્મમા મળી જશે અને એમનો સર્વ પ્રભાવ નષ્ટ થશે. આ તમારા પ્રથમ પ્રશ્નનો ઉત્તર છે. આ સમશેર લે, અને અત્યરેજ બહાર જા યવનોના સહારનુ તારૂ કાર્ય પૂર્ણ કર અને આ સ્થાનનો ઉદ્ધાર કર એ મારી તને આજ્ઞા છે" એમ કહી તેમણે રામરાજાના હાથમા એક દૈવી સમશેર આપી

"હે પ્રભો ! આપની વાણી જેમ વધારે સાભળું છુ તેમ મને અધિક ઉત્સાહ આવે છે અને મારો ભય તથા શોક ટળી જાય છે. હવે આપ કૃપા કરી કહેશો કે ભવિષ્યમા મારૂ મૃત્યુ ક્યારે અને કેવી રીતે થશે ?"

રામરાજાનો પ્રશ્ન સાભળી તે શ્યામવસ્ત્રધારી યોગીરાજે પોતાની પાસેની માતાની છબી નીચે નાખી, છબીનો ઉપલો ભાગ નીચો ગયો અને પાછલો ભાગ ઉપર આવ્યો તે જોઇ તેમણે રામરાજાને કહ્યુ, "વત્સ રામરાજા ! તારૂ ભવિષ્ય કથવાની મહામાયાની ઇચ્છા નથી માટે એ અભિલાષ મૂકી દે અને સત્વર તારો શુ ધર્મ છે તેનો વિચાર કરી તારા કામે લાગી જા."

રામરાજા પુન કાંઈ પૂછવા જતો હતો પણ તે પહેલા તે યોગીરાજ ઓરડાની બહાર નીકળ્યા. રામરાજા પણ તેના દર્શન કરવા બહાર નીકળ્યો પણ પળવારમા તો તેઓ અદૃશ્ય થઇ ગયા હતા.

રામરાજાએ તેની શોધ કરવાને મિથ્યા યત્ન કર્યો નહિ અને સમશેર લઇને યોગીરાજે બતાવેલા માર્ગે વળ્યો માર્ગમા જે જે નિદ્રાધીન મનુષ્યો દૃષ્ટિએ પડયા તેનો રામરાજાએ સહાર કરી નાખ્યો અસખ્ય માનવ પ્રાણીઓ પલકમા તેમણે કરેલા સત્યાસત્ય કર્મોનો ઉત્તર આપવા કિરતારના દરબાર પ્રતિ પ્રસ્થાન કરી ગયા એમ આસરે સાડાત્રણસો માણસોનો રામરાજાએ નાશ કર્યો, આગળ જતા જતા ગુફા પુરી થઇ એટલે રામરાજાને ત્યાજ અટકવુ પડયુ રામરાજા જ્યાં ઉભો હતો તેની સામેજ વધારે અધકારમય ગુફામાથી ઝાખો દીપક પ્રકાશ આવતો તેની દૃષ્ટિએ પડયો તેણે ત્યા જઇને વધારે દ્રઢતાથી એ ગુફામા શુ બનાવો બને છે તે અવલોકવાનો નિશ્ચય કર્યો રામરાજાએ બહુજ ધીમે પગલે એ ગુફામાં પ્રયાણ કર્યું અને એક વૃક્ષને ઓથે ભરાઇ રહીને ત્યાનુ પ્રપચ નાટક ગુપ્ત રીતે નિહાળવા લાગ્યો એ ગુફાના મધ્યભાગમા એક વૃક્ષના થડ સાથે એક નિર્દોષ સ્ત્રીને નિર્દયતાથી બાધવામા આવી હતી અને જે મુસલમાન સરદાર રામરાજાને બદી વાન બનાવી લાવ્યો હતો તેજ તેની સામે ક્રુદ્ધ મુદ્રાએ બેઠેલો દૃષ્ટિ ગોચર થતો હતો તે સુદરીના નેત્રામાથી અસ્ખલિત અશ્રુપ્રવાહ વહી રહ્યો હતો.

"સરદાર સાહેબ ! આ દોરડાના એવા સખ્ત બધ મારા શરીરે બધાએલા છે કે મારાથી આ સ્થિતિમા એક પળ પણ હવે અધિક જીવી શકાય તેમ નથી. મારા ગાત્ર કપી ઉઠે છે અને જાણે હમણાજ મારો પ્રાણ આ દેહનો પરિત્યાગ કરશે એવુ કષ્ટ પડે છે માટે કૃપા કરીને આ બધનથી મને પ્રભુને ખાતર પણ મૂકિત આપો" તે સ્ત્રીએ અત્યત કરૂણોત્પાદક સ્વરે સામે બેઠેલા મનુષ્ય રાક્ષસને વિનતી કરી.

"મોહિની ! તારી વિનતી માન્ય કરવામા કશો પણ પ્રત્યવાય છેજ નહિ પણ તારા હઠનુજ આ પરિણામ છે તારા ઉપર મને અત્યંત સ્નેહ છે અને તને જરાપણ કષ્ટ ન આપવુ એવો મે નિશ્ચય કર્યો છે માટે મારૂ કહ્યુ માનીજા અને બધન મુક્તિ મેળવી સર્વ પ્રકારે આનદ ભોગવ" તે સરદારે જણાવ્યુ.

"સરદાર સાહેબ ! ભવિષ્યમા મારે આપની પ્રત્યે કેવુ વર્તન રાખવુ તે પણ હૃદય શાતીમા ન હોય ત્યા સુધી કાંઇ વિચાર થઇ શકતો નથી અને એવી દશામા જે કથન મનુષ્યો તરફથી કહેવામા આવે તોપણ તે સત્ય નિવડવાનો સભવ હોતો નથી માટે કૃપા કરી પ્રથમ મને બધનમુક્ત કરો એજ મારી આપને અભ્યર્થના છે" તે સ્ત્રીએ પુન પ્રાર્થના કરતા કહ્યુ.

સરદાર સાહેબના પાષાણવત હૃદયમાં કાંઇક દયાનો સચાર થયો તેમણે ઉઠીને તે દોરડાના બધન કાપી નાખ્યા અને તેને પોતાની સામે બેસવાની આજ્ઞા કરી તે સ્ત્રીએ સામે પત્થરની શીલાપર સ્થાન લીધુ અને પોતાનુ રક્ષણ કરવા સર્વશક્તિમાન જગદાધારને વિનતી કરતા તે અનિમેષ નયનો એ ધરતી માતા પ્રત્યે નિહાળી રહી

'મોહિની," થોડીવાર રહી તે સરદારે પુન પોતાની પ્રશ્નમાલા શરૂ કરી 'મે કાલે જે સ્ત્રીને અત્રે આણી હતી તેને નસાડી મૂકવા માટે તને સખ્ત શિક્ષા થવાની જરૂર છે, મે તારી વિનંતીપરથી આજ સુધી તને અહી એક દાસી તરીકે રહેવાની સગવડ આપી હતી પણ હવે તે નાસી જનાર સ્ત્રીનુ સ્થાન તારે સ્વિકારવુ પડશે અને મારી બેગમ તરીકે તારે તારૂ અવશેષ આયુષ્ય પૂર્ણ કરવુજ પડશે"

'તે સ્ત્રીની અત્યંત અસંત કરૂણોત્પાદક દશા જોઇ મને તેની પ્રત્યે દયા આવી અને જે સ્ત્રી સ્વાત્મ ઇચ્છાથી આપની બેગમ બનવા ન ઇચ્છતી હોય તો તેને વિના કારણ એવું કષ્ટ ન આપવું એવો નિશ્ચય કરી મે તેને નસાડી મૂકી."

"બસ ચંડાળ ! તારા એ ધાર્મિક વ્યાખ્યાનો સાભળવા માટે હું તને અત્રે લાવ્યો નથી તું જો મારી આજ્ઞા નહિજ સ્વીકારશે તો ગમે તેવા પ્રયત્નોથી ગમે તેવા કષ્ટ આપીને પણ હુ તને મારી બેગમ બનાવીશ તારૂં પતિવ્રત ભ્રષ્ટ કરી નાખીશ અને પછી આ તરવારથી તારી કાયાનુ છેદન ભેદન કરી તને યમદ્વારમા પહોચાડી દઇશ તુ હજી નદાન છે એટલે મારો પ્રભાવ જાણતી નથી અને મારી શક્તિને પીછાનતી નથી

"કરી ભસ્મ હુ બ્રહ્માડની ડોલાવુ દુનીયા લાતથી,
તાબે કરૂં ત્રણ લોકને આકાશ તોડું હાથથી,
હાકે ગજાવી અષ્ટને ગૃહની ગતિ ખાળી શકુ,
ઉપજાવી અગ્નિ ફુકથી દુનીઆ બધી બાળી શકુ
મુજ નાગણી તલવરથી સસાર સૌ અકળાય છે,
કે સુદરીના ગર્ભ પણ મુજ શબ્દથી ગળી જાય છે"

" સરદાર સાહેબ ! તમારા આવા ભયજનક શબ્દોથી મારો નિશ્ચય જરા પણ ડગતો નથી કહો તો હુ આપની જન્મ પર્યન્ત દાસી તરીકે સેવા ઉઠાવીશ અથવા આપ સોપશો તેવુ નીચમા નીચ કૃત્ય પણ કરીશ પણ મારૂ અમુલ્ય પતિવ્રત, તેને હુ દેહના ટુકડા થતા પણ ત્યાગીશ નહિ અને મારી એ ધર્મ પ્રતિજ્ઞાને પ્રાણાન્તે પણ ભાગીશ નહિ

"જલાવો ભઠ્ઠીમા કયા અગર તલવારથી કાપો,
જડાવો બેડીઓ પગમા પીવાને ઝેર પણ આપો
ભલે આ વજ્ર બધનથી સુકોમળ દેહને બાધો,
શરીર સહુના કરો ટુકડા છતાએ ના–નથી વાધો
ન દુખ કે કષ્ટ કે શોકે હ્રદય આ વજ્રવત મારૂ,
નહિ કરગે પતિવ્રતને કદી નિજ પ્રાણથી ન્યારૂ."

"જ્યારે મૃત્યુ નજર સનમુખ આવીને ઉભુ રહે છે ત્યારે તેનો સાક્ષાત પરિચય થાય છે અને એવીજ દશા તારી થઇ હોવાથી આ નિંદ્ય અને અઘટિત વચનો બોલાય છે પણ નિશ્ચય જાણજે કે મારો ટેક દઢ છે, તારા પ્રત્યે હવે મને લવલેશ પણ દયા નથી અને હુ તારા પતિવ્રતનો ભગ કરવાજ તૈયાર થયો છુ માટે માનીજા અને આ વિષમ કષ્ટથી દેહને બચાવી લે "

"ધર્મને માટે પતિવ્રતને ખાતર ગમે તેવા કષ્ટો વેઠવા પડે ગમે તેવા સકષ્ટ સહન કરવા પડે તેનો મને લેશ પણ ભય નથી અને એના ભયથી હુ કદાપી પણ તારે વસ થવાની નથી હુ પણ ક્ષત્રાણી છુ અને સિહની પુત્રી છુ યાદ રાખજે કે તમારા જેવા નર પિચાશોનો પ્રાણ લેવો એ મારે રમતની વાત છે અને તેવો પ્રસગ આવશે તો મારા વચનો કેટલા સત્ય છે તેની આપને ખાતરી પણ થશે. મારી કાયા ક્ષત્રાણીની છે અને તે મૃત્યુ પર્યન્ત ધર્મનુ પાલન કરવાજ વિધાતાએ સરજેલી છે

ભાનુ ઉગી અસ્તાચળે જગને શીતતા આપશે,
રજની પતિ નિજ તાપથી સંસારને સતાપશે.

સાગર થશે મીઠો ભલે સરિતા બધી ખારી થશે,
ડોલે હિમાચળ વિશ્વમા એવા દિવસ કદી આવશે.
પણ દેહ ક્ષત્રાણી તણી જીવતા પરાધીન થાય ના,
જેમ શસ્ત્ર રજપુત લોકના પર હાથમા કદી જાય ના ”

“ તારા આવા ગુમાની વચનો માટે તારૂ શિયળ ભગ કરવુ એજ તારે માટે યોગ્ય શીક્ષા છે. ચાલ દુષ્ટ ! તારા બળનો પરિચય આપવા તૈયાર થા હુ જોઉ છુ કે તારા પતિવ્રતનુ તુ શી રીતે રક્ષણ કરે છે અને તારી કાયા મારા હાથમા આવતા કેવી રીતે બચાવે છે જે વચનો અભિમાન પૂર્વક તુ ઉચ્ચારે છે તેના સત્યાસત્યનો તને અત્યારેજ મારે પરિચય આપવો પડશે તને અત્યારે પુન કહુ છુ કે સ્ત્રીઓના શરીર બહુ કોમળ અને બળહીન હોય છે માટે તારી વૃથાઘેલછા મૂકી દે અને મારે સ્વાધીન થા.”

“ નહિ થાય, નહિ થાય, જ્યા સુધી આ દેહમા પ્રાણ હોય, શ્વાસે પ્રવાસે શિયળવ્રતનુ ભાન હોય અને આ દેહમા રક્તનો સચાર હોય ત્યા સુધી તારી પાપી માગણીને હુ કદી પણ વશ થવાની નથી તે નથીજ મારી દેહ નિબળ હશે, હુ મારૂ આત્મરક્ષણ કરવામા નિષ્ફળ નિવડીશ તો જગતનો સૃજનહાર સચરાચર કિરતાર મારી વ્હારે આવશે અને મારૂ રક્ષણ કરશે ”

“ જેના વડે આ વિશ્વનુ મહાચક્ર ફરતુ જાય છે,
જેની અડગ શક્તિ વડે રાત્રી દિવસ બદલાય છે
શશી સૂર્ય આ સસારને જે શક્તિએ અપણ કર્યા,
ઉદ્ધાર ભક્તોનો કરી પાપી તણા જીવનો હર્યા.

તે આવીને નિજ સ્હાયથી આ દેહકંટો તોડશે,
તુજ પ્રાણને પણ સત્યના શુભ પથમાં એ જોડશે."

"અહા કેવી હાસ્ય જનક વાત છે! મોહિની! આવા મિથ્યા પ્રલોભનોથી શા માટે કષ્ટો ભોગવવા તૈયાર થાય છે અને તારા ભાવી કલ્યાણનો વિનાશ કરવા પ્રેરાય છે સંસારમાં પ્રભુએ કોઇને સ્હાયતા આપી નથી અને તે કોઇને એવી સ્હાયતા આપ તો પણ નથી માટે આવો અસત્ય હઠાગ્રહ તજી હજીએ મારે શરણુથા."

"નહિ થાય તે નહિજ થાય, પ્રાણ જાઓ, ગમે તેવા કષ્ટ પડો પણ એ પ્રતિજ્ઞા નહિ તૂટે તે તો નહિજ તૂટે"

"ઠીક ત્યારે જો અત્યારે તારૂ શિયળવ્રત ભાગે છે કે નહિ? જો તારો કિરતાર તને કેવી સ્હાયતા, આપે છે અને મારા હાથમાંથી તે તને કેવી રીતે બચાવે છે" આમ બોલતો તે સરદાર તે સુંદરીના શરીર પર ધસી ગયો અને કંઠમાંથી તેને પકડીને નીચે ભૂમિ ઉપર પટકી મોહીની પુનઃ ઉઠવાને પ્રયત્ન કરતી હતી પણ તેટલામાં તેના પગ દબાવી તેના કંઠપર પોતાનો હાથ મુકી તે એવા જોરથી દબાવ્યો કે મોહીની એ પુનઃ ઉઠવાની આશા છોડી દીધી તે કિરતારને વિનતી કરતી અને પોતાની ધર્મ રક્ષા માટે સર્વેશ્વર જગદાધારની પ્રાર્થના કરતી હિંમત રાખી તે બોલી "સરદાર સાહેબ! એટલેથી શા માટે અટકી જાવો છો લાવો, તમારી તલવાર લાવો અને મારો કંઠ કાપી નાખો, કાતો ગળુ દબાવી મારા પ્રાણ લ્યો પણ કૃપા કરી મને અન્ય પ્રકારે દુખી કરશો નહિ કે મને વ્રતભ્રષ્ટ કરશો નહિ."

"चुप रहे चडाळ! तारी એક પણ પ્રાર્થના હવે હુ સ્વિકારીશ નહિ" પેલા સરદારે કહ્યું અને તે નીચ રાક્ષસી ચેષ્ટા કરવામા પ્રવૃત્ત થયો, મોહીનીએ રહાયતા માટે મોટી ચીસ પાડી. તેમ તે અધિક અને અધિક ઉન્મત બની તેનો સ્પર્ષ કરવા લાગ્યો મોહીનીને ધમ ભ્રષ્ટ થવાને અલ્પક્ષણોનીજ ખોટી હતી પણ તેટલામા રામરાજાની તલવારે તે દુષ્ટ શરીર પ્રાણ ભ્રષ્ટ કરી નાખ્યુ મોહીની લજ્જાથી વ્યાકુળ વદને ઉભી થઇ, રામરાજાના મુખમાથી તેની સામે જોતાજ અસ્પષ્ટ ઉદ્‌ગારો નીકળી ગયા 'કોણ મહારાજા કૃષ્ણ દેવની કન્યા વિશ્વમોહિની?"

વિશ્વમોહિનીએ મહારાજા કૃષ્ણદેવની કન્યા અને રામરાજાની ભાવી પત્નિ હતી મોહિનીએ ત્યા બીજી જે જે સ્ત્રીઓનો એની કુટિલ વાસના માટે બદીવાસ થયો હતો તે ગુહાગૃહો બતાવ્યા રામરાજાએ તે સર્વને મુક્તિ આપી અને ગુફાથી બહાર આવી તેમને યથાસ્થાને મે કલી દીધા વિશ્વમોહિની પણ વિજયનગરમા પોતાના મહાલયમા આવવાને પુન સદભાગ્યશાલી થઇ. રામરાજાએ રામનાથની શોધ કરી પણ માત્ર તેનો પ તો લાગ્યો નહિ આથી તેણે એકલાએજ વનવિહારનો માર્ગ લીધો.

વનવિહારમા આવી તે સિધો મહાલયમા ગયો અને દરેક ઓરડા બરા બર તપાસી ને બધ કરી દીધા. વિશ્વમોહિનીના મોહક દર્શનથી પ્રભાવતીનો પ્રેમ ધીમે ધીમે કૃષ થવા લાગ્યો હતો. જે ઓરડામાં પ્રભાવતી રહેતી હતી તે ઓરડો બધા ઓરડાથી મ્હોટો હતો અને હત્યારી શસ્ત્ર અસ્ત્ર અને થોડા સુવર્ણ અલકારો પણ ત્યા હતા સર્વ બરાબર તપાસી રામરાજા બહાર નીકળ્યો બહાર નીકળતાજ તેને ઉર્દૂ અક્ષરોમા નિમ્ન

ભાવાર્થવાળી કાવ્ય પંક્તિઓ લખેલો પત્ર ઓરડાના દ્વાર પાસે પડી રહેલો જડયો. રામરાજાએ લક્ષપૂર્વક તે પત્ર ઉઘાડી અંદરનું કાવ્ય વાંચવા માંડયું —

"જ્યાં પ્રેમ ત્યાં પ્રેમી વસે એ ધર્મ છે પ્રણયી તણો,
વસવું શશીના પંથમાં અભિલાષ પંકજને ઘણો,
પણ ચંદ્ર દૂર દેશે વસી સતાય અબ્જો જોકદા,
નાખે નયનથી અશ્રુને રડતું કુમુદ રહે સર્વદા,
વિશ્વાસ ઘાતી થાય જો રવિરાજ વિસરી સ્નેહને,
થઈ પ્રેમ યોગીની વિસરવું અવશેષ એ રહે કુમુદને,
તે કાજ કુમુદિની જાય છે ઉદ્વેગથી પસ્તાય છે,
પણ ચંદ્ર કંચન કે કથીર તેની પરિક્ષા થાય છે."

કાવ્ય વાંચીને તુચ્છકારથી તે કઠોર રીતે હસ્યો. અને પત્ર ફાડી નાખ્યું મહાલયના સર્વ ઓરડા આમ વ્યવસ્થિત કરી તે બહાર આવ્યો અને મહાલયના મુખ્ય દ્વારને તાળું વાસ્યું. બહાર રામરાજાના અશ્વની લગામ પકડી ત્યાંનો માળી કાશીનાથ ઉભો હતો રામરાજાએ અશ્વ સ્વાર થઈ પેલા માળીને ઉદ્દેશી કહ્યું —

"કાશીનાથ! હવે વનવિહારમાં આવવાનું મારૂં ઘણુજ ઓછું થશે કારણ કે મહારાજાની તહેનાતમાંજ સદા સર્વદા હાજર રહેવું એવી તેમની આજ્ઞા છે. છતાં પણ ક્વચિત ક્વચિત હું અહીં આવી ચઢીશ અને વનવિહારની સૌંદર્યતામાં કંઈપણ ઉણપ આવશે તો તે માટે હું તને સખ્ત શિક્ષા કરીશ માટે વનવિહાર પર સંપૂર્ણ લક્ષ રાખજે. વળી આજ પર્યન્ત જેમ અહીંની સર્વ ઘટના ગુપ્ત રાખવામાં આવેલી તેજ પ્રમાણે હવે પણ સઘળું ગુપ્ત રાખવાનું છે.

આજ પર્યન્ત અત્રેનુ સર્વ આધિપત્ય જેમ રામનાથના હસ્તગત હતુ તેજ કાર્ય હવે હુ તને સોપુ છુ તેને દક્ષતાપૂર્વક સભાળજે અને પુન જ્યારે જ્યારે મારૂ અત્રે આગમન થાય ત્યારે પૂર્વવત મને આનદ મળે તેમ વનવિહારનુ સૌદર્ય કાયમ રાખજે" એટલુ કહી તેણે પોતાના અશ્વને વિજયપુરને માર્ગે દોડાવી મૂક્યો વનવિહારનો ત્યાગ કરતી વખતે જેટલી દિલગિરી પ્રભાવતીના અતરમા થઇ હતી તેનાથી અનેકધા રામરાજાને દુ ખ થવ લાગ્યુ વનવિહાર શુષ્ક જણાવા લાગ્યો તેનુ સૌદર્ય કરમાઇ ગયુ હતુ પ્રાણુ નિકળી ગયા હતા નિ પ્રાણુ પડેલી કાયા ભયાનક લાગે તેમ પ્રભાવતી વિનાનુ વનવિહાર ભયજનક લાગે એ સ્વાભાવીકજ હતુ રણુગણુમા સિહનાદ કરનાર, મોટા મોટા મહારથીઓને મુઝાવનાર, દેશ અને ધર્મને માટે પ્રાણ પાથરનાર અને યવનોનો તિરસ્કાર કરનાર રામરાજા પોતેજ એક અર્ધયવન સુદરીના મોહમા ઘેલો બની શોક અને સતાપથી પ્રજળી રહ્યા હતો નયનો ઉઘાડા છતા જાણે અવલોકન શક્તિ નષ્ટ થઇ હોય એમ થયુ અશ્વ ધીમે ધીમે ચાલતો હતો અનેક તર્ક વિતર્કની હારમાળા ગુથતો ગુથતો રામરાજા વિદ્યાપુરને પરિચિત માર્ગ વળી ગયો શ્વાસે શ્વાસે પ્રવાસે નિરાશા અને પશ્ચાતાપ છવાએલા હતા રાત્રીનો અધકાર વ્યાપતા પહેલા તે વિદ્યાપુર પહોચી ગયો



# પ્રકરણ ૬ ઠું.

## વનવિહારને બદલે કારાગૃહ !

પ્રાત:કાળનો આછો પ્રકાશ માર્ગપર પડતો હતો છતા અરણ્યના ઘાડી ઝાડીવાળા રસ્તાપર જતુ સ્હેતુ નહોતુ પક્ષીઓનો મજુલ કર્ણ-પ્રિય ધ્વની સભળાતો હતો માર્ગપર અનુપમ નિર્મળ શાતી પથરાએલી હતી આકાશ સ્વચ્છ હતુ મદમદ પ્રકાશમા ચોગરદમ જણાતા મોટા ગિરિરાજો દૂરથી જાણે મહારાષ્ટ્રનુ માન જાળવતા તપસ્વીઓ ન હોય, એમ લાગતુ. કોઇ કોઇ જગ્યાએ નિર્મળ પાણીના ઝરા વહેતા હતા. પ્રભાતનો સમય ! અને ઘોર અરણ્ય ! એટલે માર્ગનુ દૃશ્ય ખરેખર કાઇ અલૌકીક લાગતુ હતુ એ રમ્ય માગ ઉપરથી ત્રણ ઘોડે સ્વાર વ્યક્તિઓ અતિ શિઘ્ર ગતિએ પ્રયાણ કરતી હતી આગળ બે અશ્વોપર સજ્જ થએલી બે મુસલમાન અમળાઓ હતી. તેમના મુખપર નાખેલા બુરખાથી અને નખ શીખ ઢકાએલી કાયાથી તે વ્યક્તિઓ કોણ છે એ જાણી શકાતુ નહોતુ. પરતુ ખાનદાન કુટુમ્બની તે અબળાઓ હોવી જોઇએ એમ સાહજીકજ અનુમાન થતુ છેક પાછળના અશ્વપર એક શ્યામવર્ણો યુવક પોતાની સોડમા રાજકુમાર જેવી દિવ્યકાતીવાળા બાળકને અને એક બાળાને લઇને બેઠો હતો તેમના હૃદય અશાતીમા ઘેરાએલા હતા પ્રતિપળે પકડાઇ જવાના ભયથી તેમની દૃષ્ટિ આમતેમ ફરતી હતી બને અબળાઓના હૃદયના થડકા પાછળના યુવકને સ્પષ્ટ જણાતા હતા, પરતુ તે સાભળવા જેટલો તેને અવકાશજ નહોતો. તેનુ હૃદય જુદીજ વિચારમાળામા તલ્લિન બની ગયુ હતુ. એ

ઘોડેસ્વારને આગથી સ્ત્રીઓના સરક્ષણનુ કાર્ય સોપેલુ હતુ. તે થોડાજ સમયપર મુસલમાનોના પાશવીક બળથી અનિચ્છાએ મુસલમાન થએલો ક્ષત્રીય પુત્ર હતો તેની રગેરગમા આર્યતાનો પ્રબળ જુસ્સો વહેતો હતો આર્યધર્મનુ જ્વલત અભિમાન તેના અતઃકરણમાથી કરમાયુ નહોતુ તેના વસ્ત્રો અને મુખપર વધેલી દાઢી સિવાય વાસ્તવ મુસલમાન જેવુ તેનામા કાઇજ નહોતુ હિદુઓપર થએલા અત્યાચારોને તેનુ દેશપ્રેમી અતર વિસરી ગયુ નહોતુ અને તે વૈર લઇ આર્યપ્રજાની ઉન્નતી અવલોકવા તેનુ હૃદય તનમી રહ્યુ હતુ અરણ્યમા આગળ ચાલતા બે ઉચા ગિરિરાજોની સાકડી ખીણમાથી પસાર થવુ પડતુ હતુ અને માર્ગ એવો ભયસ્પ્રદ હતો કે દિવસના મધ્યાન્હ કાળે પણ ત્યા જાણે રાત્રીજ ન હોય એમ ભસતુ એવા ભયજનક સ્થાનમાથી પણ તે યુવક નિભય રીતે પસાર થતો હતો. વનચર પશુઓની કે લુટારાઓની તેને જરાપણ ભિતિ ન હોય એમ તેના મુખમડળપરથી લાગતુ થોડે દૂર જતા સ્વચ્છ પાણીનો એક ઝરો આવતો હતો તેમણે પોતાના અશ્વને શ્રમનિવૃત્ત થવા તે ઝરામાથી પાણી પાયુ. લાબા પ્રવાસથી ઘોડાઓ અતિશય શ્રમિત થયા હતા. પાણી પીને ત્રણે અશ્વસ્વારો જરા આગળ ચાલ્યા એટલામા નીચે નમી પડતા પર્વતોની ઢાળો પરથી પચાસ અશ્વારોહી સૈનીકો લઇ એક મનુષ્ય ધસી આવ્યો અને તેણે તેમને કેદ કર્યા પેલો રક્ષક સરદાર–રજુદ્દિન આવી અણચિતવી ઉપાધીથી જરા ગભરાયો પણ પુનઃ સ્વસ્થ થઇ તેણે બુમ મારી 'ખબરદાર! કોણ છે આ? શા માટે માર્ગ રોકી ઉભા રહ્યા છો. અમોને આગળ જવાનો સત્વર માર્ગ આપો"

"રજ્જુદિન !" પેલા નવીન આવેલા મનુષ્યે કહ્યુ 'તમારી સાથે જે બે સ્ત્રિઓ છે તેને અમને સોપી દઇ નિર્ભય બની તમે ચાલ્યા જાઓ તમને રોકી રાખવનુ અમને કશુ પ્રયોજન નથી માત્ર આ બે સ્ત્રીઓને અને બે બાળકોને અમારે સ્વાધીન કરી દો નહિ તો શસ્ત્ર સજી મરવાને માટે તત્પર થાઓ "

"મને માર્ગ આપો છો કે નહિ ? શા માટે આમ રસ્તે ચાલતા નિર્દોષ પ્રવાસીઓને દુખી કરો છો અને વિના કારણ આપત્તિ વહોરી લો છો ?" રજ્જુદ્દિને ક્રોધપૂર્વક ઉત્તર આપ્યો.

"અમને આ બે સ્ત્રીઓ સોપી દેશો તો પછી તમારો માર્ગ અમે રોકી રાખવાનાજ નથી પણ એ યદ રાખજો કે આ સ્ત્રીઓને મેળવ્યા સિવાય અમે પાછા જનાર નથી "બાદશાહ સલામતનો હુકમ છે કે આ નવજુવાન નાજનીઓને અમને સોપી દઇ તમારે અમને તાબે થઇ જવુ માટે તેમ કરશો તો પછી તમને કોઇપણ જાતનો ઉપદ્રવ કરવામા આવશે નહિ અને નિર્ભયતાથી તમે તમારે માર્ગે જઇ શકશો "

"બેઇમાન ! તારા આવા શબ્દો સાભળી તને પાક પરવરદિગારની હુઝુરમા મોકલી આપવો એમ મારો વિચાર થાય છે પણ તારી પાછળ તારા પરિવારની જે ભયકર દુર્દશા થશે તેની મને દયા આવે છે એ અનુકપાથી હુ તારા સત્રળા શબ્દપ્રહારો સહન કરૂ છુ ત્યારે તુ અધિક મસ્તાન બની ગમે તેવો લવારો કરે છે. તને ખબર છે આ ભૂમિ બાદશાહ મુઝફ્ફરશાહના તાબામા છે અને આ સ્ત્રીઓ તેમના પાલકની પુત્રી એટલે તેમની ભગિનિ છે આ તમારા કુટિલ કર્મની વાત સુલતાન સાભળશે તો તમારા ટુકડે ટુકડા કરી નાખશે."

"અહો ! ત્યારે જેનો તુ મને ભય બતાવે છે, તે જાગીરાબાદનો સુલતાન મુઝફ્ફર પોતેજ તારી સામે ઉભો રહી વાત કરે છે તેનુ તને કયા ભાન છે? તારાજ ઇન્સાફ પ્રમાણે તુ વર્તમાન સમયમા મારા રાજ્યમા ઉભો છે અને મારી આજ્ઞા શીરે ધાર્ય કરવી એ તારો ધર્મ છે" એટલુ કહી તેણે પોતાને મોઢે બાંધેલી બુરખાની છોડી નાખી રજાુદ્દિન અને મુઝફ્ફરશાહની દ્રષ્ટિ પરસ્પર મળી અને તેમણે એક બીજાને બરાબર ઓળખ્યા મુઝફ્ફરશાહને ઓળખતાજ ક્રોધથી રજાુદ્દિન અસ્ત વ્યસ્ત બની ગયો અને તેણે કહ્યુ, "અહા બાદશાહ મુઝફ્ફર ! શુ તુ પોતેજ આમ તારી પ્રજાનુ સરક્ષણ કરવાનુ તજી સ્ત્રીઓને ઉપાડી જવાનો નીચ ધધો કરતા શીખ્યો છે ! સુલતાન તરીકે તારી શી ફરજ છે તેનુ તને જરા ભાન છે?"

"હુ જાણુ છુ કે તુ એક પાકો શયતાન છે હુ જાગીરાબાદનો સુલતાન છુ અને મારી શી ફરજો છે તેનુ બરાબર મને જ્ઞાન છે માટે સીધી રીતે જો ન માનશે તો આ શમશેરથી તારો પ્રાણ લઇ પણ મારૂ કાર્ય પાર પાડીશ એ મારો દૃઢ નિશ્ચય છે !"

"મુઝફ્ફરશાહ !" રજાુદ્દિને ઉત્તર આપ્યો મુઝફ્ફરશાહ જ્યારે સ્વત પોતજ તેમને પકડવા માટે આવ્યો છે ત્યારે હવે તેની સાથે વધારે તોફાન કરવામા તથ્યાશ નથી એમ રજાુદ્દિને વિચાર કર્યો અને કઇક ક્રોધ કઇક વિનતી વડે પોતાનો સ્વાર્થ સાધ્ય કરવા માટે જણાવ્યુ "આ સ્ત્રીઓ તે નવાબ નમરૂલ્લાખાનની પુત્રી છે નવાબ સાહેબે બાલ્યાવસ્થાથી તમને પાળીપોષીને મોટા કર્યા છે, જાગીરાબાદનો મુકુટ તારે શીરે કાયમ રાખ્યો છે અને તને અનેક આપત્તિઓમાં બચાવ્યો છે માટે તેમની પુત્રીનુ એટલે તમારી ભગિનીનુ રક્ષણ કરવુ એ તમારી

ફરજ છે સુલતાન સાહેબ ! પોતાની પાનપુત્રી ઉપર એટલે તમારી ભગિની ઉપર આવો નોય સીતમ ! જાગીરદારનો બાદશાહ સ્વયમ્જ માર્ગમાં નિરાધાર અબળાઓની લજ્જા લુટશે અને તે પણ મુસલમાન સુંદરીઓનીજ ? ! મુઝફ્ફરશાહ ! જરા ખુદાનો ડર રાખો અને નિર્દોષ સ્ત્રીઓપર જુલમ કરવાની કુટિલ વાસનાને હૃદયમાથી દૂર કરો "

'પશુ પક્ષી પ્રાણી સર્વ આ કિરતારનો પરિવાર છે,
સૌદર્યવન ઉપવન બધા કિરતારનો સસાર છે,
બધુ ભગિનિ આપણે પ્રભુ એક પાલનહાર છે.
ડરતા ખુદાથી જે નથી તેને સદા ધિક્કાર છે
તે દુષ્ટ દોઝખમા જઈ દુખ ભોગવે બે જહાનમા.
અબળા તણા અભિશાપોનુ છે સ્થાન કબ્રસ્થાનમા"

"ખુદાનો ઘણો ડર રાખ્યો સ્વતત્ર રાજ્ય જતા દઈ વિજાપુરનો ગુલામ બન્યો, હવે તો અલ્લાહને પણ નથી ઓળખતો અને તમારા જેવા દરવેશના બખાળા પણ નથી સાભળવા"

"નથી કિરતાર દુનીયામા નથી મઝહબ રહ્યો માનો,
ખુદા તો શબ્દ છે ખાલી ખુદાનો હોય ડર શાનો,
નથી જન્નત તણી પરવા ભને જીવ નર્કમા જોડુ,
મળી આ ગુલબદનવાળી પરી હુ તે નહિ છોડુ,
આ બાદશાહ જન્નત થકી ક્યારે કહો લોભાય છે,
મીઠી મઝાની નાઝની તેને જીગર બસ ચ્હાય છે"

"મુઝફ્ફરશાહ ! તમારો પ્રત્યેક શબ્દ નાદાનીનો છે અને તે માટે પરવરદિગાર તમને દોઝખમા નાખ્યા સિવાય નહિ રહે. મને આશ્ચર્ય

થાય છે કે કયામતને દિવસે ખુદાના દરબારમા તમે શુ જવાબ આપશો? અને આ પાપની શિક્ષા કેવી રીતે સહન કરશો? જ્યારે ખુદાના પણ ખોફની પરવા કર્યા વગર આવુ નીચ કર્મ કરવા તમે ઉધુક્ત થયા છો ત્યારે હુ પણ જોઉ છુ કે મારા પ્રાણમા પ્રાણ છે ત્યા સુધી એ ઘોડાને કે એ સ્ત્રીઓને સ્પર્શ કરવાની કોની તાકાત છે?"

"રજુદ્દિન! તમે નહિ માનશો તો વ્યર્થ તમારી પ્રાણ હાની થશે અને એ સુદરી તો અતે મારાજ હાથમા આવશે. હુ આવ્યો છુ તો કોઇ પ્રકારે એમને લીધા વિના પાછો ફરવાનો નથી મારૂ સમગ્ર રાજ્ય જતુ રહે કે મારા સઘળા સૈનીકોની પ્રાણ હાની થાય, એવા કષ્ટ પણ આ સુદરીને માટે વેઠવા પડે તો તેમા કોઇ જાતનો મને સતાપ નથી"

'નવાબસાહેબ! તે ગમે તે હોય પણ અબળાઓ ઉપર હુમલો કરવો એ શોભા સ્પદ નથી અને હુ કદીપણ તેવુ મારી નજર સમક્ષ થવા દેનાર નથી વિજાપુર નરેશના જુલ્મથી કટાળી એ સુદરી તેમના પિતાજી પાસે જાય છે તેમા વિઘ્નરૂપ થઇ નિર્દોષ સ્ત્રીઓના શાપ લેવાએથી તમારૂ કલ્યાણ થશે નહિ. આપનો ધર્મ તમારી રૈયતનુ રક્ષણ કરવાનો છે અને તેમાજ તમારૂ શ્રેય છે"

"રજુદીન! બસ એ ખટપટને હુ ચ્હાતો નથી. કોઇપણ રીતે એ સુદરીને હુ જવા દેનાર નથી માટે કાતો એ સુન્દરીને મને સોપી દો કાતો મારી સાથે યુદ્ધ કરવા તૈયાર થાઓ."

સુલતાન મુઝફ્ફરખાનના આ શબ્દ સાભળી રજુ દીને પોતાનો અશ્વ સોથી ઠેકાવીને આગળ આણ્યો અને મ્યાનમાથી સમશેર ખેચી

કાઢી તતક્ષણેજ બધાએ સમશેર ખેંચી કાઢી, અને મુઝફ્ફરખાનના સૈનીકો રજુદીનનો વધ કરવા માટે પોતાના સુલતાનની આજ્ઞાની રાહ જોવા લાગ્યા રજુદીન પણ તેજ દશામા સ્તબ્ધ થઇ ઉભો રહ્યો એક પળ પણ જો અધીક ગઇ હોત તો ત્યાંની ભૂમિ રૂધિરથી રક્તવર્ણી થઇ ગઇ હોત પરતુ તેટલામા આગલા અશ્વ પર સ્વાર થએલી સુદરીએ બુરખામાથીજ મુઝફ્ફરશાહને ઉદ્દેશીને કહ્યું.

"બસ મુઝફ્ફરશાહ ! યુદ્ધ કરી રજુદ્દીનનો નાશ કરવાનુ કાંઇ પ્રયોજન નથી તમારા જેવા ઘાતકી નરપિશાચોના હાથમા કેદ પકડાવુ એને હુ મારા અહોભાગ્ય માનુ છુ ભલે આવો અને મને પકડી લ્યો પણ સ્મૃતિમા રાખજો કે મારા અપમાનનુ અને મને બદિવાસ આપ્યાનુ પરિણામ સારૂ નહિ આવે. આજ મારા એકજ શબ્દથી મહારાષ્ટનુ એક બળવાન રાજ્ય તમારો સવ નાશ કરી નાખવા પ્રવૃત્ત થાય એટલી મારી સત્તા છે જ્યારે તમારા પાપનુ પરિણામ તમે તમારી નજરે અવલોકશો ત્યારે તમને તમારી ઉદ્ધતાઇનો અપૂર્વ પશ્ચાતાપ થશે મારા પિતાના છત્ર તળે બાલ્યાવસ્થા ગાળી તેને આશ્રયે મોટા થઇ રાજ્ય મેળવનારને આટલી પણ શરમ ન હોય કે પોતાની ભગિનિ ઉપરજ આવા ભિષણ અત્યાચાર કરવાને તે પ્રવૃત્ત થશે !"

"તારૂ નામ સાભળતાંજ હું ધર્મ કર્મ અને દુનીયાને ભૂલી જાઉ છુ અને તારાજ વિચારમા તલ્લિન થાઉં છુ પછી મને કોઇજ જાતનુ ભાન રહેતુ નથી, જેમ મધુકર કમળમા, પતગરાજ દિપકમા, અને ચકોરી ચદ્રકિરણોમા મુગ્ધ થાય છે તેમ હુ પણ સર્વથા તારામા

અનુરક્ત છુ ! તારોજ ભક્ત છુ ! અને તારામા આશક્ત છુ માટે કોઇ પણ જાતનો ભય રાખ્યા વિના તુ મારે તાબે થઇ જા અને મારી મનોભાવના પૂર્ણ કર, જો તેમા જરા પણ કોઇ પ્રકારનો તે અંતરાય ઉપસ્થિત કર્યો તો પ્રસ્તુત સમયે જે દશા રજુદિનની છે તેજ દશા તારી પણ થશે અને તારે આખો જન્મ કષ્ટ શોક અને દુ ખમા વ્યતિત કરવો પડશે."

"સુલતાન ! તે કદી પણ બનશે નહિ અને આ તારી નીચ વાસના કદી પણ ફળશે નહિ, હુ પ્રાણ જાતા પણ તારી આવી નીચ ભાવનાને વશ થવાની નથી જગત માત્ર ચાર દિવસનુ છે, તન ધન અને યૌવન એ ઘડીની છાયા છે અને કિરતારની બક્ષીસ છે તેનો દુરૂપયોગ કરી પાપભાગિની થવુ, એવુ હુ કદી પણ કરીશ નહિ, તમે પણ તમારા આત્માનુ અકલ્યાણ ન થાય તે માટે આવો વ્યભિચારી સ્વભાવ તજી દો અને ખુદાની ભક્તિ કરવામા અનુરક્ત થાઓ જેથી તમારૂ પણ કલ્યાણ થશે અને બેહિસ્તમા ખુદાના રૂહ થઇ તેમા રહેવાનુ સ્થાન મળશે, હુ ગમે એવી સુદર છુ પણ મારી દેહ માટીની બનેલી છે અને તે અંતે માટીમાજ મળી જવાની છે એ વાત નિસંદેહ છે"

"બુરો અભિલાષ નવ રાખો બની આ દેહ માટીની,
ડરો, શાને બગાડોછો તમારી દેહ માટીની,
ઝહર કા નેત્રમા આપ્યો ખુદાનુ નુર ખુબસુરતી.
છતા પણ તે નકામી છે બનેલી દેહ માટીની,

મધુરા સ્તન અને જોબન જીવન પળવારનું આપુ !
ચહે જો માસ મારૂ તો જરૂર હુ તે તને આપુ "

'તારા સુદર વચનો સાભળવા અને તારો ઉપદેશ ગૃહણ કરવા હુ તને લઈ જતો નથી કિંતુ મારી બેગમ બનાવવાની અભિલાષાથી હું તને લઇ જવા માગુ છુ જો હઠીલાઇથી તું નહિજ માનશે તો ગમે તે પ્રકારે પણ તને અતે મારે વશ થવુ પડશે અને મારી ઇચ્છાને અનુસરવુ પડશે, નહિ તો તારા શરીરની ચામડી જીવતી ઉતારી તને અગ્નિમા બાળીને મારી નાખીશ તે કષ્ટ વેઠવું પડશે મુઝફરશાહ ઘણોજ અડગ વિચારનો અને ક્રુર છે, તેનો વિચાર એકવાર થયો તે ફરી બદલાતો નથીજ સ્મરણમા રાખ, તારા શરીરના ટુકડે ટુકડા થઇ જશે અને આ સૃષ્ટિમાથી તારો સદાને માટે નિકાલ આવી જશે એ નિશ્ચય જાણજે "

"દિવાલો આ હૃદયની તે નથી તુજ શબ્દથી ચળતી,
અડગ પાષાણ આ તેમાં દયાદૃષ્ટિ નથી મળતી,
જપુ તુજ નામની માળા મળી આજે હવે પ્યારી,
કહે ક્યા જાય છે ન્હાસી કટારી કાળજે મારી ?
થઇ હુ બાદશાહ પોતે તમારે પાય લાગુ છુ,
નથી અભિલાષ કૈં બીજો તમારો હાથ મગુ છુ"

"મુઝફ્રરખા ! તો શુ જોઇ રહ્યો છે ? અત્યારેજ તારી તલવાર ચલાવ અને ભલે મારા કઠને કાપી નાખ હુ તેનો કદાપી પણ શોક કરવાની નથી મૃત્યુ તો મનુષ્યો માટે વિધાતાએ સરજેલુજ છે અને

આજ નહિ તો વર્ષો પછી મારી તારી સર્વની એ સ્થિતિ આવવાનીજ છે તો પછી તેનાથી ડરીને તારી ભ્રષ્ટ વાસનાને તાબે થાઉ એવુ મારૂ હૃદય નિર્બળ નથી ગમે તેવા કષ્ટો પડે પણ તે સર્વ વેઠવા અને મરવા હુ તૈયાર છુ મારા ધર્મને માટે અગ્નિમા બળી મરતા પણ હુ ડરવાની નથી માટે પછી જે માર્ગ લેવો હોય તે માર્ગ અત્યારેજ બેશક લઇ લે”

> "ભાનુ ચળી નિજ માર્ગથી ઉગશે ભલે અસ્તાચળે,
> કે સર્પના મુખથી કદી અમૃતતણી વૃષ્ટિ ગળે,
> સિહ ખાય જો ખડ ખતથી સાગર નદિને જૈ મળે,
> સિધુ બને મિઠો કદીને ક્ષાર સરિતામા ભળે,
> ઉપભોગ આ કાયા તણો તો એ તેને મળશે નહિ,
> આ શ્વાનની તારી દશા સસારથી ટળશે નહિ,

'ઠીક, હુ જોઇશ કે આ તારી પ્રતિજ્ઞા તુ કેવી રીતે પાર પાડે છે, હાલ તો રસુલ! એ સર્વને બદીવાન બનાવો” મુઝફ્ફરશાહનો હુકમ મળતાજ રસુલ નામના મુસલમાન સરદારે બન્ને બાઇઓને સાથે આણેલી પાલખીમા બેસાડી દીધી પરતુ રજુદ્દિનને કોણે પકડવો એ ગુચવાડો ઉભો થયો તેને હાથ સરખોએ લગાડવાની કોઇની હિમત ચાલતી નહોતી રજુદીન એકલો હોવાથી અને પ્રતિ પક્ષે ઘણા માણસો હોવાથી તથા એ સ્ત્રીઓથી વિમુખ થવુ પડે તે ખાતર તેણે પોતાના શસ્ત્રાસ્ત્ર નીચે ફેકી દીધા અને કહ્યુ, 'મુઝફ્ફરશાહ! આવો મને પણ પકડો અને તમે કેવળ નિર્ભય થાઓ” તરતજ રસુલે તેની પાસેના બે બાળકને પેલી પાલખીમા બેસાડી દીધા અને

રજ્જુદ્દિનને બદિવાનની દશામા પોતાની સાથે રાખ્યો સઘળો રસાલો લઈ મુઝફ્ફરશાહે પોતાના મહાલય તરફ પ્રયાણ કર્યું.

પાઠકગણ! એબે અબળાઓ તે અન્ય કોઇ નહિ પણ આપણી સુપરિચીત પ્રભાવતી અને તેની દાસી ગગાજ હતા, પ્રભાવતી દરગાહમા આવીને ફકીરના ઝુપડા નીચેના ગુપ્ત ભોયરામા રહી હતી પ્રભાવતીનુ મૂળ નામ નુર–ઉન–નિરસા હતુ પરતુ તે અભિધાન અત પર્યન્ત જગતને અપરિચિતજ રહ્યુ હતુ પ્રભાવતીનો પિતા નસરૂલ્લાખાન આદિલશાહના દરબારનો મૂખ્ય સેનાધ્યક્ષ હતો તેને બળાત્કારે મુસલમીન બનાવેલી એક ખાનદાન બ્રાહ્મણ અબળાના ઉદરથી પ્રભાવતીની પ્રાપ્તી થઇ હતી આદિલશાહ વિજાપુરી સલ્તનતનો કટ્ટર શત્રુ હતો તેને પ્રભાવતી સાથે પ્રેમમા નાખી વિષ પ્રયોગ કરી તેનો સર્વકાળ માટે નાશ કરવો એવો નસરૂલ્લાખાનનો અભિલાષ હતો પરતુ પ્રભાવતીના અતરની નિર્મળતાને લીધે તેનુ એ પડયત્ર ફળ્યુ નહિ અને તેટલામા કેટલાક રાજદ્વારી કારસ્તાનોને લીધે નસરૂલ્લાખાન પર બાદશાહ આદિલશાહના જનાનખાના પ્રતિ કુદ્રષ્ટિ કરવાનો આક્ષેપ આવ્યો, બાદશાહે તેને દેહાત દડની સજા ફરમાવી પણ તેટલામા નસરૂલ્લાખાન કોઇ અજ્ઞાત સ્થળે ન્હાસી ગયો પદચ્યુત થયા છતા પણ નસરૂલ્લાખાન વિજાપુરનુ રાજ્ય કેમ વિજયી થાય અને રામરાજાનો સર્વ નાશ કેવી રીતે થઇ શકે તેને માટે દરગાહમા આવીને રહેતો અને વિદ્યાપુરના રાજ્યતત્ર વિશે માહિતી મેળવતો, એક દિવસ એજ કાર્ય માટે નસરૂલ્લાખાન દરગાહમા આવ્યો હતો, ત્યા તેને પ્રભાવતીનો પુન મેળાપ થયો પિતાને પુત્રીએ પોતાની દુ ખદશાની સઘળી કહાણી સાદ્યત કહી સભળાવી, અને પુન પોતાને સાથે લેવા માટે વિનતી કરી. વનવિહારનો ત્યાગ

કરતી વખતે પ્રભાવતી સગર્ભા હતી પ્રસ્તુતકાળમાં તેને ૭ વર્ષનો પુત્ર અને ૪ વર્ષની કન્યા એમ બે સંતાન હતાં. નસરૂલ્લાખાને પોતાના વિશ્વાસુ સરદાર રજાુદ્દિન સાથે તેમને પોતાને ગામ મોકલી દીધાં, ત્યા માર્ગમા આ નવો ઉપદ્રવ ઉભો થયો અને તેણે પુન પ્રભાવતીને શોક સાગરમા વિલિન કરી નાખી. મુઝફ્ફરખાનનો પિતા જાગીરાબાદ નામના નાના સસ્થાનનો બાદશાહ હતો પરતુ તેણે વિજાપુરની સામે વિદ્યાપુરનો પક્ષ લઈ એક વાર યુદ્ધ કર્યું હતુ તેથી ગુસ્સે થઇ વિજાપુરના સુલતાને તેને સહપરિવાર બદીવાન તરીકે પોતાના કારાગૃહમા રાખ્યો હતો અને આજ તેમનો સઘળાનો કાળ થયો મુઝફ્ફરખાનની બુદ્ધિ બાલપણથીજ બહુ ચચળ હતી અને મુખમડળ વાત્સલ્ય ઉપજાવે એવુ હોવાથી નસરૂલ્લાખાને તેને બચાવી લઇ પોતાને ત્યા રાખ્યોહતો અને આદિલશાહ પાસે તેના પિતાનુ રાજ્ય તેને પાછુ અપાવ્યુ હતુ ત્યારથીજ તેણે કોઇ પણ રીતે પ્રભાવતીને પ્રાપ્ત કરવાનો નિશ્ચય કર્યો હતો પ્રભાવતી દરગાહમાથી નીકળી તેના પિતાને ઘેર જાય છે એ વર્તમાન તેને ગુપ્ત અનુચર દ્વારા મળતા તેણે પોતાના સૈનીકો સાથે તેનો માર્ગ ઘેરી તેને પકડી લીધી હતી આ વાતની જ્યારે તેના મોતવીને ખબર પડી ત્યારે તેણે મુસલમાન થઈને આવી રીતે છળવા માટે તેને સખ્ત ઠપકો આપ્યો અને તે સઘળાને વિજાપુરમા બાદશાહ આદિલશાહ પાસે મોકલી આપ્યા નસરૂલ્લાખાનના કુટુબને પકડી આપવા માટે આદિલશાહ બહુ સતુષ્ટ થયો અને તેણે બીજા દશ ગામોની મુઝફ્ફરશાહને બક્ષીસ કરી અગા, પ્રભાવતી, પેલો બાળક રઘુનાથ, રજાુદ્દિન, અને પ્રભાવતીની નાની પુત્રી સત્વળા આદિલશાહના કારાગૃહમા પડ્યા, પ્રભાવતીને વનવિહારને બદલે કારાગૃહ મળ્યુ.

———

# પ્રકરણ ૭ મું.

## મહારાજાનુ મૃત્યુ.

અસ્તોદયનો અચળ નિયમ અખીલ સૃષ્ટિમા રાજા હો યા રંક હો સવને સર્વત્ર સરખી દશામાજ લાગુ પડે છે આર્યાવર્તના પ્રાચીનમા પ્રાચીન મહારાજ્ય પર અસ્તોદય મહોદધીના કરાળ મોજા અનેકવાર ફરી વળ્યા છે, અને ઘણા સામ્રાજ્યો પોતાની કિર્તિને અવશેષ રાખી સદાકાલને માટે નાશ પામી ગયા છે પ્રાતસ્મરણીય અયોધ્યાના સૂર્યવશી રાજ્યો અને હસ્તિનાપુરના ચદ્રવશી વિરોની કિર્તિનુ આજે માત્ર આપણને શુષ્ક સ્મરણજ થાય છે મિસર, રોમ, ગ્રીક અને કાર્થેજીઅનોની પ્રભુતા સર્વ ધૂળ ભેગુ થઇ ગયુ છે, અને તેમની શ્રી, ધી અને શકિતનો પ્રભાવ પણ પ્રતિદિન વિસ્મરાતો જાય છે. જે પુષ્પ ખીલીને પોતાની સૌરભ ફેલાવી મધુકરોને લોભાવે છે, તેજ કોમળ કુસુમ કરમાઇને ખરી પડે છે પ્રભાત થયા પછી પુન નિશા-દેવી પોતાની સત્તાથી જગતને આચ્છાદિત કરવા તત્પરજ હોય છે. જે રાજ્યો એક વાર ઉત્કર્ષને શીરે પહોચેના હોય છે, તેનાજ શેષ હાડ રહી સવ સુરભી કાળને શરણે વહી જાય છે એ અસ્તોદયના પ્રભાવથી એક વ્યકિત પણ સસારમા વિરકત નથી તો પછી તેનાથી આખુ વિદ્યાપુરનુ સામ્રાજ્ય તો કેમજ દૂર રહી શકે? એવુ એક ભિષણ મોજુ ધીમે ધીમે વિદ્યાપુર ઉપર ચઢવા લાગ્યુ અને અતે તેનો છેલ્લો આઘાત થયો પરિણામે આર્યસૃષ્ટિનુ અમોલુ રત્ન મહારાજા કૃષ્ણદેવનો કાળ થયો જુવાનીમા મેળવેલા અસખ્ય વિજયોથી

અને છેલ્લા યુદ્ધના શ્રમથી તેમની શારીરીક પ્રકૃતિ ધીમે ધીમે બગડતી ગઇ હતી અને તેમનો આત્મા અવિનાશીની અબાધીત શક્તિને શરણે ગયો અનેકવાર વિધર્મિઓને થરથર કપાવનાર અને સમગ્ર ભારતવર્ષમા નૃસિહકુલની વિરહાક વગાડનાર મહ રાજા કૃષ્ણદેવની ચૈતન્યરહિતદેહ કાળની આગળ ગગનવિહારક કિર્તિનો અને વિજેતા શીવનો ગવ છોડી માથુ નમાવીને પડી પ્રજાના પ્રાણપ્રિય મહારાજાનો, સૈનીકોના સર્વમાન્ય મહારથીનો અને દક્ષિણના બળવાન આર્ય નરકેસરીનો વિનાશ થયો, વાતાવરણમા ગભિરતા પથરાઇ ગઇ, આખા સામ્રાજયમા શોક ફેલાયો અને સમસ્ત પ્રજા નૃસિહકુળના નર–સિહનુ પ્રેમપૂર્વક હાર્દીક શોકથી ઉષ્ણાશ્રુ વરસાવી શ્રાદ્ધ કરવા લાગી. મહારાજશ્રીના શબને વિદાયગીરી આપવા હઝારો મનુષ્યોની મેદની ભેગી થઇ વિદ્યાપુરના નાગરીકો પોતાના ધર્મ પિતાનુ છેવટનુ દર્શન કરવાને ત્રુટને હૈયે સ્મશાન તરફ વળ્યા રાજમહાલયે પ્રત્યક્ષ શોકનુ સ્વરૂપ ધારણ કર્યું રાજવાડાની પદ્ધતી પ્રમાણે એક સપ્તાહ પર્યન્ત ગામમા શોક પાળવામા આવ્યો મહારાજાની મર્ણક્રિયા પુરી થઇ અને બીજે દિવસે રામચંદ્રદેવનો રાજ્યભિષેક કરવાનુ નિયત થયુ પરતુ માનવ ઇચ્છા ધારે છે કાંઇ અને પ્રભુ શક્તિથી બને છે કાંઇ એ નિયમાનુસાર એકજ રાત્રીમા અનેક કારસ્થાનો રચાવા લાગ્યા અને બાર કલાકમા આખુ ચક્ર પલટાઇ ગયુ કૃષ્ણદેવ મહારાજા પણ ગાદીપતી થતી વખતે અનેક પ્રપંચોથીજ મહારાજ પદ પામી શકયા હતા અને ગાદીના સાચા હકદારને તેમણે જીવનપર્યન્તનો કારાગૃહવાસ આપ્યો હતો ગાદીના સાચાવારસ કૃષ્ણદેવના પિત્રાઇ વિનાયકપત હતા. મહારાજા કૃષ્ણદેવની કિર્તિના

પ્રારંભકાળમાં વિનાયકપંતના પક્ષકારોએ અનેક પ્રકારે તોફાનો જગાવી પ્રજાને કૃષ્ણદેવની સામા ઉશ્કેરી મહારાજાનો કાબુ અસ્તવ્યસ્ત કરી નાખ્યો હતો અને તેમની પ્રભુતામાં વિક્ષેપ પડાવવા અનેક પ્રયત્નો કર્યા હતા, પરંતુ મહારાજા કૃષ્ણદેવ જેમ શુરવીર યોદ્ધા હતા તેમ પાકા મુત્સદ્દી પણ હતા અને કપટકળાનો પ્રત્યક્ષ અવતાર હતા. તેમણે વિનાયકપંતના પક્ષકાર રાજકર્મચારીઓને શામ, દામ અને દંડની રાજ્યનિતિ વડે દેશહિતના બ્હાના હેઠળ જીતી લીધા હતા શરૂઆતમાં મહારાજાની સત્તાને દૃઢીભૂત કરનાર રામચંદ્રના પિતા અને મહારાજાના માનીતા સેનાધ્યક્ષ વિજયદેવજ હતા, અને તેમણે પ્રતિપક્ષીની પ્રભુતાને છિન્નભિન્ન કરી નાખી હતી

એ રીતે વિનાયકપંતનો પક્ષ કરનાર સઘળા સરદારો કૃષ્ણદેવના અનન્ય ભક્ત બની ગયા હતા, અને રણસંગ્રામમાં મહારાજાને પડખે ઉભા રહી અતુલ સાહસ કરી જતાવ્યું હતું. પરંતુ જ્યારે કૃષ્ણદેવનો કાળ થયો અને રામરાજાને રાજતિલક કરવાનું ઠર્યું ત્યારે તેમના હૃદયમાં ભય ઉપસ્થિત થયો કારણ કે એ પટાવતોએ વિનાયકપંતનો પક્ષ લઈ વિજયદેવની સામા ઘણો વખત સુધી યુદ્ધ ચલાવ્યું હતું અને અંતે તેમાંજ વિજયદેવનો પણ વિનાશ થયો હતો તેથી વિનાયકપંતના પક્ષકારોએ પુનઃ ખટપટ ચલાવવા માંડી અને છેવટે જે દિવસે રામરાજાનો રાજ્યાભિષેક થવાનો હતો તેજ દિવસે વ્યંકટેશ્વરદત્ત નામના ગૃહસ્થની આગેવાની નીચે પ્રભાતકાળમાંજ વિનાયકપંતને બંધનમુક્ત કરી વિદ્યાપુરીના સામ્રાજ્યાધિપતિ તરીકે જાહેર કરવામાં આવ્યો, અને તેમનો રાજ્યાભિષેક થયો રામચંદ્રની હૃદયોર્મિ એમની એમ કરમાઈ ગઈ. રાજ્યમાં ભારે પરિવર્તન થયું વિનાયકપંતે ભવિષ્યમાં પોતાની વિરૂદ્ધ

કાંઇ પણ કારસ્થાનો ન રચાય અને પોતાની પ્રભુતાનો કોઇ પણ ઉપહાસ ન કરે તેથી જુના રાજ્યાધિકારીઓને પદચ્યુત કરવાનો ઉપક્રમ આરંભ્યો આ નવિન ખટપટમા રામચદ્રદેવ અને અર્જુનદેવ પણ પદભ્રષ્ટ થયા દરબારમાથી દૂર થયા છતા પણ આર્યત્વના ઉત્કર્ષને માટે અહોનીશ તલસતો રામરાજા પોતાની સત્તા દ્રઢ થવા પ્રયત્ન કરવા લાગ્યો પ્રતિપક્ષી તરફથી પણ તેવાજ પ્રયત્નો થતા હતા એટલે રામરાજાને વિદ્યાપુરનો ત્યાગ કરવો પડયો અને તે વનવિહારમા જઇને રહ્યા, વનવિહારમા રહ્યો રહ્યો રામરાજા ગુપ્ત અનુચરો દ્વારા વિનાયકપતની સર્વ પ્રવૃત્તિઓની માહીતી મેળવતો હતો અને તેમની સામે થવા લશ્કર અને દ્રવ્ય એકત્રિત કરવા લાગ્યો નવો મહારાજા વિનાયકપત રાજ્યધર્મથી કેવળ ભિરૂ હતો રજપુતોને અને રાજકર્તાઓને છાજે એવો એક પણ ગુણ તેનામા નહોતો આખી જીદગી કારાગૃહમાં ગાળવાથી અને અતે દ્રવ્ય અને સત્તા મળવાથી તે તદ્દન વિલાસી બની ગયો. રાત્રી કયારે પૂર્ણ થાય છે અને પ્રભાત કયારે ઉગે છ, તેનુ પણ તેને ભાન રહેતુ ન હતુ એટલે રાજ્યનો સઘળો કારભાર તેનો મહાઅમાત્ય વ્યકટેશ્વરદત્ત ચલાવતો હતો વ્યકટેશ્વર વિનાયકપતને પણ કુદી જાય એવો હતો તેણે પોતાના સગાસ્નેહીઓને રાજ્યના મોટા હોદ્દાઓ આપવા માંડયા જુના અને અનુભવી સેવકોને પદભ્રષ્ટ કર્યા, અને વિદ્યાપુરની તિજોરી લુંટી પોતાનુ ઘર ભરવાનો વ્યવસાય શરૂ કર્યો, આમ વિદ્યાપુરના વિજયી રાષ્ટ્રનો કાર્યભાર કેવળ અસ્તવ્યસ્ત થઇ ગયો



# પ્રકરણ ૮મું.

## વિદગ્ધ વ્યકટેશ

જેમ જેમ અધિક સમય થતો ગયો તેમ તેમ વિનાયકપત અને વ્યકટેશ્વરદત્તની પાશવિકતાની પરાકાષ્ટા થઇ, રાજતત્ર કેવળ જર્જર થઇ ગયુ, અને પરસ્પર દ્વેષ અને વૈર એટલા બધા પ્રજવલિત થયા કે આખુ ચક્ર અટકી પડવાની અણી ઉપર આવી ગયુ પહેર દિવસના ટુક અવસરમા એક એક સ્થાને બે ત્રણ વ્યકિતઓ આવી ગઇ કારણ કે જયા સુધી જુના અધિકારીઓ પ્રત્યે પ્રપચોજ રચાના હતા ત્યા સુધી નવીન અધિકારીઓ કૃત્રિમ શાતી ધારણ કરી બેઠા પરતુ જ્યારે સગળી મોટી મોટી જગ્યા ઉપરથી વિનાયકપતના વિરોધીઓને નિકાળની મળી ગઇ, કે તતક્ષણેજ નવા અધિકારીઓના અત કરણોમા લોભ વૃત્તિ ઉભરાઇ અને એકજ સ્થાન માટે માહોમાહે કલેશ અને ઇર્ષા ઉત્પન્ન થયા બદોબસ્ત કે વ્યવસ્થા જેવુ કાઇજ રહ્યુ નહિ. સૈન્ય પણ બેદિલ થઇ ગયુ અને ઘણા સરદારો વ્યકટેશના વચસ્વથી કટાળી નિવૃત થઇ ગયા વિદ્યાપુરના,સામ્રાજ્યની આવી દશા જોઇ વિજાપુર નરેશ આદીલશાહનુ લોભી અત કરણ જાગૃત થઇ ગયુ અને તેણે વિદ્યાપુરનો નાશ કરવા પુન એકવાર આક્રમણ કરવાનો નિશ્ચય કર્યો પ્રથમ યુદ્ધમા પ્રારબ્ધ જેમ મુસલમાનોને પ્રતિકુળ હતુ તેમ આ વખતે હિદુસામ્રાજય પર શનિશ્ચરની છાયા હતી ! એક તરફ આદીલશાહનુ બળવાન લસ્કર બીજી તરફ રામરાજાનુ સૈન્ય અને ત્રીજી તરફ પોતાના સાથીઓમા કલહ કકાશ ! આમ એક સામટી ત્રણ ઉપાધીઓથી વ્યકટેશ્વરદત્ત કેવળ ભયભિત થઇ ગયો અને ગમે તે પ્રકારે પોતાનો પ્રાણ અને પ્રતિષ્ઠા બચાવવા

તત્પર થયો આદીલશાહનુ સૈન્ય કુચ કરતુ ભદ્રાનદિને તિરે આવી ને પડયુ ત્યાજ તેમને વ્યકટેશનો દૂત સામો મળ્યો અને આદીલશાહને સધી કરવાના વર્તમાન આપ્યા જે રાજ્ય જીતવા તેણે પોતાના હજારો સૈનીકોના પ્રાણ હોમ્યા હતા અને પોતે પણ મરતો મરતો જે નરકેસરીના હાથમાથી બચ્યો હતો, તે રાજ્ય વિના પ્રયત્ને પોત ને હસ્તગત થવાનો પ્રસગ આવ્યાથી તેનો હર્ષ ઉછળવા લાગ્યો બીજે દિનસે રાત્રીએ આદીલશાહ પોતનુ થોડુ સેન્ય લઇ વિદ્યાપુરીમા દાખલ થયો વ્યકટેશ્વરે તેનો ઘણોજ સારો સત્કાર કર્યો અને પ્રાતકાળે બાદશાહને વિદ્યાપુરના સિહાસન ઉપર આરૂઢ કરી વિદ્યાપુરના નરેશ તરીકે વ્યકટેશ્વરે તેના ગુણાનુવાદનુ ગાન લલકાર્યુ જે ગાદી આજ પર્યંત શુદ્ધ રહી હતી, જેને માટે હજારો રજપુતવિરોએ પોતાના રક્ત રેડ્યા હતા, જેને માટે શતાવધી નરવીરો કપાઇ મુઆ હતા તે સિહાસન મ્લેચ્છ રાજના પદાર્પણથી અપવિત્ર થયુ વિદ્યુતને વેગે એ સમાચાર ગામમા પ્રસરી ગયા પ્રજાનો દવાનળ પુન સચેત થયો પરતુ સેનીકોની અને શસ્ત્રાસ્ત્રોની બિલકુલ અવ્યવસ્થા હતી તથા આદીલશાહ સૈન્ય સાથે આવીને પડયો હતો એટલે સઘળુ સકટ અને અપમાન પ્રજાએ મોન્ય રહી સહન કરી લીધુ જે સિહાસન ઉપર આર્યરાજેન્દ્રો બિરાજતા અને જે સિહાસન આર્યગૌરવના અદ્ભુત નમુના રૂપ હતુ તેના ઉપર આવો પ્રબળ આઘાત થવાથી નાગરીકોના હૃદય શોકગ્રસ્ત થાય એ કેવળ સ્વભાવીકજ હતુ આખુ નગર એને માટે વ્યકટેશ્વરને ધિક્કારવા લાગ્યુ રામરાજાને નર્તવિહારમા આ ઘટનાની ખબર મળી કે તેજ રાત્રે તેણે પોતાનો અશ્વ વિદ્યાપુરને માર્ગ દોડાવ્યો. આદિલશાહ જેવો પ્રબળ શત્રુ ઘરમા હોય તે વખતે વ્યકટેશ્વરદત્ત

જોડે યુદ્ધ કરી દુશ્મનોને ગૃહકલહ બનાવી દે એટલો રામરાજા અવિચારી ન હોતો તેણે વ્યંકટેશને મેળવી લઇ કોઇપણ પ્રકારે આદીલશાહને રાજધાનીમાથી બહાર કાઢવાનો વિચાર કર્યો વ્યંકટેશ્વરે રામરાજાનુ ઘણીવાર અપમાન કર્યું હતુ અને તે વેરની વસુલાત તો હજી બાકી હતી છતા રામરાજા પોતાના દેશની પવિત્રતા ખાતર પોતાનુ ગરવ અને અભિમાન મૂકી વ્યંકટેશ્વરદત્તને ઘેર ગયો લગભગ રાત્રીના દસવાગ્યાનો સમય હતો વ્યંકટેશ્વર ભોજનકાર્યથી નિવૃત્ત થઇ આરામ લેતો બેઠો હતો વ્યંકટેશ્વરની ધારણા બાદશાહની પધરામણી કરી પોતાના શત્રુઓના હૃદયમા અને ખાસ કરી રામરાજાના અતરમા ભય ઉત્પન્ન કરવાની હતી વિદ્યાપુરને માંડલિક બનાવી દેવુ કે પોતે યવનોના ગુલામ થઇ જવુ એવી તેની પણ અભિલાષા નહોતી, પરતુ વિદ્યાપુરની સપત્તિમા મુગ્ધ બનેલો શાહ પાછો ફરવાની વાતજ વિસરી ગયો હતો તેની ઇચ્છા વિદ્યાપુરના સામ્રાજ્યને કેવળ પાયમાલ કરવાની હતી આમ પોતાની ધારણા નિષ્ફળ નિવડવાથી વ્યંકટેશ્વરની સ્થિતિ 'સાપે છછુદર ગળ્યા સમાન થઇ પડી' રામચદ્રે વ્યંકટેશ્વર દત્તને દ્વારે આવી ઘોડો થંભાવ્યો પોતે નીચે ઉતર્યો, અને કમાડ ખડખડાવી બુમ મારી, "પ્રધાનજી ! પ્રધાનજી !"

"કોણ છે અત્યારે ? રાત્રીએ પણ જપવા દેશો કે નહિ ?" અફીણની લહરમા ઝોકા ખાતાખાતા વ્યંકટેશ્વરે ઉપરથીજ મોટે સાદે પ્રત્યુત્તર આપ્યો

"એ તો હુ રામચદ્ર, આપને ખાસ અગત્યના કાર્ય માટે મળવા આવ્યો છુ, માટે કૃપા કરી દ્વાર ખોલશો તો આપનો આભાર થશે, મારે આપને ઘણીજ જરૂરની વાત કહેવાની છે."

'રામચંદ્ર' શબ્દ કાને પડતાજ વ્યંકટેશ્વરના શરીરની ઉષ્ણતા દ્વીગુણીત થઇ ગઇ, તેમણે એક અનુચરને દ્વાર ખોલવાની આજ્ઞા આપી. બારણું ઉઘડયું, રામચંદ્ર મેડે આવ્યો અને પ્રણામ કરી સામે બેઠો એ ત્રણ પળ શાંતીમાં વહી ગઇ.

'કેમ રામચંદ્રદેવ! રાત્રીએ તમારે અત્રે આવવું પડયું ? વ્યંકટેશ્વરે ગંભીરતાથી પ્રશ્ન કર્યો

"પ્રધાનજી! જે સમયે રાજ્યનાપર અને આપનાપર આફત ઝઝુમતી હોય તે સમયે રાત્રી દિવસ જેવાનું શું પ્રયોજન છે ? અત્યારે નૃસિંહકુટુંબના રાજસિંહાસનની રાત્રી છે, તેનો પુન દિવસ કરાવવા આપ મથન કરી રહ્યા છો, તેમાં આપની યત્કિંચીત પણ સેવા બજાવાશે તો હું મને ધનભાગ્ય સમજીશ" રામચંદ્રદેવે ઠાવકાઇથી પોતાની જાળ પાથરી.

"તદ્દન અસત્ય વાત રામચંદ્ર! પરમપ્રતાપી નૃસિંહકુળનું સિંહાસન સંકટમાં આવે એ ત્રિલોકમાં પણ થઇ શકે એવું નથી વળી આફ્તો આવે તો તેનો બંદોબસ્ત કરવો એતો રાજપુતોનો ધર્મજ છે, કારણ કે આપણા અવતાર એવાજ સત્કાર્યને માટે પૃથ્વીમાં થાય છે સંકટોમાંથી કેમ ઉગરવું એ વિદ્યાપુરના રાજકર્મચારીઓ બરાબર સમજે છે. માટે તમને ચિંતા રાખવાનું કશું પ્રયોજન નથી"

"પ્રધાનજી! વિદ્યાપુરના સુભાગ્યે આપના હસ્તમાં રાજ્યની સત્તા છે, ત્યાં પ્રર્યન્ત વિદ્યાપુર સહસવદા નિભય છે એ નિવિવાદજ છે, પરંતુ અત્યારનું સંકટ એવું મહાન છે કે તે ટાળવા માટે પ્રત્યેક વિદ્યાપુરવાસીએ પ્રયત્ન કરવોજ જોઇએ એ સંકટ તે આપ જાણતાજ હશો કે આપણા રાજ્યમાં ફેલાએલી ."

" મારી અને વિનાયક પતની સત્તા " તેને બોલતો વચ્ચેજ અટકાવી વ્યંકટેશ્વરદ તે પોતાનુ ડહાપણુ વ્યક્ત કર્યુ

"નહિજી, આપની સત્તા મને સર્વદા વધ છે, પરંતુ મહારાજાનો પ્રબળ શત્રુ આદીલશાહ આપણા પ્રૌઢપ્રતાપી સિંહાસન પર વિરાજે એ વિદ્યાપુરના વતનીથી કેમ સહન થાય ?

"મિત્ર, મિત્રની ગાદીપર બેશે તેમા શો અપરાધ છે ? મહારાજા અને આદીલશાહ વચ્ચે હાલમા પરમ મૈત્રિ થઇ છે અને તેથીજ અતિથિ તરીકે મહારાજાએ ખડે તેમને અત્રે નિમંત્ર્યા છે તેમા તમે શાના નીચે ઉપર થઇ જાઓ છો ? વિદ્યાપુરના નરેશ બની આવી કાયરતાથીજ રાજ્ય કરવાના હતા કે ?" તિરસ્કાર યુક્ત હાસ્ય કરતા વ્યંકટેશે જણાવ્યુ

ઓઠે આવેલા શબ્દો રામરાજા કડવા ઓસડ માફક ગળી ગયો, પોતાની પરિસ્થિતિનો વિચાર કરી અમાત્યના વચનો વિસરી જવાની ચેષ્ટા કરતો તે બોલ્યો "પ્રધાનજી ! આપનુ હૃદય નિર્મળ છે એટલે આપ આખી પૃથ્વીને કાચ જેવી શુદ્ધ ધારો છો, પરંતુ આપણા શત્રુઓ પાકા શયતાન છે આપ તેમને કયા ઓળખતા નથી તેમની કપટ કળાથી તેઓ સમગ્ર આર્યાવર્ત ગળી ગયા છે, અને અંતે વિદ્યાપુરની પણ એજ દશા થશે માટે હવે એ દુષ્ટને ગમે તે પ્રકારે પાછો વાળવો જોઇએ આદીલશાહના આવા વિપરિત સ્વાગતથી વિદ્યાપુરની કીર્તિનો વિનાશ થયો છે, અને પ્રજા આપની સામે ઉશ્કેરાય છે મહારાજા કૃષ્ણદેવનો આત્મા પણ પોતાના દેશની આવી દુર્દશા નિહાળી સ્વર્ગમા ઘોર આક્રંદ કરતો હશે "

"ગમે તે હોય, પણ એ ચર્ચા કરવાનો અધિકાર રાજ્યના અધિકારીઓનો છે. તેમનો મિથ્યા ઉપહાસ કરી તેમના ક્ષેત્રમા માથુ મારવાનુ તમને શુ પ્રયોજન છે તે હુ સમજી શકતો નથી રાજ્ય રક્ષા કરવાનુ બળ અમારા બાહુમા હજી વિદ્યમાન છે અને પ્રજાનુ તથા રાજ્યનુ કેમ સરક્ષણ કરવુ તે મહારાજા સ્વત સારી રીતે જાણે છે"

"પ્રધાનજી ! મહારાજાના પ્રબળ શત્રુ આદિલશાહ જેવાને લાવી આપણા પવિત્ર સિહાસન પર અધિકૃત કરવા અને સમસ્ત રાષ્ટ્રને નિદ્ય કલક લગાડવુ એ મહાઅધર્મ છે, વળી આદિલશાહને કદાચિત વર્તમાન મહારાજાની સાથે મત્રી હોય તો પણ દુશ્મનમિત્રોને ઘરમા આણુવા બહુ સ્હેલ છે, પરતુ તેમને પુન ઘર બ્હાર કાઢવા એ બહુ દુષ્કર છે, તેમજ મ્લેચ્છોની પ્રકૃતી સર્વથા એવી નીચ હોય છે કે જેટલી પવિત્રતા અને આર્યતા આપણામા હોય છે, તેટલાજ એ લોકો કપટી અને દગલબાજ હોયછે આદીલશાહ પણ માત્ર એજ કોટીનો માનવી છે, અને તેને સત્કાર આપી સામ્રાજ્યના સિહાસન ઉપર આરૂઢ કરવો એ વિદ્યાપુરના સામ્રાજ્યનો મહાન અપરાધ છે એકવાર મુસલમાનોનુ પ્રબળ વધી પડયુ તો પુન તેને નિર્મૂળ કરવુ અશક્યવત છે આપ સુજ્ઞ છો એટલે અધિક શુ કહેવાનુ હોય પણ ગમે તે પ્રકારે આદિલશાહને વિદાય કરી આપની કિર્તિ કાયમ રાખો એજ તમારી પાસે પુન પુન અભ્યર્થના છે, અને તેમાંજ કૃષ્ણદેવ મહારાજાનુ ગૌરવ છે" રામચદ્રે બહુજ નમ્રતાથી વ્યકટેશ્વરદત્તને વિનતી કરતા કહ્યુ

"રામચદ્ર ! આપણે સઘળા વિદ્યાપુરની ભૂમિથી પોષાએલા છીએ એટલે તેનુ ગૌરવ જેટલુ તમને છે તેટલુજ મને પણ છે, હુ પણ

વિદ્યાપુરનોજ નાગરીક છુ, અને મારા પ્રત્યેક રુંવરુંવાટમા તેનું હિત રહેલુ છે પ્રસગોપાત રાજ્યને નિર્ભય રાખવા પ્રજાને અપ્રિય થાય એવે માર્ગે પણ પ્રયાણ કરવુ પડે છે તમે જાણો છો કે અત્યારે મહારાજા કૃષ્ણદેવ નથી, તે સમયનો સૈનીકોમા ઉત્સાહ પણ નથી, અને આપણી પાસે પુરતા શસ્ત્રાસ્ત્ર પણ નથી આ તકનો લાભ લઇ દક્ષિણની ચારે મુસલ્લમીન શાખાઓ એકત્ર થઇ વિદ્યાપુરનો વિનાશ કરવાની તૈયારીમા હતી ત્યારે તેમાના આ મોટા રાજ્યને વશ કરી મે એ ભય સર્વથા નિર્મૂળ કીધો છે તે સિવાય આદિલશાહને નિમત્રવાનુ અન્ય એક પણ કારણ નથી આપણુ તત્ર વ્યવસ્થિત થાય, પછી ભલે ઇદ્ર પણ આપણી સામો આવે ! પરતુ ત્યા સુધી તો છળ બળ અને કળથી ગમે તે પ્રકારે રાજ્યની રક્ષા કરવી એજ આપણો ધર્મ છે, અને બહુધા તો આદિલશાહ પરમદિવસેજ પાછો સ્વદેશ ચાલ્યો જશે ”

“આપ એમા પણ ઠગાઓ છો આદીલશાહનો નિશ્ચય આપનુ ખુન કરવાનો છે” રામચદ્રે નક્કી કર્યા પ્રમાણે પાસા નાખવાનો પ્રારભ કર્યો

“ હે, મારૂ ખુન કરવાનો ?” જાણે આકાશ તૂટી પડતુ હોય તેવી મુખમુદ્રા કરી વ્યકટેશે આશ્ચર્યથી પૂછ્યુ.

“હાજી, જ્યારે આપ એને વળાવીને પાછા ફરો ત્યારે માર્ગમા આપનો ઘાત થાય એવી એ ચડાળે ગોઠવણ રચી છે. અને હજી આપ તેને વિશ્વાસે રહો છો આ ખબર આપને આપવાજ હુ મુખ્યત્વે અત્રે આવ્યો છુ તેથી જ્યારે આપ એને વિદાયગીરી આપીને પાછા

ફરો ત્યારે રાજમાર્ગપરથી ન આવશો પણ આપણે મૃગયા માટે જઇએ છીએ તે માર્ગે આવશો તો આપનો ભય નિર્મૂળ થઇ જશે જો આપની આજ્ઞા હોય તો એ માર્ગથી પરિચિત અનુચરને હું કાલે આપને ત્યા મોકલી દઇશ" રામરાજાએ જણાવ્યુ

"ઠીક, તમે કાલે પ્રાત કાળેજ એ અનુચરને અત્રે મો લજો અને આવા કોઇ અન્ય સમાચારો હોય તે પણ કહાવજો"

"જેવી આજ્ઞા, આપ ફરમાવશો તે પ્રમાણે અવશ્ય અમલ થશે" રામચન્દ્રે પ્રતિઉત્તર આપ્યો રાત્રી ઘણી જવાથી અને અફીણ તથા મદ્યપાનની નિશાથી વાતો કરતા કરતા વ્યકટેશ્વરદત્તને ત્યાજ નિદ્રા આવી ગઇ રામચદ્ર હવે ભવિષ્યમા શુ શુ પ્રપચ રચવા તેની હાર-માળા રચતો રચતો દાદર ઉતર્યો અને પોતાના પા ીદાર અશ્વપર સ્વાર થઇને વનવિહારને પથે વળ્યો

કૃષ્ણપક્ષ હતો ચદ્રનુ ઝાખુ અજવાળુ ઉદય પામતુ હતુ જગત શાંતીના અકમા ઝુલવા લાગ્યુ



# પ્રકરણ ૯ મું.

## રામરાજાનો રાજ્યાભિષેક.

રામરાજા વ્યંકટેશ્વર જોડે વાતો કરીને વનવિહાર તરફ ચાલ્યો ગયો અને રાત્રીએજ એક મનુષ્યને વ્યંકટેશ્વરની હજુરમા મોકલી દીધો. વિભાવરીનો અવશેષ ભાગ ઝપાટાબધ વહી ગયો, ઉષાના ઓવારણા લેવાને જગત જાગૃત થયુ. પ્રભાતકાળનો રમ્ય અવસર, પક્ષીઓના મધુર સ્વર અને અનીલની મન્જુલ લહેરીઓ માનવહૃદયને શાંતી અર્પતી હતી આખુ જગત ઉત્સાહમા ઝુલતુ હતુ પરતુ આદીલશાહનુ અતકરણ નિરાશા અને ક્રોધથી ઉદ્વેગમય બની ગયુ હતુ. પ્રાતકાળ પહેલાજ વિજાપુરથી તેનાપર એક પત્ર આવ્યો હતો આદીલશાહના પુત્ર અલીઆદીલશાહે કોઇ મુસલમીન સરદારની તરૂણ કન્યા ઉપર બળાત્કાર ર્ક્યાથી તે સરદારે બળવો કર્યો હતો, આ વર્તમાનથી આદીલશાહને એકદમ વિદ્યાપુર છોડી ચાલ્યા જવુ પડયુ અને પોતાની સઘળી મહદેચ્છાઓ મનમાજ રહી ગઇ જતા જતાં તેણે પોતાની ઇચ્છા મુજબનો એક ખતીનો તૈયાર કરી તેના ઉપર વિદ્યાપુરના રાજ્ય તરફથી વ્યંકટેશ્વરની સહી લીધી અને બે કરોડ રૂપિઆ પ્રથમ વર્ષની ખડણી તરીકે લીધા. વ્યંકટેશ્વર ભદ્રાનદિના તીર સુધી તેને વળાવવા ગયો. રામરાજાને આ સઘળા વતમાન મળ્યા કે ત્વરીતજ તેણે પોતાનુ સૈન્ય એકત્રિત કર્યું રામરાજાના પૂવસકેત પ્રમાણે વ્યંકટેશ્વરને બીજે માર્ગે આવતા લગભગ પાચ કલાક વિતી ગયા તેટલામા રામચદ્રદેવે વિદ્યાપુરના રાજમહાલયને અને દ્રવ્યકોષને કબજે કરી

લીધા સૈનીકોના નાયકોને પણ બદલી આપ્યો અને તેમને સ્થાને પોતાના વિશ્વાસુ માણસોને નિયત કીધા. વ્યકટેશ્વરને વિદ્યાપુરમા પેસતાજ આ સુતકના સમાચાર મળ્યા રાજમહાલયમા આવવાને બદલે તે સિધોજ પોતાને મહાલયે ગયો, અને પોતાના અનુચરોને પોતાનો સર્વ ખજાનો આણીને તેના નયન સન્મુખ મૂકવાની આજ્ઞા કરી થોડી વારમા વિદ્યાપુરના ખજાનામાથી લુટેલા અસખ્ય હિરા મોતી અને માણેકનો ત્યા ઢગલો થઇ ગયો. કેટલા વર્ષે, કેટલા શ્રમને અતે વિદ્યાપુરના નરેશે પરરાજ્યોને પરાજ્ય કરીને આ દ્રવ્યસચય કરેલો તે પ્રલયકાળના તોફાનમા મળી ગયો તેણે તે સર્વને ખડાવી ભુકો કરી નાખ્યો અને મહાલયમાના હાડી ઝુમ્મર, આરસા વિગેરે ભાગી નાખ્યા. જ્યારે આમ ભાગતા ભાંગતા થાકયો ત્યારે પોતાનુ પાપ જાણે હજી અવશેષ ન રહ્યુ હોય તેમ તેની દૃષ્ટિ નિર્દોષ પશુઓ પર પડી અશ્વશાળામા જઇ તેણે અશ્વ, બળદ, ભેસ ગાય વિગેરે નિર્દોષ પ્રણીઓના નેત્ર ફોડી નાખ્યા અને તેમને હાકી મૂકયા ! મહાલયમા પોતાના સઘળા વસ્ત્રો સળગાવી દીવા, તેની ભસ્મ આખે શરીરે ચોળી, શરીર પર એક ધોતીઉ નાખી તે મહાલયની બહાર નીકળ્યો અને તેને સળગાવી મૂકયો ભડભડ થતી અગ્નિની જ્વાળાઓ આકાશમા વિહરવા લાગી વ્યકટેશ્વરે જન્મભુમિને છેલ્લા પ્રણામ કર્યા વિદ્યાપુરના ભગવા વાવટાને અતિમ નમસ્કાર કર્યા અને 'ભભુત લગાયો અલખ જગાયો' કરીને તે સન્યાસી થઇ ન્હાસી ગયો રામચદ્રના અશ્વારોહી સૈનીકોએ ચારે તરફ તેની શોધ ચલાવી પણ વિજયનગરની સમસ્ત ભૂમિમા કોઇ પણ સ્થળે તેનો પત્તો લાગ્યો નહિ. પ્રજાનો જેના ઉપર અતિશય દ્વેશ અને તિરસ્કાર હતો તે આમ ગુમ થઇ જવાથી તેમના હૃદય

શાંત થયા. બીજે દિવસે રામરાજાએ જે જે જુના અધિકારીઓ પદભ્રષ્ટ થએલા હતા તેમને પુનઃ તેમના અધિકારપદપર નિયત કર્યા અને વિનાયકપંત આદિ બીજા તેર મનુષ્યોને પકડીને કારાગૃહવાસ આપ્યો ત્રીજા દિવસનો પ્રભાતકાળ રામરાજાના રાજ્યાભિષેકનો મંગલ દિવસ હતો પ્રાતઃકાળે રાજ્યાભિષેકનો પ્રારંભ થયો, આર્યવિધિ પ્રમાણે રાજગારે તેને તિલક કર્યું અને નારાયણપંત મહાઅમાત્યે કૃષ્ણદેવના શસ્ત્રો અર્પણ કરી વિદ્યાપુરના સામ્રાજ્યના સમ્રાટ કહી નમસ્કાર કર્યા એક પછી એક માંડલીકોએ રામરાજાને અભિનંદન આપ્યું મહારાજા કૃષ્ણદેવના સિંહાસન ઉપર પુનઃ તેવોજ આર્યધર્મનો પરમ પક્ષપાતી નરકેસરી આરૂઢ થયો નગરમાં અનુપમ હર્ષ ફેલાઇ ગયો પુરજનોના ટોળેટોળા વિદ્યાપુરનરેશના પુણ્યદર્શન માટે ભેગા થવા લાગ્યા રામરાજાની આજ્ઞા પ્રમાણે તે સર્વનો સત્કાર કરી તેમને મિઠાઇ વહેંચવામાં આવી સ્થળે સ્થળે મહારાજાને દિર્ઘાયુ અને વિશ્વવિજયી બનાવવા માટે પ્રાર્થના થવા લાગી સભાસ્થાન જાણે હર્ષનો પ્રત્યક્ષ આવતાર ન હોય તેમ અલૌકીક ક્ષેત્ર બની ગયું સભાજનોની આનંદની અપૂર્વ ગર્જના વચ્ચે મહારાજા રામચંદ્રદેવે સભાજનોને ઉદ્દેશીને પોતનો ભાવી ઉદ્દેશ શું છે તત્સંબંધી દિશા સૂચન કરતાં જણાવ્યું "પરમ પ્રિય ધર્મપ્રાણ નગરજનો ! વિજયનગર પર ઇશ્વરની અપ્રતિમ દયાને પ્રભાવે અનેક કપટયંત્રોનો નાશ કરીને હું વિદ્યાપુરના ધર્મપિતાના રાજ-સિંહાસને આવ્યો છું તેમાં તમારી પ્રત્યક્ષ વા પરોક્ષ સહાયતા અને તમારા હાર્દિક આશિર્વાદથી મારો માર્ગ ઘણોજ નિષ્કંટક થઇ ગયો હતો એ વાત નિઃસંશય છે. વિદ્યાપુરના મહારાજાઓએ પોતાની પ્રજાનું

સંરક્ષણ કરવાને અને આર્યધર્મનો વિનાશ થતો અટકાવવાને સર્વસ્વનો ભોગ આપવાનો પોતાનો ધર્મ પ્રમાણ્યો છે અને તેને માટે આજ પર્યન્ત અનેક સમર્થ નરકેસરીઓના પુણ્યરૂધિરથી વિદ્યાપુરની ભૂમિ લાવણ્યવતી બની છે, હું પણ એજ સિંહાસન ઉપર આરૂઢ થઇ પુનઃ એજ પ્રતિજ્ઞા લઉછું કે આકાશમાં દિવાકરરાજ જ્યાં સુધી તપતા રહેશે, રત્નાકરમાં સલિલનું એક બિંદુ પણ અવશેષ હશે અને ભારતગૌરવના મુકુટમણિ હિમાલયનો એક પાષાણ પણ જગતમાં વિદ્યમાન હશે ત્યાંસુધી મારા ધર્મનું વિસ્મરણ કર્યા વિના હું વિજયનગરના સંરક્ષણ માટે, આર્યધર્મનો પુનરૂદ્ધાર કરવા માટે અને સમસ્ત આર્યપ્રજાના ઉત્કર્ષ માટે અહોરાત્ર અને દિવસ પ્રયત્નવાન રહીશ અને મારા પ્રાણ અર્પણ કરવા પડે તો તે પણ અવશ્ય કરીશ જે વિરપુરુષની તલવાર મારા હસ્તમાં મૂકવામાં આવીછે અને જે મુકુટ મેં અત્યારે શિર ઉપર પરિધાન કરેલો છે તેને લવલેશ પણ શરમાવીશ નહિ તથા તમારી આજ્ઞા વિરૂધ તમારો વિધ્વંશ કરનાર કાર્ય મારા પ્રાણ હશે ત્યાં સુધી મારા હસ્તથી વિસ્તરવા દઇશ નહિ, તથા સદા કાળ આર્યધર્મ અને આર્યાવર્તના કલ્યાણનેજ મારૂં સર્વસ્વ બનાવીશ. નરશ્રેષ્ઠ નગરવાસીઓ ! કેવી પરિસ્થિતિમાં હું વિજયનગરના તખ્તપર આરૂઢ થયો છું તેથી તમે અજ્ઞાત નથી એ કાર્યમાં વિદ્યાપુરના પક્ષમાં રહી મને અખંડ સહાયતા આપનાર આપણા મહાઅમાત્ય નારાયણપંતનો હું અને તમે અત્યંત રૂણી છઇએ અને તેના અલ્પાલ્પ પારિતોષક તરીકે હું રામદુર્ગની જાગીર જે ધર્મઘાતક આર્યકુલાંગાર નરપિશાચ વ્યંકટેશ્વરદત્તના હસ્તગત હતી તે એમને અર્પણ કરૂં છું અને વ્યંકટેશ્વરનો પુત્રપરિવાર જેને મારા સૈનીકોએ બંદિવાસ આપ્યો છે તેમનો સઘળો

ખર્ચે રાજ્યના દ્રવ્યભાડારમાથી આપવાની અને તેમને બધનમુક્ત કરી આનદયુકન કરવાની આજ્ઞા કરૂ છુ "

"મહારાજ ! વિદ્યાપુરની અને આપની અલ્પ સેવાના પારિતોષક તરીકે કાંઇપણ મેળવવાનો મારો અધિકાર નથી, પરતુ અપ્રતિમ ઔદાર્યતા દર્શાવી મહારાજશ્રીએ મારો જે પુરસ્કાર કર્યો છે તદર્થ હુ તેમનો આભારી છુ, અને આપની સેવા અધિકાધિક કરવાની હજી વધારે તક મળવા માટે ઇશ્વરની પ્રાર્થના કરૂ છુ " નારાયણપતે પોતાની સૂજ્ઞતાનો પરિચય આપ્યો.

"નારાયણપત ! આપના જેવા દેશદિક્ષિત સર્વસ્વત્યાગીને જેવા વચનો શોભે તેવાજ વિર વચનોનો તમે સત્કાર કર્યો છે અને તમારી અતરભાવના વ્યક્ત કરી તમે ઋણમુક્ત થયા છો તે જોઇ મારા હૃદયમા હર્ષનો અધિક આતરેક થાય છે બીજા પણ જે જે સરદારોએ મને સહાયતા આપી છે તે સર્વને હુ સહસ્ર રૂપિઆની બક્ષિસ કરૂ છુ અને તે દ્રવ્ય તેમને અર્પણ કરવા મહાઅમાત્યને આજ્ઞા કરૂ છુ " રામદેવરાવ બોલ્યા

રાજ્યારૂઢ ઉત્સવ પૂર્ણ થવા આવ્યો અને મહારાજાએ સગિતનો આસ્વાદ સભાજનોને આપવા માટે રાજગાયકોને આજ્ઞા કરી રાજ-ગાયકોએ પોતાના સુલલિત કઠસ્વરનો સભાજનોને ઉપભોગ આપવાનો પ્રારભ કર્યો

અનુપમ ભારતવર્ષ, અમારો અનુપમ ભારતવર્ષ,
અમારો અનુપમ ભારતવર્ષ......(૨)
ફેલાવી નિજ બાહુ હિમાલય,

અચળ અનાદિ કાળથી નિર્ભય,
આર્યજગતની પુકારતો જય,
પરમ એ દ્વારપાલ દુર્ઘર્ષ અમારો.. (૩)

પદતલપર વિસ્તૃત મહાસાગર,
મોહે કૈં મહિના અહિ મધુકર,
પ્રસરાવી નિજ પ્રભા જગતપર,
સહ્ય નહિ અધર્મનો આમર્ષ...અમારો . (૩)

પુષ્પવલ્લરીથી થઇ સજ્જિત,
દિવ્યપ્રભાથી બની અતિરંજિત,
નંદનવનને કરી દઇ લજ્જિત,
જગતનો એક માત્ર આદર્શ અમારો...(૩)

અનંત વૈભવનો કરી સંચય,
જ્ઞાનાગાર અપરિમિત અક્ષય,
આત્મવિજયથી બની મહિમામય,
થશે એનો 'કણિક' ઉત્કર્ષ...અમારો ..(૩)

સંગીત સંપૂર્ણ થયું અને દરબાર વિસર્જન થવાની તૈયારી થઇ પરંતુ તેટલામાં એક નવો પ્રસંગ ઉપસ્થિત થયો અને તેથી મહારાજાને ત્યાં અધિક સમય રોકાવું પડયું આદિલશાહે વિદ્યાપુર જોડે કરેલા તહનામા પ્રમાણે બે મુસલમાન પ્રતિનિધિઓને તે વિજયનગરમાં મૂકી ગયો હતો તે આ સમયે સભાગૃહમાં દૃષ્ટિએ પડતા નહોતા. રામરાજાએ કરેલા વિપ્લવના સમાચાર આદિલશાહને મળી ગયા હતા પરંતુ રામરાજા જેવા પ્રબળ શત્રુ સાથે પુનઃ યુદ્ધ કરવાનું તેને ઠીક લાગ્યું

નહિ હોય, યા ગમે તે હોય પણ તેણે રામરાજાનો પ્રતિરોધ કરવાનો યત્ન માત્ર પણ કર્યો નહોતો, અને રામરાજા રાજ્યારૂઢ થાય તે વખતે નજરાણા તરીકે એક મહામૂલ્ય પોષાક તેમણે રામરાજાને અર્પણ કરવા પોતાના દૂત સાથે મોકલી આપ્યો હતો આદિલશાહના પ્રતિનિધિ તરીકે અફઝલખાન અને રજુદિન નામના બે મુસલમાનો તે વખતે વિજયનગરમા વિદ્યમાન હતા બાદશાહે રામરાજાને મોકલેલો પોષાક અર્પણ કરવા તે ઉભય ગૃહસ્થો સભાસ્થાનમા આવી પહોચ્યા અને રામરાજાને નજરાણુ કરી પોતાને નિયત સ્થળે સ્થાન લીધુ એટલામા દ્વારપાળે આવીને વર્તમાન આપ્યા કે 'ગોવિદસિહ દરબારમા આવવાની આજ્ઞા માગે છે"

ગોવિદસિહ, રામરાજાના ગુપ્ત અનુચરોનો મુખ્ય સેનાપતિ હતો. મહારાજાની આજ્ઞા મળતાજ શરીરે કદાવર ઘઉ વર્ણો, શૂરવીર મુખાકૃતિવાળો યુવક દરબારમા પ્રવેશ્યો અને મહારાજાને વદન કર્યા

"મહારાજ ! આજે વનવિહારના માર્ગ પરથી એક જનાનાબધ પાલખી પકડાઇ છે. તેના રક્ષકો કહે છે કે તેમા એક ખાનદાન મુસલમીન અબળા છે અને તે પિરસાહેબના દર્શને જાય છે પરતુ મને સશય છે કે તેમા વિજાપુરના રાજ્યના કાઇક કારસ્થાની પત્રો છે હુ તે પાલખીને પકડીને અત્રે લઇ આવ્યો છુ. આજ્ઞા હોય તો દરબારમા હાજર કરૂ પાલખી સાથે ૨૫ સૈનીકો છે, તે સર્વને મે બદિવાન તરીકે કારાગૃહમા રાખ્યા છે" ગોવિદસિહે મહારાજાને કહ્યુ.

"ઠીક, તે સૈનીકોને બહાર રાખો માત્ર તેના મુખ્ય રક્ષકને અને પાલખીને દરબારમાં હાજર કરો, અને તે સૈનીકો ઉપર એવો પ્રબળ

બંદોબસ્ત મૂકી દો કે હવે તેમાથી એક પણ સૈનીક જઈ શકે નહિ” રામરાજાએ આજ્ઞા કરી.

ત્વરીતજ પાલખી અને તેની સાથે તેનો રક્ષક મહારાજાની સેવામા હાજર થયા

"કેમ મિયા ! આ પાલખીમા કોણ છે તે સાચે સાચુ એવી દેજો નહિ તો રામરાજાના દરબારમા તમારૂ શિર અને ધડ જુદા પડી જશે” રામરાજાએ પાલખી સાથેના અનુચરને ગુસ્સાથી પૂછ્યુ

"નામદાર ! તેમા વિજાપુરના બાદશાહના એક સરદારની પુત્રી છે અને તે પીરસાહેબના દરગે જાય છે તે સિવાય આપ ધારો છો તેવા રાજકારસ્થાની પત્રો તેમા કાઇજ નથી” દૂતે નમ્રતાથી મહારાજાને પ્રતિઉત્તર આપ્યો

"પરતુ તમે મુસલમાનો બહુ દગાબાજ અને શાઠ્ય પ્રકૃતિના છો. પ્રપચકળાનો પૂર્ણ અવતાર છો, અને જે રીતે અનેક વખતે અમને દગો આપી તમે હિદુઓનો વિનાશ કર્યો છે એટલે અમને શી રીતે ખાત્રી થાય કે તમે કહો છો તે ઘટના સર્વથા સત્યપૂર્ણ છે. માટે અમને તે બાનુ મુખ જોવા દો તો અમે તમને નિર્ભયપણે જવા દઇએ. જો તમારા કથન પ્રમાણે તેમા સ્ત્રીજ હશે તો તમને પછી કોઇપણ પ્રકારનો ભય રહેશે નહિ કારણકે અબળાઓનુ સરક્ષણ કરવુ એ મારો ધર્મ છે અને નિર્દોષ સ્ત્રીઓના ધર્મનુ ભક્ષણ કરવુ એ તમારૂ કર્મ છે” રામરાજાએ સત્યની સપૂર્ણ શોધ કરવાના ઉદ્દેશથી મેળા સરદાર આગળ પોતાની મન:સ્થિતિ વર્ણવી.

મહારાજ ! ઇસલામી મઝહબ પ્રમાણે યુવાન અબળાઓ પતિ સિવાય અન્યાન્ય મનુષ્યોને પોતાનુ મુખ બતાવે એ અધર્મ ગણાય છે અને એવા ધર્મવિઘાતક માર્ગે પ્રવર્તનાર સ્ત્રીઓ પ્રભુના દરબારમા પ્રવેશવાને અનાધિકારી થાય છે. માટે આપ એનુ મુખ અવલોકવાનો જે આગ્રહ કરો છો તે અમારી દ્રષ્ટિએ અસહ્ય અન્યાય છે, વળી હુ મહારાજશ્રીને ખાતરી આપુ છુ કે તેમા કાઇ પણ રાજદ્વારી કારસ્થાની પત્રો નથી અને કોઇ દગો અથવા પ્રપચ થવાનો પણ ભય નથી માટે આપ કૃપા કરી અમને બધનમુક્ત કરશો તો અમે તમારા સદાના રૂણી બનીશુ. તે કરતા પણ આપનો સશય કાયમ રહેતો હોયતો પાલખી સાથેના અમારા સૈનીકો છે તેને કેદ કરી તેની જોડે આપના હિદુ સૈનીકો રાખો એટલે પછી ભયનુ કાઇપણ કારણ ઉપસ્થિત થશે નહિ " પેલી પાલખીના રક્ષકે તત્સબધે સત્ય ઘટના શુ છે તે સભાજનો સન્મુખ વ્યક્ત કરી

"ના, ના એવી નકામી ખટપટો કરવાનુ અમને કાઇ પ્રયોજન નથી અમારે પાલખીની તપાસતો કરવીજ પડશે અને તેમા સ્ત્રી કે પુરૂષ કોણ છે તે અવલોકવુ પડશે હનુમતરાવ ! આ પાલખીના પડદા ખોલી અદર તપાસ કરો અને બરાબર નિહાળો કે તેમા વિદ્યાપુર પ્રતિ કપટ કરવાના કાગળ, પત્રો કે શસ્ત્રાસ્ત્ર કૈ છે કે નહિ ?" રામચદ્રે હનુમતરાવ નામના એક સરદારને આજ્ઞા કરી.

રામરાજાની આજ્ઞા મળતાજ તે ઉઠયો અને પાલખીની પાસે ગયો, પરતુ જેવુ પાલખીનુ બારણુ ઉઘાડવા જાય છે કે રજુદિન સાથેનો બીજો યુવાન સરદાર અફઝલખાન ઉભો થયો અને તેણે

હનુમતરાવના હાથ પકડી લઇ રામદેવરાવને અલત નમ્ર અને મૃદુ સ્વરે પ્રાર્થના કરી.

"મહારાજ ! આપની આજ્ઞા સર્વથા ભયજનક અને ધર્મ વિઘાતક છે, કારણ કે અમારા ધર્મનુ એવુ ફરમાન છે કે કોઇપણ મુસલમીન યુવતી પરપુરૂષને પોતાનુ મુખ બતાવી શકતી નથી, આપની આજ્ઞા પાલખીની ઝડતી લઇ અદર બેઠેલી યુવતીનુ મુખ નિહાળવાની છે, એ મુસલમાનોનુ અને વિજાપુરની સલ્તનતનુ ભયકર અપમાન છે"

"અફઝલખાન ! તે વાત સત્યપૂર્ણ છે, પરતુ તમારી પારાવોકતાએજ એ સમય આણ્યો છે, અમે સ્ત્રીઓને ઇશ્વરી અવતાર માનીએ છીએ અને તેમની કિતિ જાળવવા મર્યાદીએ છીએ જ્યા હિદુઓની વીર હાકલ વાગે છે, ત્યા સ્ત્રીઓ તો સદા નિર્ભયજ હોય છે પરતુ અમારી આવી પવિત્ર ભાવનાનો લાભ લઇ ઘણા મુસનમાનો પોતાનુ કાર્ય સાધી લે છે ઘણી પાલખીઓને તપાસતા તેમાથી ઘણે ભાગે મુસલમાન સ્ત્રીઓને બદલે તમનો વેષ ધારેલા હિમતવિનાના નામર્દ મુસલમાનો મળી આવ્યા છે" રામરાજાએ સત્ય વસ્તુ સ્થિતિ અફઝલખાનને દર્શાવી.

"પણ આ પાલખીમા તેવુ કશુ નથી માત્ર એક યાત્રાર્થી અબળાજ છે એવુ તેના રક્ષક સ્પષ્ટ રીતે કહે છે પછી તે પ્રતિ આપ દુર્લક્ષ કરી પાલખી તપાસવાનુ સાહસ શા માટે કરો છો ? આથી વિજાપુરનુ જે અપમાન થાય છે તે વિજાપુરના વિરો કદી સહન કરવાના નથી તેમના હાથમા હજી યુદ્ધ કરવાની શક્તિ છે

અને તેમના બાહુમાં અપૂર્વ બળ છે ને આખા વિદ્યાપુરને ગળી જવા માટે મહાસમથ છે" અફ્ઝલખાને ધીમે ધીમે પોતાનુ પ્રોત પ્રકાસ્યુ

રામરાજા તેના પ્રતિ એક તિવ્ર દ્રષ્ટિપાત કરી જરા તિરસ્કાર યુક્ત હસ્યો અને બોલ્યો, "અફ્ઝલખાન ! રામરાજાને તેના દરબારમાજ મ્હાત કરવો એ કોઇ મહાદેવી પુરૂષ આવે તોપણ થઇ શકે એમ નથી તો તમારાથી એ ભગિરથ કાર્ય પાર પડે એ આશાજ સર્વથા મિથ્યા છે વિદ્યાપુરના દરબારમા તમને અમારા ઉપરી તરીકે બેસાડવામાં આવ્યા નથી પરતુ વિદ્યાપુર અને વિજાપુરમાં સતાકાલ માટે મૈત્રીભાવ ચિરસ્થાયી રહે તેટલા માટેજ તમારો અત્રે સત્કાર કરવામા આવ્યો છે અમારા રાજ્યકારભારમા કોઇ પણ પ્રકારનો પ્રત્યવાય ઉપસ્થિત કરવામા તમે સાધનભૂત થશો તો તમને પણ શિક્ષા કરવા વિદ્યાપુરના રાજકર્મચારીઓ ડરશે નહિ તમારા આવા અવિનયી વર્તનથી તમારો સઘળો ખર્ચ જે અમારી તિજોરીમાથી આપવો પડે છે તે હુ બધ કરૂ છુ અને હવે પુન એવા દુષ્કર્મથી તમે દૂરજ રહો એમ ઇચ્છુ છુ "

"રામચદ્રદેવ !" અફ્ઝલખાન છેક મર્યાદાની બહાર જઇને બોલ્યો, "આપ ગમે તે કરો ગમે તેવો ભય બતાવો તોપણ મારી દ્રષ્ટિ સમીપ હુ એક મુસલમીન સુદરીની લજ્જા કાળાતરે પણ લુટાવા દેનાર નથી અને એવુ અધાર્મીક કૃત્ય આપના હસ્તથી થડે તે આનદથી અવ લોકનાર નથી ધર્મરક્ષા કરતા મૃત્યુનો આસ્વાદ ભોગવવો એને હુ મારા મહાભાગ્ય માનુ છુ અને આપને સ્પષ્ટ કહી દઉં છુ કે જો આપ અતે આવો અત્યાચાર કરવાજ પ્રવૃત્ત થશો તો મારે સમશેરની ધારથી પણ તે અત્યાચાર અટકાવવો પડશે."

"જીગર અંગાર પર રાખી જુલમ જલ્લાદનો ચાખી,
સીતમગરનો સીતમ સાંખી સદા હુ ધર્મને ધારૂં,
જડાવો લોહના બંધો નયન ફોડી કરો અંધો,
ખુદાનો હુ ખરો બંદો ખમીર મારૂં ન ખૂટનારૂં,
નીચે આસમાનને લાવો ભલે અંગાર વરસાવો,
ન હુ મુનકીર બનુ આવો તજીને રાસ્ત પણ મારૂં"

"તો તેવે સમયે સમશેરનો ઉપયોગ કેમ કરવો તે વિજયનગરના વિજયી વિરો પણ જાણે છે હવે હુ જોઉ છુ કે કેવી રીતે તમે મારી આજ્ઞાનો લોપ કરી સંસારમા જીવત રહી શકો છો. તમારા પર જેમ વધારે દયા દર્શાવીએ તેમ દયાદાનદાતા ઉપર અધિક અત્યાચારોજ કરી તેનો બદલો કપટથીજ વાળવો એ તમારી ધર્મનિતિ છે એનો મને પૂર્ણત પરિચય છે તમે મારી આજ્ઞાનો ભંગ કેવી રીતે કરો છો તે પણ હમણાજ જણાશે" રામરાજાએ અફઝલખાનના દંભપૂર્ણ શબ્દોનો તેવાજ છદ્મવેશી વાક્યોમા પ્રતિકાર કર્યો"

"શયતાન! તારા લફ્ઝ આ એ છે નિશાની મોતની,
આ લક્ષણો ઉન્માદના લાગે બિમારી મોતની,
તુજ શબ્દની ધારા મહીં જે ઝેર કાતીલ છે વસ્યુ,
આપી રહ્યુ તે વિશ્વને આગાહી તારા મોતની,
સમશેરથી તુજ દેહના ટુકડા કરૂં દિલ ચ્હાય છે,
તારૂં બદન અવલોકતા પાછી દયા ઉભરાય છે."

"પરંતુ મહારાજા! એથી આપને શું અધિક લાભ મળશે તે હું કલ્પિ શકતો નથી આવી રીતે અલ્પ બાબતોમા ખોટો હઠાગ્રહ કરી નવી નવી વિપત્તિઓનો સંચય કરવો અને નકામા યુધ્ધો ઉપસ્થિત કરવા એજ જો તમારો નિશ્ચય હોય તો પછી તમારી ઇચ્છાનો કેમ ઉત્તર આપવો તેથી અમે પણ અજ્ઞાત નથી, પણ જો આપની ઇચ્છા તેવી નહિજ હોય તો તો પછી આવી વૃથા ખટપટોથી આપણે દૂર રહેવુ એજ ધર્મયુક્ત અને સદ્‌માર્ગરૂપી છે" અફઝલખાને પોતાના પક્ષનુ સમર્થન કરવા પુન પોતાની એકની એક દલિલ રામરાજા સન્મુખ નિવેદન કરી

રામરાજા અફઝલખાનના આવા ઉદ્ધત કાર્ય પરત્વે એટલો બધો કે ખિન્ન થઇ ગયો હતો કે તેને તેજ ઘડીએ જાણે અફઝલખાનનુ શીર અને ધડ જુદા કરી દેવા એમ થયુ પણ શાંતી રાખી તેણે પોતાના તે વિચારને ત્યાંજ સમાવી દીધો અને હનુમંતરાવ નામના સરદારને આજ્ઞા આપી, "હનુમંતરાવ! આ પાલખી તોડી ફોડી નાખો અને જુઓ તેમા કોણ છે? સ્ત્રી હોય કે પુરૂષ હોય તેને ખેંચી કાઢી મારા નેત્ર સન્મુખ હાજર કરો"

તેજ ક્ષણે હનુમંતરાવ ઉઠ્યો, પરંતુ તે બારી તોડીને પાલખીમા બેઠેલી સ્ત્રીને નિર્ભત્સનાપૂર્વક બ્હાર ખેંચી કાઢે તે પહેલાજ તે પાલખીનુ બારણુ ઉઘડી ગયુ અને તેમાથી બુરખામા સજ્જ બનેલી એક સ્ત્રી રામરાજા આગળ આવીને ઉભી રહી

"રામરાજા!" તે સ્ત્રીએ મહારાજાની મંજુલ સ્વરે અભ્યર્થના કરતા જણાવ્યુ, "આપને મારા વિષયક એવો સંદેહ હતો કે આ

પાલખીમાં કાંઇ કપટ હશે અને તેથી મારા રાજ્યને કોઇપણ પ્રકારની હાની થશે, પરંતુ આપનું તે અનુમાન કેવળ અસત્ય છે હું વિજાપુરના એક સરદારની પુત્રી છું અને દરગાહમા મારે દર્શનાર્થે જવું છે"

"તમારો બુરખો કાઢી નાખો અને મને પૂર્ણત ખાત્રી થવા દો કે તમે પુરૂષ નથીજ જો પહેલાજ તમે આમ કહ્યું હોત તો હું તમને જરાપણ કષ્ટ આપત નહિ પણ અફઝલખાનનો મદમર્દન કરવા હવે તો મારે તમારો બુરખો ઉતરાવવોજ છે" રામરાજાએ પોતાના હૃદયની સત્યભાવના દર્શાવી આપી

"આ તો આપનો ન્યાય પાડાને વાંકે પખાલીને ડામ દેવો તેવોજ છે આપનું અપમાન જો અફઝલખાને કર્યું હોય તો તે બદલે તેજ દંડપાત્ર છે તેમા મારો બુરખો કાઢી મને ધર્મભ્રષ્ટ કરો તે સર્વથા અયોગ્યજ છે." તે સ્ત્રીએ પોતાના પક્ષનું વાસ્તવીક સમર્થન કર્યું

"ઉધુક્ત આપ બનો નહિ નિર્દોષને સતાપવા,
હઠ હોયના રણધીરનો અબળા બિચારી તાવવા,
જે ધર્મના ધીરવીર છે તે રંકનું રક્ષણ કરે,
રામા તણી વ્હારે ચઢી પ્રભુ દ્વારમાંહી સચરે,
અબળા ઉપર અધા બની દુખ નાખવા એ પાપ છે,
મહારાજા એવા કાર્યમા કિરતારના પણ શ્રાપ છે"

"હનુમતરાવ! આ સ્ત્રીનો બુરખો ખેંચી કાઢો" રામચદ્રે તે અબળાના કથનની જરાપણ પરવા ન કરતા તેનો ઉપહાસ કરીને કહ્યું. પરંતુ તેનો અમલ થાય તે પહેલાંજ તે સુંદરીએ પોતાનો બુરખો કાઢી નાખ્યો અને બોલી, "રામરાજા! ચેતચેત, તું નિર્દોષનો ઉપહાસ કરીને

તારા વિનાશના બી રોપે છ પણ તેનો જ્યારે પરિપાક થશે ત્યારેજ તને તારા કરેલા કર્મનો પશ્ચાતાપ થશે નિર્દોષ અબળાની ભરસભામા લજ્જા લુટવા માટે ફિરનાર જરૂર તને શિક્ષા કરશે અને આ ખુરશે જે તે બળાત્કારથી મ્હાવી નાખ્યો છે તે તારૂ અને તારા રાજ્યનુ નિકંદન વાળનારને હાથેજ મારા શરીરપર પાડો પરિધાન થશે મારા હૃદયઅશ્રુમા તુ ડુબી જશે અને મારા હૃયામા જેવી ભડભડ ચિતા બળી રહી છે તેવુજ તારૂ નગર એક દિવસ ભસ્મિભૂત થઇ જશે"

"બળે જેવી ચિતા હૈયે નગર તુજ એમ આ બળજો,
બધો આ રાક્ષસી વૈભવ ભરેલો ધૂળમા મળજો,
વહો અહીં લોહીની ધાગ કુડો અહીં કાગડા કાળા,
તૂટી મોટી નિવાસો આ થશે પક્ષી તણા માળા,
ઉજ્જડ બની મયદાન આ શયતાનની વસ્તી થશે
ફનાઇ કબ્રસ્તાનમા તુજ માનને મસ્તી જશે"

રામરાજાના પગથી તે શિખાપર્યન્ત ક્રોધ વ્યાપી ગયો. તેણે તરતજ બીજી આજ્ઞા આપી કે તેજ ઘડીએ અફઝલખાન અને પેલી ગજગામિનિને હનુમતરાવે બનીવાન તરીકે ચતુર્ભુજ બનાવી દેવા

'રામરાજા!" આ દ્રશ્યને જોઇ તે સ્ત્રીએ તેવાજ ઉદ્વેગ પૂર્ણ વચનોથી ફરી ઉદ્ગાર કાઢયા, "મને કેદ કરશો તેથી તમારો ક્રોધ શી રીતે પરીપૂર્ણ થશે મને તો પ્રાણદંડનીજ શિક્ષા થવી જોઇએ ત્યારેજ તમારો ક્રોધ પણ પૂર્ણ થશે અને મને પણ શાતી મળશે"

આટલુ બધુ નાટક થયુ પણ રજુદ્દિન એક શબ્દ પણ બોલ્યો નહિ. રજુદ્દિન પૂર્વાશ્રમી હિંદુ હતો એટલે તે વિદ્યાપૂરનુ હિત કરવા

પ્રયત્ન કરતો ત્યારે અફઝનખાન વિજાપુરનો પક્ષ ો ચનો અફઝલખાનને કેદ કરવ ચો રજુદિનની તે આડખીની સર્વથા નિર્મુળ થઇ ગઇ

દરબારમા કોઇક શ તી પ્રસરી એટલ રજુદીને રામર જાને વિનતી કરીને કહ્યું "મહારાજા! વિજાપુરનો દૂત હુ છુ મારી આજ્ઞા વિરૂદ્ધ જઇ અફઝલખાને જે સાહસ કર્યું છે તે માટે હુ અત્યન્ત દિલગીર છુ પરતુ આપે અમારો જે ખર્ચ બધ કરવાની આજ્ઞા કરી છે તેથી વિજાપુર અને વિદ્યાપુર વચ્ચે દ્વેશ ઉપસ્થિત થશે અને આજ પર્યન્ત ઉભયરાજ્યોમા જે મત્રી છે તેનો પણ નાશ થશે માટે આપને મારી વિનતી છે કે તે હુકમ આપે ફેરવી નાખવો જોઇએ અને ઉભય રાજ્યો દ્રઢ સ પથી વિદ્યમાન રહે તેમ પ્રયત્ન કરવો જોઇએ."

"રજુદીન! વિદ્યાપુર અને વિજાપુર વચ્ચે કોઇ પ્રકારનુ કર્ષાનુ કારણ ઉપસ્થિત થયુજ નથી એટલે હુ મારા હુકમ પર પુન વિચાર કરીશ અને જે યોગ્ય લાગે તે ફેરફારો કરીશ" રામરાજાએ અલ્પ ઉત્તર આપ્યો અને તરતજ સભા બરખાસ્ત કરવાની પ્રતિહારને આજ્ઞા કરી દરબાર વિસર્જન થયો રામચદ્ર અને તેનો મહાઅમાત્ય નારાયણ-પત સાથેજ દરબારગૃહથી બહાર નિકળી મહાલય પ્રતિ વિદાય થયા

"નારાયણપત! રાજ્યાભિષેકને દિવસેજ તોફાન થયુ પ્રારભ માજ આમ અપશુકન નડયુ એટલે મને ભાવી બહુ ભયકર લાગે છે મને જણાય છે કે મારા વિનાશ સાથે વિદ્યાપુરનો પણ અસ્તજ થશે" રામરાજાએ માગમા જતા નારાયણપતને ઉદ્વેગપૂર્ણ હૃદયથી પુછ્યુ

"પ્રભુ! કાળની ગતિજ ન્યારી છે તેનો પ્રવાહ કોણ ખાળી શકે એમ છે પછી ભાવી બનાવોની ચિતા કરવી સર્વથા વ્યર્થ અને

નિષ્પ્રયોજન છે" નારાયણપંતે અલ્પ ઉત્તર આપ્યો બન્ને જણ બાગમાંથી છુટા પડયા અને રામચન્દ્રદેવ પોતાને મહેલે ગયો આજ પર્યન્ત રામરાજાએ વિદ્યાપુરના રાજ્યને માટે અનેક અનાચારો કર્યા હતા જુલમ કરવામાં તેણે જરાપણ કચાશ રાખી નહોતી તેવીજ રીતે સદાચરણ શું છે તે પણ તે સમજતો નહોતો, છતાં આજના પ્રસંગથી તેના હૃદયમાં અવર્ણનીય ખેદ થયો પોતે નિર્દોષ સ્ત્રીને દુખી કરી નકામી ખટપટ ઉભી કરી હતી એમ લાગ્યું અને તેના દુખાએલા હૃદયને માટે તેને અતિશય શોક થયો જાણે તેજપળે તે નિર્દોષ બાળાએ આપેલા શ્રાપના વચનો ફળીભૂત ન થતા હોય! અને જાણે વિદ્યાપુરનું રાજ્ય તેજ ઘડીએ નષ્ટ ન થતું હોય એમ જણાયું ક્ષણાર્ધમાં તેને એમ વિચાર થયો કે જાણે વિજાપુરનું સૈન્ય ચઢી આવ્યું છે, પોતે તેનો કેદી બની ગયો છે, અને મુસલમાની લશ્કર વિદ્યાપુરમાં ભયંકર લુંટફાટ ચલાવી રહ્યું છે તેણે આશ્ચર્યથી અને ઉદ્વેગથી તરતજ બારીમાંથી બહાર દ્રષ્ટિ નાખી તો નૃસિંહ ભગવાન-ના પવિત્ર મંદિર પર ઉડતી ભગવી, ગૌરવદર્શીની આર્યપતાકાનું દર્શન થયું રામરાજાની સ્થિતિ કેવળ ભ્રમિતવત થઇ ગઇ હતી "ઓ આર્યપતાકા! તારો અખંડ દિગ્વીજયહો" રામરાજાએ મનમાંજ તે પતાકાને આશીષ આપ્યા અને હાથજોડીને કહ્યું "નૃસિંહ ભગવાન' આર્યપ્રજાના શા નિર્ભાગ્ય છે કે પ્રતિદિન તેમનો વિનાશજ થતો જાય છે આજે જ્યાં ત્યાં મુસલમાનોની પતાકા ફરફરે છે. તેની વચ્ચે ઘેરાએલી આ ભગવી પતાકાના રક્ષણ હાર પ્રભુ! તમેજ છો. તેને સદા કાયમ રાખજો"

# પ્રકરણ ૧૦ મું.

## ભયંકર ભેદ.

સંધ્યાકાળનો રમણિય અવસર હતો. પક્ષીઓનો મધુર અવાજ કર્ણગોચર થતો હતો. ભદ્રાનદિમા લાગરેલી નૌકાના શુભ્રમદ, નય નોને કઇ અપૂર્વ આનંદ આપતા હતા. સરિતાને કિનારે દ્રષ્ટિએ પડતા વૃક્ષયુથો, ત્યાની અલોકીક શોભામા અવર્ણનીય વૃદ્ધિ કરતા હતા. પવનની શાંત લહરો આવતી હતી. દિવાકરરાજના કોમળ થતા કિરણો વૃક્ષો ઉપર પડવાથી તેના હરિતવર્ણીય પત્રયુથોમા કોમળ રક્તરંગની છટા દ્રષ્ટિગોચર થતી હતી. રામરાજા આ અલાકીક અવસર નિહાળતો પોતાના મહાલયમા વિશ્રામ લેતો ગીતાજીના નિત્યપાઠનુ અધ્યયન કરી રહ્યો હતો, અને તેની સામે રાજ્યપંડિત હરિહર શર્મા રામરાજાને ગીતાજીના કિલિષ્ટ શ્લોકોનુ સરળ જ્ઞાન આપતો હતો. બન્નેનો એજ ધર્મવિષયક વાદ ચાલુ હતો. તેટલામા દ્વારપાળે આવીને 'રજુદ્દિન મહારાજાને મળવા આવે છે' એવા સમાચાર આપ્યા. થોડીવાર સુધી રામરાજાએ કાંઇ ઉત્તર આપ્યો નહિ. તેના મનમા એજ શંકા ગઇ કે શું રજુદ્દિન પેલી સ્ત્રીના અપમાનનો બદલો લેવા આવતો હશે અથવા તે માટે વિજાપુરના રાજાનો કંઇક પત્ર હશે એમ અનેક વિચાર કરી અને તેણે તેને ઉપર આવવાની આજ્ઞા આપી. મહારાજાની અનુજ્ઞા મળતાજ રજુદ્દિન ત્યાં પ્રવેશ કરવાને ભાગ્યશાળી થયો. રામરાજાએ તેને જોતો પોતાની દ્રષ્ટિ સમીપ નિહાળ્યો કે તેજ ક્ષણે તેણે રાજ્યપંડિતને ત્યાથી પ્રસ્થાન કરી જઇ થોડા સૈનીકોને ત્યા મોકલી દેવાનુ ગુપ્ત

સુચન કર્યું હરિહર શર્મા રામરાજાની આજ્ઞા શિરોધાર્ય કરીને ત્યાંથી ચાલ્યો ગયો

'કેમ રજ્જુદિન ! છેક સંધ્યાકાળે આટલા બધા મોડા શા માટે આવ્યા છો મિત્રતાને પરિપક્વ કરવા કે વૈર જાગૃત રાખવા ?" રામરાજાએ રજ્જુદિનનો સત્કાર કરતા તેને પૂછયુ

"રામરાજા ! મુસલમાનો સદા સર્વદા વૈર જાગૃત રાખવાનુજ શિખ્યા હોય એમ આપની માન્યતા કદાચિત બંધાવા પામી હોય તો તે ભ્રમમુલ છે જેમ આર્ય લોકો સંપ અને સદાચારનુ સેવન કરી શકે છે તેજ પ્રમાણે ધર્મકર્માદિ કુદરતી ફરજોનુ પ્રતિપાલન કરવુ એ મુસલમાનો પણ યથાર્થ જાણે છે એટલે આપનો આવો પ્રશ્ન મને વિશેષ આશ્ચર્ય ઉત્પન્ન કરે તો તેમા નવાઇ જેવુ નથી " રજ્જુદિને પોતાના વક્તવ્યની પ્રસ્તાવનાનો પ્રારંભ કર્યો.

'તે કદાચ સત્ય હશે પરંતુ વર્તમાન પ્રસંગે તો હિંદુઓના ધર્મસ્થાનો ભ્રષ્ટ કરવા તેમની સ્ત્રીઓના પુણ્યાત્માની પોતાના પિપાશા યજ્ઞમા આહુતી આપવી અને અનાથ અશક્ત અન્ન વિના રખડતા રઝળતા તથા ઉદ્યોગ વિનાના હિંદુઓને મુસલમાન બનાવવા એજ ધર્મ તમારી સહયોગીઓએ સ્વિકારી લીધો છે અને તેટલાજ માટે મારે તમને એવો પ્રશ્ન પૂછવો પડયો છે " રામરાજાએ પોતાના પક્ષનુ અધિક સમર્થન કર્યું.

"તો એવા અપવાદરૂપ દુર્જનોને માટે સમસ્ત મુસલમાન પ્રજાને ધિક્કારવી એ પણ શુ ધાર્મિકતા છે ? એવા અપવાદ તો હિંદુ પ્રજામાંએ અનેક જડી આવે એમ છે તો પછી હિંદુઓને ગૌરવમાની

બનાવી મુસલમાનોને નિચનાની ઉંડી ખીણમા ઢકેલી મૂકવા એ એક ભિષણ પ્રકારનો અન્યાયજ લેખાવો જોઇએ" રજ્જુદિને પુન પોતેજ પોતાના ગ્નાતી બધુઓની વકીલાત કરી

"એકજ દિવાકર આકાશમાં ઉગતા પૂર્વીને ઝળહળાવી તારાના તેજને પોતાના પ્રભાવ વડે આછુ નાખે છે ત્યારે સૂર્યનારાયણનુજ જગતમા રાજ્ય છે એમ લોકો સાહજીક રીતે માને છે તારાના અસ્તિત્વનો ખ્યાલ પણ તે સમયે આપણામાથી નિમુળ થાય છે તેમ મુસલમાન સઘમા ઘણા માણસો મે વર્ણવ્યા તેવા પ્રકારના હોય તો પછી ત સમુહસૂર્યના પ્રકાશમા અધાર્મિકતાના અપવાદરૂપી જેઓ પોતાનો જીવન વ્યવસાય ચલાવતા હોય તેઓ ઢકાઇ જાય એ સ્વાભાવીક છે" રામરાજાએ તના પ્રશ્નના ઉત્તરમા પોતાની યુક્તિ યુક્ત દલિલ પ્રગટ કરી

'ઠીક મહારાજા ! આપનો મત પણુ કદાચિત સત્ય હોય તો ત સબધે વ્યર્થ ઉહાપોહ કરવો અનાવશ્યક છે પરંતુ જો કોઇ વિધર્મિ વિદેશીના હાથે તમારૂ, તમારા ધર્મનુ અને તમારા રાષ્ટ્રનુ કલ્યાણ થતુ હોય અથવા તમારો કોઇ આર્યપુરુષ યવનધર્મના અનુગામી બની ગયો હોય તો તેનો તમે પુન સ્વિકાર કરો કે તેવી તમારી કલ્યાણકારી વસ્તુસ્થિતિનો પણુ પરિત્યાગ કરો ?" રજ્જુદિને નવીન પ્રશ્ન ઉઠાવ્યો અને જરા વાર મૌન્ય રહી રામરાજા તેનો ઉત્તર આપે તે પહેલાજ પોતાની હૃદયસ્થાને આગળ વધરી, "જો કે મુસલમાનો આર્યધર્મના વિરૂદ્ધ હોય અને તેના પ્રત્યે તમારો તિરસ્કાર હોય છતા પણુ થોડી પળો માટ તેને તમારા હૃદયમાથી દૂર કરી દો અને

મારે હસ્તે તમારૂં અને તમારા રાષ્ટ્રનું જે કલ્યાણ થાય છે તે સ્વિકારી લ્યો."

રજ્જુદ્દિનના પ્રથમ પ્રશ્નનો ઉત્તર શું આપવો એ ઘટના રામરાજા માટે કિલિષ્ટ હતી પરંતુ રજ્જુદ્દિને પોતેજ બિજો પ્રશ્ન ઉઠાવ્યો એટલે રામરાજા પહેલા પ્રશ્નને ખાઇ ગયો અને બીજા પ્રશ્નનો ઉત્તર આપતા શાંત અને હાસ્યયુક્ત મુદ્રાથી જણાવ્યું. "રજ્જુદ્દિન! તમારૂં મસ્તક પ્રસ્તુત સમયે ભ્રમિત થયું હોય એમ લાગે છે, તમે વિજાપુરના સરદાર છો–સાશ્રિત છો એટલે વિજાપુરના હિત વિના તમારૂં બીજું કાંઇ કર્મજ ન હોઇ શકે એ વાત સ્વયંસિદ્ધ છે. વળી વિદ્યાપુર અને વિજાપુરનો દ્વેશ પણ પ્રાચિન સમયથી જાણીતો છે, તો પછી તમે અમારૂં કલ્યાણ કરી શકો એ વાતજ મિથ્યા, દંભપૂર્ણ, તિમિર જેવી છે"

"રામરાજા!" રજ્જુદ્દિને મુખપર આશ્ચર્ય શોક અને કરૂણાની સમિશ્રિત છાયાનો આવિર્ભાવ કરીને જણાવ્યું "આપ મુસલમાન પ્રત્યે આટલા તિરસ્કાર રાખો છો અને મને સર્વથા તમારા દુશ્મન તરીકે નિહાળો છો પરંતુ આપ જાણો છો હું કોણ છું?"

"તમને જેમ સમગ્ર જગત ઓળખે છે તેમ હું પણ ઓળખું છું તમે વિજાપુરના સરદાર છો અને અમારા ધર્મનો જાતિનો અને ગારવનો સંહાર કરવાને નિપજેલા અન્યાન્ય રાક્ષસ જેવાજ એક તમે પણ છો તે હું વણીજ સારી રીતે જાણું છું" રામરાજાએ પ્રતિઉત્તર આપ્યો

"મહારાજ! એ આપનો માત્ર સ્મૃતિદોષ છે ઘણા વર્ષના આપણી પ્રિતિનું તમને વિસ્મરણ થયું છે અને તેથીજ આપ મને

અનાર્ય, મ્લેચ્છ અને અધર્મિના ઉપનામોથી સબોધો છે પરતુ હું તો આપનો ભુતકાલીન સેવક રામનાથ છુ તમારો આજ્ઞાંકિત સેવક અને વિજાપુરના વિરોધી વિજયનગરનો ભાયાત છુ છતા આપે મને પ્રભાવતીનુ સારથીકર્મ બજાવવા મોકલેલો તે પણ આપણા સ્નેહને લીધે સ્વિકારી લીધેલો તમારો દાસનુદાસ છુ અને આર્યધર્મના ઉત્કર્ષને માટે સદા સર્વદા આ વિધર્મિ વેશમા પ્રયત્નો કર્યાજ કરૂ છુ” રજ્જુદિને પોતાની સત્ય જીવનકથાનો રામરાજા સન્મુખ પ્રકાશ કર્યો. અને ગદગદ કંઠથી તેની સ્તુતના ગાન કરતો તેના ચર્ણોમા નમી પડયો.

'રામનાથ'નુ અભિધાન કાને પડતાજ રામરાજાને પોતાના પૂર્વાશ્રમી જીવનની સ્મૃતિ થઇ આવી પ્રભાવતીની વનાવ્હારનો પરિત્યાગ કરી ગયાને લગભગ વીસેક વર્ષ વિતિ ગયા હતા એટલે રામરાજાને તેની બહુધા વિસ્મૃતિ થવા અવી હતી. પરતુ જેવુ 'રામનાથ' એ નામ સભળ્યુ કે તેને પોતાના પૂર્વકાળ યાદ આવ્યો તેણે પોતાના ચર્ણો પરથી રામનાથને ઉઠાડયો અને આશ્ચર્યયુકત મુદ્રાથી પૂછ્યુ "રામનાથ! હુ આ શુ અવલોકુ છુ! આર્યધર્મનો પરમરક્ષક, મહમદી ધર્મનો વિધ્વંશક અને અનાર્યોનો મોટો ભક્ષક રામનાથ આજે રજ્જુદિન ના નુતન નામાભિધાનમા કેમ? આવી વિધર્મીદશામા કેમ? અને તેના શરીરપર આવા મ્લેચ્છ પોષાક કેમ? હુ આ સત્ય જોઉ છુ કે મારો ઉન્માદ છે?"

"મહારાજ! એ સત્ય પણ છે-અસત્ય પણ છે જે ભાગ્યના પ્રાબલ્યથી શતાવધી આર્ય અબળાઓ,યવન સુંદરીઓ તુરકીણો કે કાતમાણુ બની છે, બાળકના લાખો લાડકવાયાઓ પિતા પુત્ર અને સ્ત્રી કલત્રાદિનો સ્નેહ

સબંધ વિસર્જન કરી ખાનજહાન કે અફઝલખાન બનેલા છે તેજ વસ્તુસ્થિતિનો હુ બીજો નમુનો છુ. ગુપ્તગુફામા આપણુને બન્નેને બ દિવસ મળ્યો કે તેજ ક્ષણે મને ત્યાથી બહાર કાઢી લઇ જવામા આવ્યો અને તે સરદારે નવાબ નસરુલ્લાખાન સમક્ષ મને હાજર કર્યો નવાબે મને બળપ્રયોગથી ધર્મભ્રષ્ટ બનાવ્યો અને પોતાના સૈન્યમા સૈનીક તરીકે રહેવાની ફરજ પાડી. પછી ક્રમે ક્રમે બાહુબળ વડે હુ ઉચ્ચતર પદ પ્રાપ્ત કરી વિજાપુરના દરબારમા સિપહસાલારનુ સ્થાન મેળવવા ભાગ્યશાળી થયો અને ત્યાથી નવાબ નસરુલ્લાના ગુપ્ત અનુરોધથી બાદશાહની કૃપા મેળવી વિજાપુરના દૂત તરીકે પુન અત્રે આવી આપના દર્શન કરવાનુ મહાભાગ્ય મેળવ્યુ ” રસુદિને પોતાની જીવન કથા જણાવી.

‘ રામનાથ ! ત્યારે તમે એક આર્યસતાન હોવા છતા નાફરમાન શયતાન જેવા નસરુલ્લાખાનની આજ્ઞાથી હિદુઓને વિધર્મી બનાવવામા પણ સ્હાયતા કરીજ હશે અને અનેક આર્યઅબળાઓને સતાવી ધર્મભગ કરવામા પણ તમારો હિસ્સો આપ્યોજ હશે ’ રામનાથ ! તમને એટલી પણ લાગણી ન થઈ કે તમે જેનાપર અત્યાચારો કર્યા તે તમારીજ ભારતીમાતાના સત્ય સતાન છે ? ” રામરાજાએ પોતાની શકા રામનાથને કહી.

“ હરિહરિ ! આપ શુ મને ધર્મભ્રષ્ટ થયો તેથી હૃદયભ્રષ્ટ થએલો પણ ધારો છો ? આપની દેહમા જે ભારતમાતાનુ રક્ત વહી રહ્યુ છે તેજ રક્ત મારી દેહમા પણ વહે છે અને તેજ રક્ત મારા મહારાષ્ટ્રિય આર્યબધુઓના શરીરમા પણ વિદ્યમાન છે તેટલુ પણ નસમજે એવો શું આ રામનાથ બેઇમાન હેવાન છે ? મુસલમાન

થયા છતા પણ આર્યાવર્તના આર્યોને કેવી રીતે ઉદ્ધાર થાય તેજ માત્ર મે મારૂ ધ્યેય બનાવી રાખ્યુ છે અને આર્યાવર્તનુ રક્ષણ કરવામાજ મારી બુદ્ધિમતાનો મે ઉપયોગ કર્યો છે નસરૂલ્લાખાન પર બાદશાહ આદિલશાહના જનાનખાના પર કુદૃષ્ટિ કર્યાનો આરોપ લાવનાર હુ છુ. અને બાદશાહના દરબારમા હાલ જે જે વિખવાદ પ્રવર્તે છે તે પણ મારી કપટકળાનુજ પ્રત્યક્ષ પરિણામ છ બાદશાહે મુસલમીન કરવા આણેલી કેટલી આર્યસુદરીને મે નષ્ટ કરી છે, કારાગૃહમા કેદી તરીકે પડેલા અનેક હિદુઓને મે બધન મુક્ત કર્યા છે અને વિજાપુર સામે વિગ્રહ કરનાર વિરપુરુષોને શસ્ત્રાસ્ત્ર પણ મેજ બાદશાહના શસ્ત્રભાડારમાથી પૂરા પાડયા છે વિજાપુરનો મોટો દારૂગોળાનો સગ્રહ સળગીને નાશ પામ્યો એ પણ મારાજ કારસ્થાન છે અને એ રાજ્ય હાલમા અસ્તવ્યસ્ત થવાની હાલતમા છે તેનુ પણ સઘળુ મનેજ માન છે ”

“ગમનાથી આજ પર્યન્ત યવનોના કારાવાસમા અને તેમના સહવાસમા રહીને તમે આર્યધર્મ પ્રતિ જે અદ્વિતીય પ્રેમ દર્શાવ્યો છે તદર્થ હુ તમને સહસ્ત્રવાર ધન્યવાદ આપુ છુ અને એ જાણવા માગુ છુ કે તમે હવે તમારો જીવન સગ્રામ કેવી રીતે વ્યતિત કરવા ઇચ્છો છો ?” રામરાજાએ તેના બધી વાર્તાની કાઇક પ્રતિતિ થાય તે માટે નવો પ્રશ્ન ઉપસ્થિત કર્યો

‘ મહારાજ ! આપ કોઇપણ પ્રકારે સૈનીકો અને દ્રવ્યસામગ્રીનો અધિક સચય કરો અને જેમ મુસલમીન લોકો આપણી સામે ધાર્મિક ઝનુનથી મેદાનને સગ્રામમા ઉપસ્થિત થાય છે તેજ પ્રમાણે વિજયનગરના

એકેએક વિરને હિંદુધર્મના સંરક્ષણ માટે યુદ્ધ કરવા તૈયાર કરો હું વિજાપુરના બાદશાહનો વિશ્વાસપાત્ર સરદાર છું મ્હારા હાથ તળે દસ-હઝાર મનુષ્યોનું સૈન્ય છે અને સંગ્રામમાં તેની સરદારી લઇ મારે આપની સમક્ષ યુદ્ધમાં ઉપસ્થિત થવું પડશે એટલે જે રીતે કેટલાક આર્યસરદારોએ સ્વામીદ્રોહ કરી મુસલમીન બાદશાહોને વિજયી બનાવ્યા છે તેજ પ્રમાણે મારા સૈન્યથી આપનો પણ વિજય થઇ શકશે” રજુદીને-રામનાથે પોતાના ભવી કાર્યક્રમનું કાંઇક દિગ્દર્શન આપ્યું.

“રંગનાથ! તમારો આદેશ અને ઉદ્દેશ સર્વથા ગ્રાહ્ય છે પરંતુ જેમ કેટલાક આર્યવિરો મ્લેચ્છ ધર્માંતરગત થઇ પછી હિંદુઓનોજ વિધ્વંશ કરવામાં પ્રવૃત્ત થાય છે તેવો વિકટ અવસર તમારે હમ્ને ન આવે એ લક્ષમાં રાખજો અને આર્યધર્મ તથા વિદ્યાપુરના તમેજ સત્યસંતાન છો એ વાત સર્વદા લક્ષમાં રાખી હિંદુધર્મનો ગારવ ભાનુ પુનઃ પોતાનું પ્રાચીન સ્વરૂપ ધારણ કરે તે માટે પ્રાણાર્પણ કરતાં સુધી લેશ પણ ડરશો નહિ, જે ધર્મમાં તમારી કાયાએ જન્મ લીધો છે તેજ તમારો સાચો પિતૃધર્મ છે સિવાય સંસારના અન્યાન્ય ધર્મો દંભમાત્ર છે એ ભાવનાનો જરાપણ પરિત્યાગ કરશો નહિ અને મને આપેલું વચન લેશ પણ વિસરશો નહિ, એજ મારી તમને વિનતી છે પરંતુ રામનાથ! આજના તમારા આ વિધર્મી વેશમાં તમે રામનાથ છો કે આ પણ અનાર્યોનો માત્ર એક દંભ છે તેની મને હજી શંકાજ રહે છે” રામચંદ્રે પોતાની નવી શંકા વ્યક્ત કરી.

“મહારાજ! આપની સાથે મૃગયા રમવા હું આવ્યો હતો તે વખતે કેસરીના પ્રાણઘાતક પંજામાંથી મેં આપનું રક્ષણ કર્યું હતું.

તે સમયનો મારે હસ્તે પડેયો વ્રણ નિહાળો અને તે સમયે આપે મને અર્પણ કરેલી રૂદ્રાક્ષની સુવર્ણમાળા જેના પ્રત્યેક મણકા ઉપર આપની પ્રતિમા છે અને મ'ય ભાગે કૃષ્ણદેવની પ્રતિમાનુ સુવર્ણ પદક છે, એજ આપના સેવકની આ નિશાની છે છતા પણ જો તેથી આપનો મશય વિદિર્ણ ન થતો હોય તો મારી છાતીના ડામા ભાગપર તલનુ જે લછન છે તે પણ જુઓ" એમ કહી રામનાથે પોતાનુ અગરખુ કાઢી તે ભાગ રામરાજાને બતાવ્યો, અને પોતે પહેરેલી માળા પણ તેને અર્પણ કરી દીધી માળાને જોઇ રામરાજાને રામનાથની વાતમા તથ્યાશ કેટલો છે તેનો પરિચય થયો તેમની આખો એકમેક પ્રતિ ઠરી રહી થોડી પળો એજ દશામા વિતિ ગઇ છેવટે રામરાજાએ મૈન્યવ્રત વિમર્જન કરી રામનાથને કહ્યુ 'આર્યધર્મના પરમ પાલક મ્લેચ્છમતમતાન્તર્વિદારક અને યવનયુથમહાર વિર રામનાથ! તમારી વાતમા મિથ્યાશ જેટલુ કશુજ નથી એવી હવે મને સપુર્ણ પ્રતિતિ થઇ છે અને મારો સશય સર્વથા વિદિર્ણ થયો છે માટે હવે અવશ્ય તારા કથનાનુસાર હુ યુદ્ધની તયારી કરીશ અને વિધર્મી વિદેશી મ્લેચ્છોનો ભારતમાથી વિનાશ કરવાના ધર્મકર્મમા કિરતાર જો સાનુકુળ થશે તો અવશ્ય ફતેહ મેળવીશ પરતુ તમે મને જે પ્રતિજ્ઞા કરી યુદ્ધ માટ ઉશ્કેરો છે તે પ્રતિજ્ઞા મર્વ કાળ માટે સ્મૃતિમા રાખજો, તમારો ધર્મ બરાબર રીતે બજાવજો અને સૌથી પ્રથમ તો મારો પ્રબળ શત્રુ આ દુષ્ટ અફઝલખાન તેનો વધ કરી નાખજો."

"મહારાજ' એને પણ આપે તો ક્ષમા આપવીજ ઘટે છે કારણ કે એ આપનો પુત્રજ છે. પુત્ર દોષ કરે તો તેના કુટિલ કર્મો

પર દુર્લક્ષ કરવું એ આપનો ધર્મ છે" રજુદ્દિને-હવે તો રામનાથે એક મોટા ગુપ્ત ભેદને ઉઘાડી નાખ્યો.

"કોણ અફ્ઝલખાન ? શું બકે છે રામનાથ ! અફ્ઝનખાન હડહડનો મુસલમાન ને મારો સંતાન ! એ વાતજ શી રીતે યુક્તિયુક્ત થાય ?" રામરાજાએ આશ્ચર્ય ચકિત મુખમુદ્રાએ પ્રશ્ન કર્યો.

"મહારાજ ! પ્રભાવતીનો નાનો પુત્ર આપનો રઘુનાથ તેજ આજનો આ અફ્ઝલખાન છે અને તેથીજ તે આપને ઓળખ્યા વિના તમારી સ્હામે થઇ વિદ્રોહી તરીકે ઉભો રહે છે મનેજ માત્ર એની સાચી ઓળખાણ છે પરંતુ જો હું એનો એ પૂર્વઇતિહાસ એને જણાવી દઉં અને એ પોતે હિંદુ મુસલમાનના વ્યભિચારથી ઉત્પન્ન થએલો છે એ વાત તેના આગળ નિવેદન કરૂં તો કદાચ તે ક્ષોભથી આત્મઘાત કરીને પોતાના જીવનનો અંત લાવે અથવા સંન્યાસી કે ફકીર થઇ જગતના પાર્થિવ વ્યવહારોનો પરિત્યાગ કરે તેટલાજ માટે હું એને એના જીવન સંબંધીની સાચી કથા નિવેદન કરતો નથી અફ્ઝલખાનને જ્યારથી ખબર પડી છે કે હું એને એના જન્મસમયથી ઓળખું છું ત્યારથી તે મને અનેક વખત પોતાના જાતિ અને કુળને માટે પૂછે છે, પરંતુ હું ત્યારે ગમે તેવા કાલ્પનીક બહાના બતાવી એ વાત ઉડાવી દઉં છું છતાં પણ એને એવો આભાસ થયો હોય એમ લાગે છે કે પોતે પિતૃપક્ષે જાતિહિન છે અને પ્રભાવતીએ કંઇ પાપકર્મથીજ મને જન્મ આપ્યો છે પરંતુ હાલમાં પ્રભાવતીનું જીવન આચારથી તો એવું નિર્મળ પ્રભુ પ્રિય અને શુદ્ધ લાગે છે કે એની પકસ પં મથી કથા તેને પૂછતાં અફ્ઝલખાનને સ્વાભાવીકરીતેજ ક્ષોભ ઉપજે

છે જો કદાચ એને એમ ખબર પડે કે રામરાજા મારા પિતા છે તો વખતે તે તમારો શિરચ્છેદ કરવા પણ તૈયાર થાય અને તેની માતાને તમે ભમાવી વ્યભિચારપ્રવૃત્ત કરી તે માટે તમારી જોડે મહા ભારી વૈર પણ બાંધી બેસે અથવા એમ પણ શક્ય ઘટના છે કે તમને પૂજ્યભાવથી પિતા તરીકે સ્વિકારી તમારો આજ્ઞાંકિત સેવક પણ બને આવા વિષમ યોગથી મે એને અત્યાર પર્યન્ત એ સત્યઘટનાથી વિમુખજ રાખ્યો છે અફઝલખાન આપના જેવોજ વિરશાસ્ત્રવિશારદ છે તો તમારા અને એના બળનું પરસ્પર ઘર્ષણ ન થાય પણ એ બળનું સંઘટન થઇ તે વિજાપુરનો વિનાશ કરવામા પ્રવૃત્ત થાય એજ મને વધારે યોગ્ય લાગે છે" રામનાથે વિસ્તૃત પ્રતિઉત્તર આપ્યો

"અહા ! દૈવનો કેવો વિકટ યોગ રામનાથ ! મારો પુત્ર રઘુનાથ અને તેજ આજે મારા દુશ્મન તરીકે શમશેર લઇ મારી સામે થાય છે એ પણ કર્મની વિચિત્ર ગતિ છે ! વારુ ત્યારે પ્રભાવતી અને ગંગા ક્યા છે ? ગંગા તો હવે ઘણી વૃદ્ધ થઇ હશે ?"

"મહારાજ ! એમની હાલત બહુ બુરી છે કારણ કે જ્યારે પ્રભાવતી વનવિહારનો પરિત્યાગ કરી દરગાહમા ગઇ ત્યારે તેમણે દરગાહના ફકીરની ઝુંપડી નીચેના ભોંયરામાજ પોતાનો મુકામ રાખ્યો હતો. આપનાથી અજ્ઞાત નહિજ હોય કે જ્યારે પ્રભાવતી વનવિહારથી ચાલ્યા ગયા તે વખતે સગર્ભાવસ્થામા હતા તેમને એ ગુપ્ત ભોંયરામાજ પુત્રીનો પ્રસવ થયો હતો. પછી કેટલેક વર્ષે પ્રભાવતીના પિતા નસરૂલ્લાખાન અને હું ત્યા જઇ પહોચ્યા ત્યારે સઘળી આ ગુપ્ત સ્થાનો સ્ફોટ થયો અને પ્રભાવતીએ પોતાના પિતાને પુનઃ પોતાની સાથે લેવા ઘણી વિનતી કરી. તેમણે મારી સાથે પ્રભાવતી ગંગા અને

રઘુનાથને તથા પેલી પુત્રીને પોતાને ઘેર મોકલી દીધા પણ ત્યાં માર્ગમાંજ એમને જાગીરદારના માણસોએ પકડ્યા અને વિજાપુરના દરબારમાં જવાનું ભાગ્ય પ્રાપ્ત થયું. અફજલખાનની પુત્રી હોવાથી તમને કારાગૃહવાસ ન આપ્યો; તેમજ મહાપ્રતાપી અફઝલખાનને મેં છોડાવી યુદ્ધકળા શીખવી રણસંગ્રામવિશારદ બનાવ્યો. વળી હાલમાં એમ પણ વર્તમાન મળ્યા છે કે એ પુત્રનું એટલે આપની કન્યાનું કોઇ હરણ કરી ગયું છે અને અફઝલખાનના અનુરોધથી અતિઅલ્પ અવસરમાંજ પ્રભાવતી બંધનમુક્ત થઇ વનવિહારમાં આવનાર છે. વસ્તુતઃ પોતાને શુદ્ધ મુસલમીન તરીકે ઓળખાવનાર અને આપની સામે થનાર તે અન્ય કોઇ નહિ પણ આપનો પુત્ર અફઝલખાન અથવા રઘુનાથજ છે."

'તો રઘુનાથ' એ તમને કદી એના માતાપિતા કોણ છે તેનો પ્રશ્ન કદાચ કરે છે ખરો ?

"માતા સંબંધી તો એને સંપૂર્ણ માહિતી છેજ કારણ કે જ્યારે મેં એને એની માતાથી જુદો પાડયો ત્યારે એની ઉંમર તેર વર્ષની હતી. એને નથી ખબર માત્ર એના કુળની અને પિતાની."

"માતા કારાગૃહમાં છે એની એને જરાપણ ગ્લાની થાય છે અથવા એને છોડાવવા એ કાંઇપણ પ્રયત્નો કરે છે ખરો ?

"માતાને માટે તો એને અપૂર્વ લાગણી છે અને મેં આપને હમણાંજ જણાવ્યું છે કે અલ્પ અવસરમાં પ્રભાવતી અફઝલખાનના અનુરોધથી બંધન મૂક્તિ મેળવશે."

"રામનાથ ! તારા મુખેથી એક પછી એક એવી ગુપ્ત વાતો સાંભળી છે કે મારો આત્મા આ ભેદમાં કાંઇજ સમજી શકતો નથી, અને મારૂ મસ્તિષ્ક વિચારસાગરમાં એવું લીન થઇ ગયું છે કે હવે શું કરવું તે હું કાંઇજ નિશ્ચિત કરી શકતો નથી જો કદાચિત તારા કહ્યા પ્રમાણે અફઝલખાનના અનુરોધથી પ્રભાવતીને બંધનમુક્તિ મળે અને તે પાછી વનવિહારમાં આવે તો મારે શું કરવું ? તેને મળવું, ફરી પૂર્વનો સંબંધ જાગૃત કરી તેને મેં કરેલા અપરાધ માટે શાંત્વન આપવું કે એ સંબંધમાં સર્વથા માન્યજ રહેવું ? આ સર્વ ઘટનામાં શું કરવું અને શું ન કરવું તે સંબંધી કાંઇજ મારાથી તો નિર્ણય થતો નથી" રામરાજાએ પ્રભાવતી આવે તો તેની સાથે પોતે ભવિષ્યમાં કેવીરીતનું વર્તન રાખવું તત્સંબંધી રામનાથનેજ પ્રશ્ન કર્યો.

"મહારાજ !" રામનાથે ઉત્તર આપ્યો, "પ્રભાવતીના જીવનમાં હવે ઘણો ફેરફાર થયો છે તેમના સ્વભાવમાં રસજ્ઞતા કે વિલાસપ્રિયતાનો છાંટો સરખોય રહ્યો નથી અને ચાળીસ વર્ષની વય થયા છતાં તેના મુખમંડળ પર વૃદ્ધાવસ્થાની છાયા સ્પષ્ટ અવલોકાવા લાગી છે ચિંતા અને દુઃખથી તેમનું શરીર પણ કેવળ જર્જરીત અને કૃપ બની ગયું છે અને કારાગૃહના એકાંતવાસથી તેમના જીવનમાં અતિશય પરિવર્તન થયું છે પ્રભુભક્તિથી તેમણે પોતાનું જીવન કેવળ શુદ્ધ યોગીની જેવું બનાવી દીધું છે એટલે મને સંશય છે કે તે આપને મળશેજ નહિ અને કદાચ મળશે તો તે આપનો ભૂતકાલિક સર્વ સંબંધ તદન ભૂલીજ ગયા હશે "

"ત્યારે તેમને હું નજ મળું તો કેમ ? રામરાજાએ રામનાથની

અંતર ઇચ્છા જાણવા માટે અંતિમ પ્રશ્ન પૂછયો.

"મને એમજ લાગે છે કે આપ તેને ન મળો તોજ અધિક ઠીક થાય પરંતુ જ્યારે પ્રભાવતીએ વનવિહારનો ત્યાગ કર્યો તે સમયે તેમની મનોર્મિ એવી હતી કે જેમ તમે પ્રભાવતીને વિશ્વાસઘાત કરી દગો આપો છો તેજ પ્રમાણે તમારાજ પુત્ર પાસે તમને ગમે તેવા છળ પ્રપંચથી તાબે કરાવવા અને વિદ્યાપુરની ગાદીએ આપના પછી એનોજ રાજ્યાભિષેક થાય એમ કરવું જો લાંબા સમયના કારાગૃહવાસ પછી તેમનું હૃદય ખરેખરૂ પ્રભુમય બન્યું હોય અને તેમની એ ઇચ્છા નષ્ટ થઇ હોય તો તો પછી એ વિષયના વિચારને વિશેષ અવકાશ નથી પણ તેમ ન થયું હોય અને એનું સાધુત્વ માત્ર બહાર દર્શાવવાનુંજ હોય તો વનવિહારમાં આવ્યા પછી તેઓ પુન પોતાના ષડયંત્રો રચવાનો આરંભ કરશે અને આપની પ્રભુતામાં વિક્ષેપ પડાવવાનો યોગ રચશે" રામનાથે પોતાનો મનોભાવ પ્રગટ કર્યો.

"ત્યારે રઘુનાથનેજ સત્ય ઘટના કહી હોય તો આપણો સર્વ ભય નિર્મૂળ થઇ જાય અને પછી પ્રભાવતીને ષડયંત્રો રચવાનો અવકાશજ ન મળે પૃથ્વિવિપતિ થવાની લાલચે ભલા ભલા નરપુંગવો વશ થાય છે તો શું વિદ્યાપુરનું રાજ્ય મેળવવા માટે તે આપણો સ્વિકાર નહિ કરશે?"

"પૃથ્વિની લાલચ ધર્માત્માઓને પણ અસત્યપથગામી બનાવે છે એ સત્ય છે પરંતુ લાંબા સહવાસમાં માતાની ગોદ સેવેલો, મુસલમાન તરીકે ઉછરેલો અને પિતાથી તજાએલો પુત્ર, તે જેટલો માતાનો

થશે એટલે પિતાનો ન થાય એ ઘટના તો સવદા સર્વથા સ્વય સત્ય અને સિદ્ધજ છે"

"ત્યારે હવે તુજ મને સલાહ આપ, પ્રભાવતીને અહીં આવતીજ અટકાવવી કે અફ્ઝલખાનને હાલમા જેમ છે તેમ સદાને માટેજ મારા કારાગૃહમા સડવા દેવો ?"

"પ્રભાવતીને અહીં આવતી અટકાવશો એ ઠીક નહિ તેથી તો ઉલટો અફ્ઝલખાન વધારે ગુસ્સે થશે અને તમારી વિશેષતાનો વિનાશ કરવાને પ્રવૃત્ત થશે પરતુ તેના કરતા આજ માગ સરસ છે પ્રભાવતી આવીને પુન વનવિહારમા વસે તો તેને કાઇ પણ વિઘ્ન કર્યા સિવાય વસવાની આનદથી આજ્ઞા આપો અર્થાત્ આપ એ વાત જાણતાજ ન હો તેમ તે પ્રતિ દુર્લક્ષ કરી જાઓ માત્ર છળ બળ દગો પ્રપચ કે લોભથી ગમે તે રીતે અફ્ઝલખાનને તેની સત્યકથા કહ્યા સિવાય તમારા પક્ષમા ખેચી લો એ મહા રાજનિતિજ્ઞ, ચતુર અને દક્ષ યોધ્ધો છે પછી કેટલોક અવસર ગયા કેડે એને એના પિતૃપક્ષની સત્ય માહિતી આપશો તો તેથી એને કોઇ જાતનો ઉદ્વેગ થશે નહિ અને તે આપની પ્રભુતાનો પરમ સેવક બની રહેશે એમ મને સ પૂર્ણ આશા છે"

"પરતુ પ્રભાવતી એને મારી પાસે મોકલે કે કેમ તેનીજ શકા છે," રામરાજાએ નવી શકા ઉપસ્થિત કરી

"અફ્ઝલખાને દરબારમા આપની સાથે કરેલા અવિનયી વર્તનની બાનાહને મે એવી રીત ખબર આપી છે કે તે એને સખ્ત ઠપકો અવશ્યજ આપશે એ પોતે સ્વજાતિય અબળાનુ ધર્મ રક્ષણ કરે છતા બાદશાહ તેનો પ્રતિકાર કરે એ વસ્તુસ્થિતિથી આપ એને ઉશ્કેરશો તો

અવશ્ય એ આપની સ્હાયતા સ્વિકારશે. આપ માત્ર એટલુંજ કરશો કે એણે જે બાળાને બચાવી છે તેને એની સાથેજ વસવા દેશો અને કદાચ એ તે સુદરી સાથે ગમે તેવો સબંધ રાખશે તો પણ આપ તે પ્રતિ લક્ષ આપશો નહિ"

"ઠીક, તો હુ કાલેજ વનવિહારમા આવીશ અને તમારા અનુરોધાનસાર અફ્ઝલખાનને વિદ્રોહી બનાવવા પ્ર'ત્ન કરીશ. આજ તમે એ અબળાને અને અફ્ઝલખાનને લઇ વનવિહાર ચાલ્યા જાઓ અને તેઓ કોઇપણ પ્રકારના કુટિલ કારસ્થાનો ન રચે તેપર લક્ષ રાખો જો કદાચીત તમારા કથનાનુસાર પ્રભાવતી આવે તો તેને આપણા જુના મહાલયમાજ નિવાસ આપજો અને અફ્ઝલખાનને આખો મહાલય સ્વાધીન કરી દઇ તે આનદમા રહી શકે તેવા પ્રયત્નો કર્યાજ કરજો."

"આજ્ઞા પ્રભુની, ત્યારે હવે હુ રજા લઈશ જ્યારે જ્યારે આપને જરૂર પડશે ત્યારે મને સદેશો મોકલજો. હુ આવીને આપની અને વિદ્યાપુરની સેવા બજાવવા તત્પર થઇશ." એમ કહીને રામનાથ ઉઠયો ઉઠતા ઉઠતા ફરી કાઇ વાત યાદ આવી હોય તેમ બેઠો અને બોલ્યો, "મહારાજ ! આપને એક બીજી વાત કહુ"

"શુ ? હજી કહેવાનુ શુ બાકી છે ? જે કહેવુ હોય તે સઘળુ જરાપણ શકા વિના કહી દે. તને તારા કાર્યમા જો દ્રવ્યની આવશ્યકતા હોય તો વિદ્યાપુરના રાજકોષમાથી તે પણ મગાવી લેજે."

"નાજી, દ્રવ્યની કે એવી બીજી કાઇ મને આવશ્યકતા હોય એમ છેજ નહિ મારે આપને વિજાપુરનાજ એક વર્તમાન આપવાના છે તે એ કે થોડા સમય ઉપરજ વિજાપુરના બાદશાહનો જન્મ દિવસ હોવાથી

આ બ્રાહ્મણી રાજ્યના સઘળા સુલતાનો એકત્રિત થયા હતા અને તેમા 'અલ્પ અવસરમાજ સર્વેએ પોતાનુ સૈન્ય એકત્રિત કરી વિદ્યાપુર પર એવો પ્રચંડ હલ્લો કરવો કે વિદ્યાપુરનો સર્વથાજ વિનાશ થઇ જાય અને હિદુજાતિ મહારાષ્ટ્રમાંથી સદાને માટે નામશેષ થઇ રહે' એવો નિશ્ચય કર્યો હતો માટે આપ જરાપણ વિલબ કર્યા વિના પ્રસ્તુત સમયથીજ યુદ્ધ સાહિત્ય એકત્રિત કરવાનો આરભ કરી વિદ્યાપુરનો ભાગ્યભાનુ અસ્તાચળે ન જાય તેની પર્ણત કાળજી રાખજો બીજુ એ કે હુ અદ્યાપી પર્યન્ત માત્ર નામનોજ મુસલમાન છુ અને આહાર વિહાર ખાદ્યાખાદ્યતામાં મે આર્યધર્મના સત્યપ્રિય નિયમોનુ સર્વાશે પ્રતિપાલન કર્યું છે તો હુ પુન પ્રાયશ્ચિત્તવિધિ કરી હિદુ ધર્માતરગત થવાની અભિલાષા રાખુ છુ

'રામનાથ ! નૃસિહ કુળના રાજપુત્રોએ સ્વદેશ અને સ્વધર્મ માટે દિક્ષા લીધી છે તે કાઇ તમારાથી પણ અજ્ઞાત તો નથી તમે હાલ નામનાજ માત્ર મુસલમાન છો પરતુ અત્યારે તમે હિદુ ધર્મ અગીકાર કરશો તો વિજાપુરના ગુપ્ત કારસ્થાનોથી આપણે સર્વથા અજ્ઞાત રહીશુ, અને જે અલભ્ય પ્રસગ આપણને ઇશ્વરેચ્છાથી પ્રાપ્ત થયો છે તે ગુમાવી બેગીશુ માટે મારી તો એજ ઇચ્છા છે કે આપણુ જે યુદ્ધ આરભાવાનુ છે તે પ્રભુ કૃપાથી પાર ઉતરે ત્યાર પછીજ આપને જેમ અનુકુળ હોય તેમ કરવુ

"તે પણ ખરૂ છે, હવે હુ જાઉ છુ" રામનાથે રામરાજાને વદન કરતા અતિમ શબ્દો ઉચ્ચાર્યા અને સડસડાટ દાદર ઉતરી ચાલ્યો ગયો રામનાથ પોતાનો જ્યા પડાવ હતો ત્યા આવીને થોડો વિશ્રામ લીધો એટલે રામરાજાના અનુરોધથી ત્યાં પેલી અપમાનીત

મુસલમાન અંગના અને અફઝલખાન આવી પહોચ્યા અલ્પ સમય પછી, રાત્રીભોજનથી નિવૃત થઇ ચંદ્રની અલબેલી કૌમુદિમા રામનાથ અફઝલખાન અને તે અબળાએ વનવિહાર પ્રતિ પ્રયાણ કર્યું અફઝલખાનના નેત્રમાથી અગ્નિની જ્વાળા વરસી રહી હતી તેનુ સ્વરૂપ જાણે જગતનો સંહાર કરવા સ્મરસંહારકશંકર ન જન્મ્યા હોય તેમ લાગતુ હતુ આખા માર્ગમા તેનુ મગજ રામરાજા પર કેવી રીતે વૈર લેવુ તેનાજ વિચારસાગરમાં ગોથા ખાતું હતુ. રજુદિને ત્યા માર્ગમા ઘોડાને છોડી જરા વિશ્રાતી આપી અને સર્વે ચંદ્રકિરણોનો આનંદ ભોગવતા માર્ગમા આવતા એક ચોતરાપર બેઠા અફઝલખાનની નજર તેજ ક્ષણે પેની યુવતીના મુખમંડળપર પડી અને તેના મુખમાથી અશ્રાવ્ય ઉદ્દગારો નિકળી ગયા, 'આ પૃથ્વીપરનો મુખ-ચંદ્ર અને આકાશમાનો જડ ચંદ્ર એ બેમાથી મારે કને નિહાળવો ? કોની ઉપાસના કરવી ?"



# પ્રકરણ ૧૧ મું.

## રામરાજાનો કપટપાશ

રામરાજાને જ્યારથી ખબર પડી કે અફઝલખાન તેનો પુત્ર છે ત્યારથી તેના પ્રત્યે રામરાજાને જે દ્વેશ અને તિરસ્કાર હતો તે જતો રહ્યો અને વાત્સલ્યભાવથી તેનુ હૃદય ઉભરાવા લાગ્યુ "મારો પુત્ર આજે કેવી અધમ દશામા ? હુ હિદુધમનો પુરો ઉપાસક, આર્યધમનો રક્ષક અને મારો પુત્રજ વેદધર્મનો વિદૂશક ! જો તે પ્રથમથી મારી પાસે રહ્યો હોત તો મે તેના કેટલા લાડકોડ કર્યા હોત અને કેવી ઉત્તમ કેળવણી આપી હોત ! હુ ગાદીપર બેસીને જગતમા મારી કિતિ પ્રસારવાનો યત્ન કરૂ છુ અને તેનો પુત્ર વીજાપુરના કારાગૃહમા સબડતો રહે ! એ કેવા મારા હતભાગ્ય !

એવા વિચારમા તેણે આખો દિવસ વ્યતિત કર્યો બીજી એક પણ ઘટના તેના મસ્તિકમાં આવિર્ભુત થઇ નહિ બીજી તરફ એ મુસલમાન બાળાના કરેલા અપમાન માટે તેને અકથ્ય શોક થવા લાગ્યો. આજપર્યન્ત રામરાજાએ રાજ્યપિપાશા માટે ઘોર પાપકર્મો કર્યા હતાં, અનેક દુશ્મનોના લોહીથી તેના હાથ ખરડાએલા હતા અને અનેક પ્રકારના દુષ્કૃત્યોથી પોતાનુ જીવન કલુષિત કર્યુ હતું પરંતુ આજનો પ્રસગ તેના હૃદયમાથી જરાપણ ભુલાતો નહોતો, પળેપળે તેને તે પ્રસગની સ્મૃતિ થઇ આવતી હતી અફઝલખાનના શૌર્ય અને હિમત માટે તે બહુ પ્રસશા કરવા લાગ્યા બીજેજ દિવસે લગભગ આઠેક વાગ્યાનો સમય થયો કે રામરાજાએ પોતાની સાથે

બે ઘોડેશ્વાર સૈનીકો લીધા અને વનવિહારને માર્ગે પ્રયાણ કર્યું થોડી વારમા ત્રણે અશ્વસ્વારો વનવિહરમ આવી પહોચ્યા રામરાજા રજ્જુદ્દીનને મળ્યો અને અફ્ઝલખાનને લાવી હાજર કરવાની આજ્ઞા કરી રજુદ્દીને અફ્ઝલખાનને મૂક્ત દશામા રામરાજા સન્મૂખ હાજર કર્યો રામરાજાએ રજુદ્દીનને અને પોતાના સરદારોને ગુપ્તરીતે ચાલ્યા જવાની સંજ્ઞા કરી, કે તેઓ ત્યાથી અન્યત્ર પ્રસ્થાન કરી ગયા રામરાજા અને અફ્ઝલખાન પળવાર અન્યોઅન્ય પ્રતિ અનિમેષ દ્રષ્ટિએ જોઇ રહ્યા. અંતે રામરાજાની ધીરજ ખૂટી

'સરદાર!" રામરાજાએ પૂછ્યુ, "તમારા કામનો બાદશાહે કેવો વિચિત્ર બદલો આપ્યા તે તમને ખબર પડી?"

"હા, બાદશાહે તે માટે મને સખ્ત ઠપકો લખ્યો તે મે જાણ્યુ છે પરતુ તેને માટે મને બિલકુલ ચિતા કે ઉદ્વેગ થયો નથી ઉલટો આનદજ થાય છે ધર્મ કાર્ય બજાવવુ એ મારી ફરજ છે તેને માટે વિજાપુરનો બાદશાહ કવો અભિપ્રાય આપે તેનુ મારે કશુ પ્રયોજન નથી જો વિજાપુરના બાદશાહે મને ઠપકો ન આપ્યો હોત અને મારા ધર્મકાર્યને અનુમતિ અપી હોત તો તેની અને તમારી વચ્ચે અવશ્ય યુદ્ધ ઉપસ્થિત થાત અને અસખ્ય મનુષ્યોની પ્રાણહાની થાત પરતુ બાદશાહે તમ ન કર્યું એથી એવા અગણિત મનુષ્યોની પ્રાણહાની થતી બચી ગઇ એટલુ મને અધિક પુણ્ય થયુ છે, તો પછી મારે દિલગીર થવાનુ અથવા વૃથા શોક કરવાનુ શુ પ્રયોજન છે વારૂ?" અફ્ઝલખાને જણાવ્યુ.

"તૃષ્ણા તજી સસારની નીજ ધર્મને સભાળવો,
આંખે સદા અવની મહી પ્યારા પ્રભુને ભાળવો,

લાલચ મૂકી જે ધર્મની કાયા તજી રક્ષા કરે,
સાચા શહિદ તે ખલ્કથી બેહિસ્તમાં ઝટ સંચરે,
મે ધર્મની રક્ષા કરી નવ લાભની આશા વડે,
ત્યારે નિરાશાથી કહો શાને હૃદય મારૂ રડે ?

"અફઝલખાન ! એ તમારા જેવા વિરપુરૂષોને માટે સર્વથા યોગ્યજ છે પરંતુ આવા બેકદર બાદશાહની નોકરી કરવી એ શુ તમને ઠીક લાગે છે ? જેને તમારે માટે પ્રેમ નથી દયા નથી, તમે મુસલમાન સ્ત્રીની ધર્મરક્ષા કરતા મારા બદીવાસમા પડયા છતા આદીલશાહને તમારી દરકાર નથી પણ ઉલટો તમારા કાર્ય પરત્વે ધિક્કાર છે, તો પછી તેની સેવા ઉઠાવવી એમા શુ સાર છે ? એવી સેવાનો પરિત્યાગ કરવો એજ તમારે માટે હિતાવહ અને શ્રેયસ્કર છે."

"પ્રીતીની ના મળે આશા, કદર જ્યા ના મળે કઇએ,
ધરી નીજ ધર્મ અભિલાષા, ન તેવા સ્થાનમા રહીએ.
ગ્રહી નિજ ધર્મની ભિક્ષા, લીધી ઇસ્લામની દિક્ષા,
છતા સામી મળે શિક્ષા, જરૂર ત્યાથી છુટા થઇએ
જીવન નવ ગાળવુ શઠમા, ન પડવુ વ્યર્થ ખટપટમા,
ન કાયા હોમવી હઠમા મળે તે લભ લૈ લઇએ."

' તેનુ કારણુ છે કે વિધાપુરની સલ્તનતથી બાદશાહ ભયભીત છે આપનો એને બહુ ભય છે, કે કદાચ મારા ઉદ્ધત ગણાતા કૃત્યથી આપ વિજાપુરપર પુન આક્રમણુ કરો તો આદીલશાહનો પરાજય થાય

એ નિસશય છે અને એજ ભયથી તેણે મને તિરસ્કારી કાઢયો છે. પરતુ જે બાળાના શિયળનુ મે સરક્ષણ કર્યું છે તેનો પવિત્ર આત્મા સતોષ પામે એજ સર્વદા મને હિતાવહ છે, અને તેનો સાચો ઉદગાર મારૂ કલ્યાણ કરવા શક્તિમાન છે પછી એવા હઝારો બિરૂ બાદશાહ મારો તિરસ્કાર કરે તેની મને શી પરવા હોય ! હજી પણ આપ જો મારા નેત્રો સમક્ષ કોઇ પણ મુસલમાની સ્ત્રીની લજ્જા લૂટવા યત્ન કરો તો હુ આપનો એવોજ વિરોધ કરીશ, અને મારા પ્રાણનુ તેમા બલિદાન આપવુ પડશે તો એવા મૃત્યુનો સાનદ સ્વિકાર કરીશ" અફ્ઝલખાને પોતાની કાર્યપ્રણાલીની સત્યતા દર્શાવી રામરાજાને ઉત્તર આપ્યો

"અફ્ઝલખાન ! તમે વિધર્મી છો, આપણા બેના કુળ, ધર્મ અને માર્ગ ભિન્ન ભિન્ન છે પણ મને તમારાપર અત્યત પ્રેમ ઉપજે છે, જે સલ્તનત હિદમા બળવાનમા બળવાન સત્તા ગણાય છે, તે સલ્તનત સામે તેમે હિમતથી વિરોધ કર્યો એથી મને તમારા શૌર્ય માટે અત્યત મૂક્ત કઠે પ્રસશા કરવી પડે છે અને તમારા ગુણાનુગાન કરવાને હ્રદય સાહજીક રીતે ઉશ્કેરાય છે."

પ્રત્યુત્તરમાં અફ્ઝલખાને જરા મદ હાસ્ય કર્યું અને જણાવ્યુ. "નામદાર ! જો આપ મારી ખરેખર પ્રસશા કરતા હો અને મારા પર તમને સાચો સ્નેહ હોય તો મારી પુન આપને એજ અભ્યર્થના છે કે પુન એક પણ મુસલમાન અબળા પર અત્યાચાર કરશો નહિ, ગમે તે ધર્મની કે જાતિની હોય પણ સ્ત્રીઓ જેવી નિર્બળ વ્યક્તિ પર જુલ્મ કરવા એ ખરેખર ભયકર પાપ છે અને નિચતાની પરા-

કાપ્યા છે એજ મારી વિનતી આપ માન્ય ગણશે તો મને અતિશય આનંદ થશે અને હું તમારો સદાનો ૠણી રહશ”

“અફઝલખાન ! હું તમારી યાચના અવશ્ય કબુલ રાખીશ, પરંતુ બદલામાં તમે મને શું આપશો ? રામચંદ્રે મુખમુદ્રા પર સ્નેહ અને કૌતુકતાની છાયા આણી પૂછ્યું

“હું શું આપી શકું ? મહારાજ ! અત્યારે હું વિજાપુર નરેશથી પદચ્યુત થએલો છુ, આપનો બંદીવાન છું, આપના દ્રવ્યથી મારૂં પોષણ ચાલે છે અને તમારી દયા પર મારા જીવનનો આધાર છે આ દશામાં તમે મારી મગરૂરી શા કરો છો ? તમેજ કહો હું તમને હાલમાં શું આપી શકું એમ છે ?” અફઝલખાને પોતાની નિર્બળતાનું દર્શન કરાવ્યું

“તમે અત્યારે સર્વ વાતે પરાધીન છો એ સત્ય છે પણ તમારી સેવા, શૌર્ય અને પરાક્રમ એ અમુલ્ય વસ્તુ છે તમારા જેવા રાજનિતિજ્ઞ શુરવીર અને યોદ્ધાને કાજે વિદ્યાપુરના દરબારમાં સ્થાન છે તમારે માટે મને અત્યંત પ્રેમ છે તો વિજાપુરના બેકદર બાદશાહની નોકરી છોડી વિદ્યાપુરની નોકરી સ્વિકારી લેવામાં તમને શું હરકત છે ? મારી પાસે દશહઝાર અશ્વ સૈનીકો છે હું તમને તેના સેનાપતિનું પદ આપીશ અને ભવિષ્યમાં વિદ્યાપુરના સમસ્ત સૈન્યનું સઘળું આધિપત્યજ તમને સોપી દઈશ” રામરાજાએ પોતાનો હેતુ સિદ્ધ કરવા ધીમે ધીમે પોતાની જાળ પાથરવા માંડી

અફઝલખાન રામરાજાના અંતિમ શબ્દો સાંભળી આશ્ચર્યચકિત થઇ ગયો, તેણે પ્રથમ સાંભળ્યું હતું કે રામરાજા જે જે મુસલમાન

સરદારોને પકડતો તેમની કતલજ કરતો હતો, આજે પોતાની પણ એજ દશા થવાની છે એમ પ્રથમથીજ તેણે કલ્પી લીધુ હતુ. અને તેથી રામરાજાના પ્રશ્નના સગળા ઉત્તરો તેણે કેવળ ઉદ્ધત અને બેદરકારીથી આપ્યા હતા, પરંતુ રામરાજાના વર્તનમા આમ એકાએક પરિવર્તન થઇ જવાથી તેને શુ પ્રત્યુત્તર આપવો એ સમજી શકાયુ નહિ, થોડીવાર તે એમને એમ નીચુ મસ્તક નમાવી ઉભો રહ્યો. રામરાજાએ અધીરતાથી પુન પ્રશ્ન કર્યો,"કેમ અફઝલખાન ! શા વિચારમા પડયા છો ? હુ તમારે માટેજ અત્યારે વિદ્યાપુરથી અહી સુધી આવ્યો છુ તે એટલાજ માટે કે તમને કોઇપણ પ્રકારે મારે ઉન્નત અવસ્થાએ લઇ જવા છે, તમારા જેવો શુરવીર અને વિરનર મારા બદીવાસમા અથવા વિજાપુરના દરબારમા રહી પોતાનુ જીવન પુરૂ કરે એ તદ્દન અઘટીત છે, તમે યુદ્ધો જીતવા અને કીર્તિ મેળવવાજ જન્મ્યા છો. એ અવસર તમને મારા દરબારમા સારી રીતે પ્રાપ્ત થશે, માટે હવે વિચાર કરવાના તજી દઇ તમારા ભાવી ઉત્કર્ષના ખરેખરા પ્રયાસમા મડી જાઓ અને તમારૂ જીવન સફળ કરી લ્યો"

"મહારાજા ! વીસ વર્ષ પર્યન્ત જેણે મારી રક્ષા કરી, જેના અન્નથી હુ પોષાઇને મોટો થયો તેને માટે મરવુ એજ હવે તો મારો ધર્મ છે શુ હુ મારા આશ્રયદાતાનોજ વધ કરૂ અમારા ધર્મમા સ્વામીદ્રોહનુ મહાપાપ ગણાય છે અને .. .."

"તે ખરૂ છે," તેને વચ્ચેથી બોલતો અટકાવી રામરાજાએ પોતે દર્શાવેલી અભિલાષાના સમર્થનમા જણાવ્યુ "પણ જો સ્વામી સેવકનો દ્રોહ કરે તો પછી સેવક તેના ધર્મો પાળવા બધાએલો નથી,

તમે વિચાર કરો કે મુસલમાની સ્ત્રીઓના શિયળનું રક્ષણ કરવું એ મોટામાં મોટું ધર્મકૃત્ય છે તે બજાવીને તમે મારા બંદીવાન બન્યા છો ત્યારે તમારા બાદશાહની એજ ફરજ હતી કે તેણે ગમે તે પ્રકારે તમને મૂક્તિ અપાવવા યત્નો કરવાજ જોઇએ પણ ત્યારે આદીનશાહ તમને ઠપકો લખે છે અને પુનઃ એવું થય તો શિક્ષા કરવાની ધમકી આપે છે આ કેવો નવાબી ન્યાય ? જો તમારો બાદશાહ તમારી સાથે આ પ્રમાણે વર્તે તો તમારે તેને શિક્ષા આપવીજ જોઇએ, એમા શું અન્યાય છે ? પાખંડી પ્રત્યે પાખંડ રચવું એનો ધર્માનુકુળ છે માટે તમારી ધર્મભિરૂકલ્પના અઘટીત અને નિષ્કારણ છે”

“ મહારાજા ! હું એકવાર આપને કહીજ ચૂક્યો છું કે બાદશાહે તમારા ભયથીજ આમ વિપરીત ન્યાય કર્યો છે, તેની પ્રભુ અવસ્ય તેને શિક્ષા આપશેજ પણ તે માટે હું નામાકહાલી થઉં તો અની શિક્ષા મારે પણ ન ભોગવવી પડે ‘ બાદશાહ આજે મારો તિરસ્કાર કરે છે પણ એક દિવસ અવસ્ય મારી પ્રસન્નાજ કરશે, અને પોતાના આવા અધમપ્રિય ન્યાય માટે તેને હૃદયમાં પ્રશ્ચાતાપ પણ થશે, તો પછી મારે પણ પાખંડ કરી ખુદાના દરબારમાં ગુન્હેગાર થવું એ રીત શું યુક્તિ યુકત છે”

“નોકરને એક નોકરી છોડી શું બીજી નોકરી કરવાનો અધિકાર નથી ? તમે બાદશાહની નોકરીનો પ્રગટપણું ત્યાગ કરો અને વિદ્યાપુરની નોકરીનો સ્વિકાર કરો તો પછી તમને તેનું લેશ માત્ર પણ પ્રાયશ્ચિત નથી અને એ અધર્મ પણ થાય એમ નથી” રામરાજાએ ઉત્તર આપ્યો.

પુષ્પ જેવી સુકોમળ વસ્તુથી પત્થરની પ્રભુની પ્રતિમાઓ ઘસાય છે દોરીથી કૂવાના પાપાણ પણ ઘસાય છે તો કોમળ માનવહૃદય પર

વજ્રાઘાત જેવા મનુષ્ય વચનોની અસર ન થાય એ બનેજ કેમ ? જે સમયે અફ્‌ઝલખાનને ખબર પડી કે આદીલશાહે રામરાજાની સામે થવા માટે તેને ઠપકો આપ્યો છે તેજ વખતે તેને વિજાપુરના રાજ્ય પર તિરસ્કાર તો ઉત્પન્ન થયોજ હતો. એટલે રામરાજાના આકર્ષણથી ધીમે ધીમે અફ્‌ઝલખાનનું અંતર પીગળવા લાગ્યું. સત્તા એ એવી વસ્તુ છે કે ભલા ભલા નરપુંગવો પણ પોતાનો દેશ, ધર્મ આદિ સર્વની આહુતી સત્તાદેવીની વરમાળ મેળવવા અર્પી દે છે ત્યાં ક્ષુદ્ર અફ્‌ઝલખાનનું શું ગજું ? બીજેજ પળે તેને પેલી આશ્રીનમાળાની પ્રતિજ્ઞા યાદ આવી અને રામરાજાનો વધ કરી તેની પ્રતિજ્ઞા પૂર્ણ કરવા ઇચ્છા થઈ. એક તરફ આદીલશાહપરનો દ્વેષ બીજી તરફ વિદ્યાપુરની સત્તા અને ત્રીજી તરફ પોતે બચાવેલી બાળાની પ્રતિજ્ઞા. આમ ત્રિશંકુની સ્થિતિ ભોગવતો અફ્‌ઝલખાન અંતે એક નિશ્ચયપર આવી ગયો. અત્યારે રામરાજાને શરણે જવાથી ભવિષ્યમાં રામરાજાનો વધ થઈ શકે એ ઘણું સ્હેલું હતું કારણ કે રજપુતોનો સ્વભાવ કેટલો વિશ્વાસુ છે તેનો તેને પૂર્ણ પરિચય હતો, અથવા તેમ ન થાય તો આદીલશાહને હરાવી પોતાને આપેલા ઠપકાનું વેર પણ વળી શકે એમ હતું. અર્થાત રામરાજાની નોકરી સ્વિકારવામાં આમ ઉભય પ્રકારના લાભ સમાએલા હતા એટલે પ્રસ્તુતકાળમાં તો રામરાજાના પક્ષમાં ભળી જવું એજ તેને વધારે કલ્યાણકારી લાગ્યું.

'મહારાજ ! પરંતુ હું બાદશાહને અરજ કરીશ કે હું આપની નોકરી છોડી રામરાજાની નોકરી સ્વીકારૂં છું તેજ પળે દુષ્ટ આદીલશાહ મારો વધ કરશે. આદીલશાહમાં સૌજન્યને સર્વથા અભાવ છે તે કદી પણ મને આપને શરણે આવવા દેનારજ નથી, કારણ કે વિજાપુરી

સલ્તનતનો હું પુરતો માહિતગાર છું બાદશાહના ઝનાનાથી તે રાજ્યના સૈનીકો પર્યન્તની મને સંપૂર્ણ ખબર છે જો હું આપના પક્ષમા આવીશ તો બાદશાહને તેથી ઘણુંજ નુકસાન છે એટલે મને તો ખાતરી છે કે તે મને તમારી પાસે નહિજ આવવા દે" અફઝલખાને પોતાની શંકા વ્યક્ત કરી અને આશ્ચર્ય અંકીત મુદ્રાએ રામરાજા તરફ જોઇ રહ્યો તેના મુખપરની શોક અને ઉદ્વેગની છાયા પલટાઇ ગઇ રામરાજા તેના હૃદયમા થતા પરિવર્તનને સમજી ગયો.

"પરંતુ તમે મારી નોકરીનો સ્વિકાર કરો એ તમારે જઇને પ્રત્યક્ષ બાદશાહને કહેવાનું કાંઇજ પ્રયોજન નથી તમે અહીંથી મારે ત્યા આવશો કે ત્વરીતજ રજ્જુદીન બાદશાહને ખબર આપી દેશે અને તમે એ ભયથી નિવૃત્ત બની જશો" રામરાજાએ અફઝલખાનની શંકાનુ નિવારણ કર્યું.

'પણ તેથી ભવિષ્યમા તમારી અને આદીલશાહની વચ્ચે ભયંકર જંગ થશે ત્યારે તમે મને પુનઃ બાદશાહને સોપી દેશો તો મારી સ્થિતિ ઘણીજ વિકટ થશે, તે પ્રસંગે મારે મહારાષ્ટ્રનો ત્યાગ કર્યા સિવાય અન્ય માર્ગજ અવશેષ નહિ રહે ! પરિણામે મારા ભાગ્યમા તો અકાળ મૃત્યુજ આવી રહે એ વાતમા શી શંકા છે ?"

"અરરર ! એવી શંકા પણ મનમા શા માટે લાવો છો, અફઝલખાન ? હું તમને આટલા સમજાવું છું તે શું ભવિષ્યમા તમનેજ દગો કરીશ, અફઝલખાન ! રામરાજા પોતાના સેવકો પ્રતિ વિશ્વાસઘાતી થયો નથી અને થશે પણ નહિ તે યાદ રાખજો કદાચ આદિલશાહ જોડે તમારે માટે મારે યુદ્ધ કરવું પડશે તો તે પણ હું

કરીશજ અને વિદ્યાપુરના રાજ્યની પાયમાલી થતા અને મારો વિનાશ થતા સુધી હુ તમારી રક્ષા કરીશ તમને આજે હુ સમજાવીને લઈ જાઉ છુ તે સાથેજ તમારા રક્ષણની સવ જવાબદારી મારે શીરે આવી પડે છે તે હુ પુણ રીતે જાણુ છુ અને તમારૂ રક્ષણ કરવાની મારા ઇષ્ટદેવને સન્મુખ રાખી તમારી આગળ પ્રતિજ્ઞા કરૂ છુ."

"ત્યારે જો આપને મારી સેવાની ખરેખર આવશ્યકતા હોય તો મારી હાલમા એમ અભિલાષા છે કે હુ પ્રગટ રીતે જેમ છે તેવીજ રીતે વિજાપુરનો અનુચરજ રહીશ અને ગુપ્તપણે આપની અને વિદ્યાપુરની સેવા બજાવીશ તો તેજ વધારે કલ્યાણકારી થઇ પડશે જો હુ બાદશાહના સરદાર તરીકે કાયમ રહીશ તો મને આદીલશાહના દરબારમાના સઘળા વતમાન મળ્યા કરશે હુ તે સર્વ આપને જણાવતો રહીશ, તો તે કાય હુ આપના પક્ષમાં પ્રકટ રીતે આવુ તેના કરતા અધીક શ્રેયસ્કર થઇ પડશે, જે દિવસે મને આપના સૈન્યની સામે લડવુ પડશે તેજ સમયે હુ મારી હરોલ તોડી નાખીશ એટલે આદીલશાહના પરાજયનુ મગળાચરણ થઇ જશે અને તમારી ઇચ્છા ફળીભૂત થશે" અફઝલખાને ઉત્તર આપ્યો

રામરાજાને આ વાત યોગ્ય લાગી નહિ કારણકે રામનાથ એ રામરાજાનોજ મિત્ર હતો અને તે વિજાપુરના સર્વ વતમાન રામરાજાને આપતો હતો પરતુ તત્સમયેજ અફઝલખાન સાથે વધારે ખેચતાણ કરવી રામરાજાને ઉચિત લાગી નહિ અને ધીમેધીમે તેને વધારે અનુકુળ બનાવી લેવાનો વિચાર કરી રામરાજાએ તેને કહ્યુ. "અફઝલખાન એ તો સર્વથી શ્રેષ્ઠ છે મને પણ તેથી અનિશ્ચય

આનદ થાય છે ચાલો હવે આજ પર્યન્ત આપણે જે લડી રડી લીધુ હોય તે ભૂલી જાએ। અને આનદથી વિદ્યાપુરનુ કલ્યાણ કરવા પ્રવૃત્ત થાઓ।" રામરાજાએ આટલુ કહી તેને જવાની આજ્ઞા આપી અને પોતે રજીદીનને મળી આ સર્વ ઘટના નિવેદન કરી પુન સધ્યાકાળ થતા તો વિદ્યાપુરમા આવી પહોચ્યો. રામરાજા એમ ધારતો હતો કે તે અફઝલખાનને છેતરે છે અને અફઝલખાન ધારતો હતો કે તે રામરાજાને છેતરે છે પણ વાસ્તવીક રીતે જગદાધાર બન્નેને છેતરતો હતો



# પ્રકરણ ૧૨ મું.

## દુરાત્મા દેવદત્ત.

આજે કૃષ્ણપક્ષની ચતુર્દશી હતી સર્વત્ર અંધકારનુ ઘોર સામ્રાજ્ય છવાએલુ હતુ, માત્ર તારાનો ઝાંખો પ્રકાશ પૃથ્વીપર પડતો હતો. નિશાચર પશુ પક્ષીઓ અને આત્મદ્વેષી અભિહારો (ચોરો) પોતાનો વ્યવસાય આનંદથી ચલાવી રહ્યા હતા આસરે બે વાગ્યાનો સમય હતો. વિજયપુરે પ્રત્યક્ષ ભયંકરતાનુ સ્વરૂપ ધારણ કરેલુ હતુ વૃક્ષના જુથો પણ જાણે મોટા ગિરિરાજ હોય તેમ લાગતા અને નિરિક્ષકના હૃદયમા ભયસંચાર કરવામાં બાધા રાખતા નહોતા પવનના સુસવાટા કર્ણેન્દ્રિયને સંભળાતા અને તેથી વૃક્ષ લતાઓ હાલવાથી શ્વાનરાજ પોતાની પ્રકૃતિ પ્રમાણે મનકલ્પિત અભિહારોનો પ્રતિરોધ કરવા ભસતા હતા આસપાસની વાટીકાઓમા શિયાળ વગેરેનો ઉપદ્રવ હોય એમ તેમની કર્ણગોચર થતી ભયજનક કકડનીથી કલ્પિ શકાતુ હતુ. રાત્રીનો પુર્ણ પ્રભાવ વ્યાપેલો હતો

રાજગઢમા પણ અંધકારનુ તેવુ પ્રાબલ્ય પ્રસરેલુ હતુ દ્વારપર પહેરેગીરો પોતાનો ધર્મ બજાવતા બરાબર ઉભા હતા રાજગઢના કોટના સર્વ બારીબારણાઓ બરાબર બંધ કરેલા હતા એવો ભય પૂર્ણ અવસર છતા એક માણસ પોતાના સંતઅંઠ રહ ચકોને લઇ ને રાજગઢની દિવાલો પાસે આવ્યો અને અંધારામ દિવાલો ઉપર પોતાનો હસ્ત ફેરવવા લાગ્યો. થોડી વારમા તેના હાથમાં એક દોરડુ આવી ગયુ તેને

ઝ[illegible] તે સડસડાટ ઉપર ચઢી ગયો. તેની પાછળ તેના સઘળા અનુચરોએ પણ પ્રયાણ કર્યું અને તેઓ મહેલના ભાગમાં ઉતર્યા જમણી બાજુએ જ્યાં મહારાજા કૃષ્ણ દેવનો ભવ્યપ્રાસાદ હતો તે બાજુએ ચાલ્યા ગયા, થોડે દૂર ગયા કે એક અનુચર તેની સામે મળ્યો અને તેણે તેના મનુષ્યને હાથ પકડી દિવાલના થડ પાસે ખેંચી આણ્યો આસપાસ જરા દ્રષ્ટિ નાખી તે સ્થળ કેવળ નિર્ભય છે એવી ખાતરી કરી તેણે પેલા માણસને અતિશય મંદસ્વરે કહ્યું બધી ગોઠવણ તમારા કહેવા પ્રમાણે થઇ છે મહાલયની જમણી બારી ખુલ્લી છે અને તેમાંથી છેક નીચે સુધી લાંબી દોરડી મૂકેલી છે હિંમત રાખી કામ કરશો તો તમારો પરિશ્રમ કદી પણ નિષ્ફળ જશે નહિ જાઓ ફતેહ કરો."

"ભાઈ! તારો ઘણોજ ઉપકાર માનીશ અને મારૂં કાર્ય સિદ્ધ થશે [illegible] વધારે બક્ષીસમાંથી તારા ઘરને ભરી નાખીશ" પેલા મનુષ્યે ઉત્તર આપ્યો અને પોતની જોડેના માણસોને લઇ તેણે તેજ દિશા તરફ પ્રયાણ કર્યું તેનું અભિધાન ત્રિભુવનસિંહ હતું અને તે રજપુતસ્થાન [illegible] વાડનો વતની હતો શરીરે મગરૂ અને હિંમતવાળો તેનું [illegible] હૃદયમાં સ્વભાવિક રીતેજ આનંદનો સંચાર [illegible] ત્રિભુવનસિંહે પેલા મહાલય પાસે જઇ દોરડું પકડ્યું અને [illegible] ઉપર ચઢી જઇ ફરી નીચે દોરડું નાખ્યું તે સાથે બીજા [illegible] અનુચરો પણ ચઢી ગયા તે બારીથી સામેજ એક અનુપમ [illegible] થએલી દ્રષ્ટિએ પડતી હતી ત્રિભુવનસિંહે તેની [illegible] ઉઘાડ્યું અને પોતાની પાસેથી એક શીશી કાઢી તેમાંથી પાંચ સાત ટીપાં [illegible] માં નાખ્યાં તરતજ તેની અસરથી તે અબળા બેભાન થઇ ગઇ. તેને લઇ તે સઘળા ચંડાળો નીચે

ઉતરી પડયા અને જે માર્ગે આવ્યા હતા તેજ માર્ગે પ્રસ્થાન કરી ગયા. ત્રિભુવનસિંહ એ દેવદત્તનો અનુક્રીત સેવક હતો અને દેવદત્તની આજ્ઞાથીજ તેણે આ કૃષ્ણકૃત્યમાં પ્રવૃત્તિ કરી હતી. દેવદત્તનો મહાલય વિજયનગરની છેક બહાર હતો. ત્રિભુવનસિંહ, પેલી સ્ત્રી અને તે સઘળા અનુચરોએ આવીને દેવદત્તના મહાલયમાં આશ્રય લીધો, પેલી સ્ત્રીને છેક ઉપલે મેડે લઇ જઇને સુવાડી. થોડી વાર રહી ત્રિભુવન અને એક બીજો માણસ તે મેડે ગયા અને તે સ્ત્રીના પલંગ પાસે બેઠા. ત્રિભુવન પાછો ત્યાંથી ઉઠીને બારી આગળ ફેરા ફરવા લાગ્યો. પેલા બીજા માણસે થોડી વાર તે લલનાના મુખનું નિરિક્ષણ કર્યું અને પછી ત્રિભુવનને પાસે બોલાવી જણાવ્યું "જો તારાથી પ્રમાદમાં એને વધારે વિષ અપાયું છે અને તેથીજ તે અદ્યાપી અસાવધ અવસ્થામાંજ પડેલી છે પરંતુ વૈદકશાસ્ત્રનો એવો સનાતન નિયમ . . . ."

"બાબા! બાળની તારૂ એ ડહાપણ" ત્રિભુવને એકદમ ક્રોધાન્વિત મુદ્રાથી તેને ઉત્તર આપ્યો, "તે તો હું જાણુંજ છું કે એને મારાથી વિષ વધારે અપયું છે પણ હવે તેનું કાંઇ નિવારણ થશે કે એને ગામને પાદરે લઇ જઇને ફુંકી આવું? તે બોલની પહેલાં કે જરા સંતોષ વળે"

"નાના આમ ગભરાવાનું કાંઇ પ્રયોજન નથી એનો મારી પાસે એનું મારણ છે તેથી એનું વિષ ઉતરી અલ્પ અવસરમાંજ તે સાવધ થશે" એમ કહી તેણે એક દાબડીમાંથી કાંઇ પ્રવાહી પદાર્થનું તેના નેત્રમાં અંજન કર્યું અને તે મનોએ પછી નીચે ઉતરી આવી દેવદત્તની પાસે જઇ સઘળી કથા નીવેદન કરી.

પાઠકગણ ! આ દેવદત્ત કોણ હતો તત્સબંધે અત્રે શંકાઉપસ્થિત થાય એ યોગ્ય છે દેવદત્ત વિજયનગરના રાજ્યનો કોષાધ્યક્ષ હતો અને મહારાજા કૃષ્ણદેવનો વિશ્વાસપાત્ર અનુચર હતો. મહારાજાના અંતઃપુર પર્યન્ત તે બાધા વિના પ્રયાણ કરી શકતો હતો એક દિવસ સંધ્યાકાળે તે યવન બાદશાહના શિબિરમાંથી એક અનાર્ય યુવતીનું હરણ કરી લાવ્યો અને તેને ધર્મભ્રષ્ટ કરી પોતાની અંગના બનાવી આ વાતની ખબર પડતાં મહારાજા કૃષ્ણદેવે તેને સ્થાનભ્રષ્ટ કરી તેનો સર્વ દ્રવ્યભંડાર લુટી લીધો આ ઘટનાથી દેવદત્ત અને કૃષ્ણદેવ વચ્ચે વિખવાદ ઉપજ્યો અને તેણે મુસલમીન ધર્મની દિક્ષા લઇ વિજયનગરની પાદરે પોતાનો નિવાસ કર્યો. વિજાપુરપતિ આદીલશાહે દેવદત્તને પોતાના 'સિપાહસાલાર'ની પદ્વી આપી અને વિજયનગરની રાજ્યચર્યા નિહાળવા માટે તેને ત્યાંજ નિવાસ કરવાની આજ્ઞા આપી પરંતુ આ અલ્પ મહત્તાથી દેવદત્તને કોઇ પણ પ્રકારનો સંતોષ મળ્યો નહિ અને બાદશાહ આદિલ-શાહને કોઇ અનુપમ ભેટ મોકલી તેનો અધિક અનુગ્રહ પ્રાપ્ત કરવાની અભિલાષાથી તેણે પોતાના અનુચર ત્રિભુવનસિંહ પાસે ઉપરોક્ત યુવતીનું કૃષ્ણરાજાના મહાલયમાંથી હરણ કરાવ્યું તે સુન્દરીને પેલી દાબડીમાંના અંજનથી શુદ્ધિ આવી અને પોતે ક્યાં છે તત્સંબંધે વિચાર કરવા લાગી એટલામાં તેનીજ વયની એક તરૂણી એ ત્યાં પ્રવેશ કર્યો, અને તે સ્ત્રી પ્રત્યે ઉદ્દેશીને બોલી, "બહેન ! તમે પ્રસ્તુત કાળમાં અત્યંત ભયમાં છો, તમારા પોતાના મહાલયમાંથી તમારા શત્રુઓ તમને અત્રે લઇ આવ્યા છે અને અલ્પ અવસરમાંજ તમારો મુસલમાન રાજા સાથે નિકાહ થનાર છે આ કુટિલ કર્મના વિધાતાની પુત્રી હોવાનું મહાદુર્ભાગ્ય મને પ્રાપ્ત થયું છે અને તેટલા માટે હું તમારી ક્ષમા માગું છું મારૂં નામ માલતી છે."

"માલતી બહેન ! આ સઘળો શુ પ્રકાર છે તે હુ કલ્પી શકતી નથી મારૂ હૃદય ઉદ્વેગથી જાણે મ્લાન થયુ હોય તેમ લાગે છે અને આ ગૃહ મને સર્વથા અપરિચિત લાગે છે માટે કૃપા કરી મને પુન જણાવો કે આપ કોણ છો ! અને મને અત્રે આણવાનુ શુ પ્રયોજન છે વારુ ?" તેણે માલતીને પૂછ્યુ

"બ્હેન ! હુ મહારાજા કૃષ્ણદેવના ભૂતપૂર્વ કોશાધ્યક્ષ દેવદત્તની પુત્રી છુ મારા પિતા અને કૃષ્ણદેવની વચ્ચે વિદ્વેશ થવાથી મારા પિતાએ અધમોદ્ધારક આર્યધર્મનો પરિત્યાગ કરી યવન ધર્મની દિક્ષા લીધી છે અને બાદશાહ આદિલશાહે એવા અનાર્યકર્મથી તેમનો દ્રવ્ય આપી પુરસ્કાર કર્યો છે બાદશાહ આદિલશાહના અંતપુરમા મોકલી દેવા માટે તેમણે તમારૂ મહારાજાના રણવાસમાથી હરણ કરાવ્યુ છે પિતાજી મને પણ આદિલશાહ સાથે સલગ્ન થવા સમજાવે છે અને અને આજનો દિવસ મને વિચાર માટે આપી તેઓ ચાલ્યા ગયા છે જો હજી પણ હુ આનદથી બાદશાહની બેગમ થવાની અભિલાષવતી ન થઇશ તો તેઓ મને પણ બળાત્કારથી તમારી સાથે વિજાપુર મોકલી આપનાર છે આ વર્તમાનની તમને માહિતિ આપવાજ હુ અત્રે આવી છુ માટે સાવધ રહેજો અને તમારો ધર્મ સાચવવાને માટે પ્રાણ આપવો પડે તોપણ ડરશો નહિ એજ મારી તમને વિનતી છે" માલતીએ પોતે જે જાણતી હતી તેનુ વર્ણન કર્યુ

"વારૂ, જો તમારા ઉપર પણ તમારા પિતાનો આટલો પ્રબળ ભય છે તો પછી તમે મારી પાસે આ ઘટના નિવેદન કરવા શી રીતે આવ્યા તેનો મને સશય થાય છે." પેલી સ્ત્રીએ પોતાની શકા દર્શાવી.

"બ્હેન ! હવે અધિક બોલવાનો અવસર નથી કારણ કે પિતાજી હમણાજ મારી પાસે આવનાર છે છતા પણ તમારા પ્રશ્નનો હુ ઉત્તર આપી દઉં છુ તમારા ઉપર પહેરેગીર તરીકે પિતાજીએ મને નિયત કરી છે અને તેથીજ તમારી સાથે વાત કરવાને હુ સદભાગ્યશાળી થઇ છૂ ચાલો હવે તમારૂ દ્વાર બધ કરી ઘો અને પલગપર પોઢી જાઓ, જો પિતાજી આવશે તો મારી સાથે તે તમને પણ કષ્ટ આપવા તત્પર થશે" આટલુ કહી તેણે પોતાને હાથેજ તે દ્વાર બધ કરી દીધુ અને તેની પાસે ભોયપર પોતાનુ આસન બિછાવી બેસી ગઇ, થોડી વાર થઇ કે તરતજ ત્યા પુત્રીના ત્રકનથી પદ્વીઓ મેળવવાનો લોભી, ધર્મદ્રોહી, દુરાત્મા દેવદત્ત દાખલ થયો માલતીએ ઉભા થઇને તેને આવકાર આપ્યો અને અતિ કોમળ સ્વરે કહ્યુ "આવો પિતાજી !"

"કેમ માલતિ ! તારો હજી કઇ નિશ્ચય થયો કે નહિ ?" દેવદત્તે અલ્પ શબ્દોમાજ પ્રશ્ન કર્યો

"પિતાજી ! હુ આપના કથનને વશ થવા મનને અનેક સમયે આગ્રહ કરૂ છુ ભાવીમા આપને મારે લીધે કેવા સુખ વૈભવ મળશે તેની પણ કલ્પના કરૂ છુ પણ જ્યારે મારી સન્મુખ મુસલમાન ધર્મની ભયભિત પ્રાતકૃતિ દ્રષ્યમાન થાય છે કે તેજ ક્ષણે મારા ગાત્ર ગળી જાય છે અને ચિતાથી મારો વિચાર પાછો પલટાઇ જાય છે પિતાજી ! શુ એક હિદુ કન્યા યવન અતપુરગામિની થાય એ આપને પણ યોગ્ય લાગે છે ?" માલતીએ વિનયયુક્ત પ્રશ્ન કર્યો

"માલતી ! યોગ્યાયોગ્યનો વિષય વિચારવા જેટલો સમય હવે અવશેષ રહ્યોજ નથી. તુ જાણે છે કે આપણે હિદુધર્મનો સર્વથા પરિત્યાગ કર્યો છે અને મહમદીપથનો સ્વિકાર કર્યો છે એટલે કોઇપણ

હિંદુ સંતાન તારૂં પાણિ ગૃહણુ કરે એ યથાયોગ્યજ નથી ત્યારે માત્ર સાધારણ કુળના મુસલમાન સાથે તારો વિવાહ અત્યંત અનુચિત ગણાય. તેના કરતા વિજાપુરના બહાદુર જેવા સુશિક્ષિત, ધનવાન અને શુરવીર યોદ્ધાનું પાણી ગૃહણ કરવું એમાં શું પ્રતિરોધ છે ? દેવદત્તે પોતાની સત્ય સ્થિતિ કહી બતાવી.

"પિતાજી ! એ આપનું કથન અયોગ્ય નથી પણ જો માત્ર કોઈ ક્ષત્રીયપુત્ર પાણિગ્રહણ ન કરે તો સદાકાળ હું બ્રહ્મચારિણી અવસ્થામાંજ ગાળી નાખીશ, તો પછી મારા જીવનને કોઇનું પ્રબળ કલંક લાગે નહિ અને આપનું નામ પણ સંસારમાં નિર્મળ રહેશે. અન્ય ધર્મના જોડે લગ્નસંસ્કારથી બદ્ધ થઇ, તેમના ધર્મકર્મનો સ્વયમેવ સ્વીકાર કરી સ્વધર્મનો વિનિપાત વિલોકવો અને માંસાહાર કરી પશુ જેવી પાપી તૃપ્તિ કરવી એમને સદાસર્વદા અમલજ થઇ પડશે અને પરિણામે જન્મ એજ ચિંતામાં બળી બળીને મરવાનુંજ મારા ભાગ્યમાં જડાએલ બને" માલતીએ યવનધર્મની હિનતાનો પરિચય કરાવતાં ઉત્તર આપ્યો.

"માલતી ! તારી ધારણા અતિ સુંદર લાગે છે પરંતુ તેનું સમગ્ર જીવનમાં અવલંબન કરવું અને બ્રહ્મચારિણી થઇ જીવન ગાળવું એ પણ દુષ્કર ઘટના છે ત્યારે ભવિષ્યમાં પણ જો અન્ય પ્રકારે અનાચારણ આચરવુંજ હોય તો પછી વર્તમાન સ્થિતિમાંજ મુસલમાન બહાદુર સાથે પાણિગ્રહણ કરવામાં શો પ્રત્યવાય છે ?"

"પિતાજી !" માલતીએ સંકોચ અને લજ્જાવડે ભયથી કંપિત હૃદયે ઉત્તર આપ્યો. "આપનું આ સઘળું બોલવું એવું છે કે તમે માત્ર જગતમાં કયે પ્રકારે હિત થાય અને હું અધિકતર કેવી રીતે

સુખી થાઉં તેનીજ પ્રતિક્ષા માટે પ્રયત્ન કર્યા કરો છો, અને કોઇપણ પ્રકારે મને દુઃખતી બનેલી અવલોકવી એ આપની મ [illegible] નથી તો પછી એવો કોઇ આર્ય યુવક વિદ્યમાન હોય અને તે મારો સ્વિકાર કરે તો પછી આપ પરિતુષ્ટ થાઓ કે નહિ? હું તો ધારૂં છું જો આપને મારૂં કલ્યાણ કરવાની સાચીજ ઉત્કંઠા હોય તો તેથી આપને પરમ સંતોષજ થવો જોઇએ"

"માલતી! તો શું તે કોઇ એવા યુવકની શોધ કરી છે કે જેણે તારો સ્વિકાર કરવાનું તને સત્ય વચન આપ્યું હોય? વળી આ યુગ કેવો વિચિત્ર છે! તારી સાથે લગ્ન કર્યા પછી તે દુષ્ટમતિ પુરૂષ તારો ત્યાગ કરે તો તો તારા કષ્ટની સિમાજ ક્યાં રહે? અને વળી કન્યાએ પોતેજ પતિનો શોધ કરવો એ પણ આપણા શાસ્ત્રધર્મથી અયુક્ત અને નિંતિ-મૂલક છે. તો પછી તારી અભિલાષનો ઉત્તર આપવાનો અવકાશજ ક્યાં રહે છે!"

"પિતાજી! મે તો અદ્યાપી એવી શોધ કરી નથી કારણ કે મને તેમ કરવાની તમારી આજ્ઞા નથી પરંતુ જો આપ મારી પ્રાર્થનાનો સ્વિકાર કરો તો વળી હું એ પ્રયત્ન કરી જોઉં પછી યશાવશ આપવો એ તો વિરંચીની વિભુતિ છે, આપ મારા ભાવિ સુખદુઃખની ચિંતા કરો છો, તે તો વ્યર્થ છે કારણ કે આદિલશાહનું અંતઃપુર પણ સુખપૂર્ણ છે એમ કથવાનું આપની પાસે શું સાધન છે? આપ પોતેજ મારી માતાના નિધન પછી અન્ય સ્ત્રી સાથે સંલગ્ન થયા પણ તેનો પણ જગતના ક્રૂર મરણચક્રે નાશ કર્યો ક. સુખદુઃખનો ગતજન્મના સંસ્કારાનુસાર ભક્ષ્યાજ કરે છે, વળી કન્યાએ પતિશોધ ન કરવો એજ જો સત્યશાસ્ત્ર

હોય તો પ્રાતઃસ્મરણીય દેવી દ્રૌપદી, સત્યવતી, દમયતી, સુકન્યા અને જનકકન્યાએ પોતેજ પોતાના ભાવી પતિની શોધ કન્યાકાળમા કરી હતી એ કેમ બની શકે?" માલતીએ સયુક્તિક વચનોએ પોતાના પક્ષનુ એવુ પ્રબળ સમર્થન કર્યું કે દેવદત્ત નીરુત્તર થઇ ગયો

" પિતા ! પુત્રી તમારી હુ દયા દિલમા જરા લાવો,
કૃપા વરસાદ આ નયને હવે ના કેમ વરસાવો !
બની શુ ઘાતકી આવા જુલમ પુત્રી પરે કરશો ?
મને દુખસિંધુમા ફેકી તમે સુખથી નહિ ઠરશો.
એ ડશ તમ અતર થકી બાપુ ! કદી દૂર ના થશે,
બાળશે હૃદય બહુ આપનુ ના પાપ કાતીલ છૂટશે."

"માલતી ! તારી વાત તો ઠીક છે, પણ હવે તો મારે મુસલમાન ધર્મનુ યથાવિધિ પરિપાલન કરી તેજ ધર્મની કોઇ યુવતીથી સ લગ્ન થવુ છે અને હિદુત્વનો સર્વથા ત્યાગ કરવો છે એટલે હુ તને કોઇપણ હિદુયુવકનુ પાણીગ્રહણ કરવા દેનાર નથી. તને જો આદિલશાહનુ અત પુર વિઘ્નજનક લાગતુ હોય તો કોઇ અન્ય મુસલમાન યુવકને તારુ સમર્પણ કરીશ પણ આર્યધર્મકર્માનુયાયીને તો હુ કાળાતરે તને આપનાર નથી કારણ કે, એથી તો હુ જેનો વિનાશ કરવા માગુ છુ તેના મૂળતત્વોને પુષ્ટિ મળે છે અને હવે હું હિદુધર્મનો પ્રબળ દ્રોહી બન્યો છુ મારે ગમે તે પ્રકારે તેનો નાશ કરવો છે

" હિદુ તણા કુળમા કદી તુજ દેહ હું આપુ નહિ,
મુજ શત્રુના ગૃહમા તને ગૃહિણી કરી સ્થાપુ નહિ.
આ પ્રાણુ જાશે દેહથી પણ ટેક એ તૂટશે નહિ,
મુજ વજ્રના હૈયા થકી ઇર્ષા કદી ખૂટશે નહિ.

મે શત્રુને સંહારવા વ્રત જ્યારથી છે આદર્યું
કાયા થકી હિંદુત્વને મે ત્યારથી આઘે ધર્યું "

"પિતાજી ! ક્રોધ અને દ્વેશથી આપ મહારાજા કૃષ્ણદેવ ઉપરનુ વૈર હિંદુધર્મ ઉપર કાઢવા તત્પર થયા છો પરંતુ તે ધારણા આપની સર્વથા મિથ્યાજ છે યવનોના ટોળેટોળાજ ભરતની ધર્મ દિવાલોને તોડવા તૂટી પડયા હતા પણ હજુ એ તેનુ મરણ થઇ શક્યુ નથી થોડા આત્મદ્વેશી ભિન્ન મનુષ્યોએ આર્યધર્મનો પરિત્યાગ કર્યો તે સિવાય હિંદુધર્મ તો જેવોને તેવોજ ઉભો છે વળી આપ વિચાર કરોકે જે ધર્મમા આપનો અને આપના માતાપિતાનો જન્મ થયો તેજ ધર્મનો નાશ કરવા આપ ઉધ્યુક્ત થાઓ છો એ પણ શું જરાએ યોગ્ય છે ?"

"માલતી ! હવે યોગ્યાયોગ્યનો વખતજ નથી, મારો તો તને એકજ પ્રશ્ન છે તારે આનંદથી બાદશાહના રણવાસનો માર્ગ લેવો છે કે બળાત્કારથી વિજાપુર પ્રસ્થાન કરવુ છે વિજાપુરનો આદિલશાહ તારા સ્વામી તરીકે તો નિર્માણજ છે "

પિતાજી ! આપ એટલા બધા ઘાતકી ન થાઓ ! હુ વિજાપુરનુ નામ સાંભળીનેજ કંપી ઉઠુ છૂ અને મારા ગાત્ર નિષ્પ્રાણ જેવા થઇ જાય છે માટે આપ જરા દયા કરો, આ માતાહિન પુત્રી પર ક્રોધ ન વરસાવો અને મને યવન બાદશાહ સાથે સંલગ્ન ન કરો." માલતીએ દયામણે નેત્રે તેની સામે જોઇને કહ્યુ.

'પિતા ! કૈં તો દયા આણી મને ના કષ્ટમા નાખો,
'વિજાપુર' શબ્દ એ પાછો મુખેથી ના તમે ભાખો.

ભલે આ પ્રાણને પાડો અગર દ્યો ઝેરનો પ્યાલો,
કરો હત્યા ભલે મારી ઉઠાવો વજ્રનો ભાલો,
એ કષ્ટ સહુ સ્હેવુ પડે તેમા મને બહુ હર્ષ છે,
નવ મ્લેચ્છની પત્નિ બનુ બસ એજ મુજ આદર્શ છે"

"એવી અયોગ્ય દયાની ઇચ્છા રાખવી એજ અયોગ્ય છે તુ કદાચિત મારી પાસે એવી દયાની માગણી કરતી હશે પણ હુ તને અત્યારથીજ કહી દઉં છુ કે તને એવી દયાનો ઉપભોગ કદી પણ મળશેજ નહિ અને એવી વિનતીથી હુ તારા પ્રત્યેના વર્તનમા જરા પણ પરિવર્તન કરનાર નથી. મારી ઇચ્છા પૂર્ણ કરવા હું તને બળાત્કારે પણ વિજાપુર મોકલીશ એજ નિર્વિવાદ છે."

"આની દયા માગ્યા થકી મિથ્યા દયા મળતી નથી,
મમ ટેક આ સસારમા ક્ષણ એક પણ ચળતી નથી,
તુજ અશ્રુથી મમ ક્રોધને શાંતિ જરા વળતી નથી,
અમૃત તણી ઇચ્છા કદી વિષજામથી ફળતી નથી.
શાને કરી હઠ તુ વૃથા કષ્ટે દુખી બહુ થાય છે,
લક્ષ્મી તિલક કરવા ચહે કા મૂર્ખ થૈ સતાયછે ?"

"તો એવી રીતે દુખ આપવુ તેના કરતા મને તરવાર લઇનેજ કેમ કાપી નાખતા નથી મને મારી નાખો કે પછી આપની એ ચિંતા જતી રહે અને આપ યવનધર્મના પ્રચાર માટે યથેચ્છ પ્રયત્ન કરી શકો જો મારી ચિંતાથીજ આપની ઇચ્છા અપૂર્ણ રહેતી હોયતો મને ઝહર આપો-જીવતી બાળી મૂકો કે કાપી નાખો તેથી મને જરાપણ ચિંતા કે કષ્ટ નથી."

"માલતી! પુત્રીવધનુ પાતક લેવાની મારી ઇચ્છાજ નથી હુ તો ગમે તે પ્રકારે તને સુખીજ જોવા ઇચ્છુ છુ પણ ને બાદશાહ આદિલશાહ સાથે અન્ય રીતે નહિજ "

"પિતાજી! આપ માત્ર મહારાજા કૃષ્ણદેવ પ્રત્યેના વૈરથીજ આટલુ બધુ કરવા પ્રવૃત્ત થયા છો તો હુ મહારાજાનુ ખુન કરી તેનુ શીર આપને લાવીને આપુ તો પછી તમે મારી ઇચ્છા પ્રમાણે મને સલગ્ન થવા દશો કે નહિ?" માલતીએ કોઇ અજબ હિમત વાપરી પ્રશ્ન કર્યો

"હા, પણ જો ત્રણ દિવસમા કૃષ્ણદેવનુ ખુન ન કરે તો ચોથે દિવસે તારે વિજાપુર જવુજ પડશે માત્ર એજ શરતે હુ તારી માગણી સ્વિકારૂ છુ" દેવદ ને ઉત્તર આપ્યો તેને માલતીની આ યુક્તિ કઇક અશે યોગ્ય ભાસમાન થઇ કૃષ્ણદેવ મહારાજાનો વધ કરવાના કાર્યથી પણ આદિલશાહ આનદમગ્ન થઇ દેવદત્તનો સત્કાર કરે એ યોગ્ય હતુ અને બીજી રીતે કૃષ્ણદેવનુ મૃત્યુ થાય એ પણ દેવદત્તનો દ્વેષાગ્નિ તૃપ્ત કરનારૂજ હતુ અથવા માલતી આ કાર્યમા નિષ્ફળ નિવડે તો તેણે વિજાપુરના બાદશાહ જોડે સલગ્ન થવાની ખાતરી આપી હતી. આથી દેવદત્તને આજ માગ અધિક શ્રેયસ્કર લાગ્યો અને તેણે માલતીને તેના કાર્યમા પ્રવૃત્ત થવાની આજ્ઞા કરી. આ સઘળો પ્રકાર વિભાવરીના અવશેષ ભાગમા પૂર્ણ થયો બીજા દિવસના પ્રભાતનો ભાનુ ઉગ્યો અને આથમ્યો પુન રજનીના ભયજનક અવસરનો પ્રારભ થયો. માલતીએ પોતાનો પોષાક ઉતારી મૂકયો અને ત્રિભુવનસિહનો પોષાક પરિધાન કરી એક ચકચકીત જમૈયો કેડે ખોસ્યો. માલતી એવા ભિતિમય અવસરની પરવા કર્યા વિના

ચિત્ર ૩ જુ                વિનાશીની વામા



'આર્ટિસ્ટ ઠાકોર'

"દિપકના પ્રકાશમા મહારાજનો વક્ષ મનોહર ધારી તેણે તેજ સ્થાને પોતાની તલવાર મારી"

પ્રકરણ ૧૭ મુ ]                [ પૃષ્ઠ ૨૪૧

પોતાના મહાલયથી બ્હાર ઉતરી અને વિજયનગરના મહારાજા કૃષ્ણ-દેવના મહાલય પ્રતિ પ્રસ્થાન કરી ગઇ તેગઇ કે ત્વરીતજ દેવદત્તે મહાલયમાંથી ચોરી આણેલી પેલી અબળાને પાલખીમાં બેસાડી વિજાપુર મોકલી આપી અને બદશાહપર પોતાની સ્વજાતિ દ્રોહની બહાદુરીનો પત્ર મોકલી આપી પોતાનો યોગ્ય પુરસ્કાર કરવાની પણ પરોક્ષ વિનતી કરી. આમ એક અબળા—માલતી વિજયનગરના મહારાજાના મહાલય પ્રતિ ગઇ, ત્યારે બીજી સુંદરી વિજાપુરના બાદશાહના મહાલય તરફ પ્રયાણ કરી ગઇ માલતીએ ધીમે ધીમે રાજગઢમાં પ્રવેશ કર્યો પેલી સુંદરીને દાબડીમાંથી અંજન આંજી શુદ્ધિમાં આણનાર મનુષ્યનું અભિધાન વિનાયક દિક્ષિત હતું તે ચાંદ્રસેનીય કાયસ્થજાતિનો મહાવિદ્યાવિલાસી પુરૂષ હતો અને ઉત્તમ વૈદ્ય હતો ગઇકાલે રાત્રિએ પેલી સુંદરીના મહાલય ઉપર ચઢવા માટે તેણેજ દોરડું બાંધ્યું હતું અને આજે પણ તેણેજ દોરડું બાંધી મહારાજા કૃષ્ણદેવના મહાલય ઉપર ચઢવાની માલતીને વ્યવસ્થા કરી આપી હતી માલતી ઉપર ચઢી ગઇ અને મહારાજાના પલંગની બાજુમાં સંતાઇને ઉભી રહી તેના નયનો સન્મુખ મહારાજાની રમ્યમુર્તિ ભાળતાજ તે ગળગળીત બની ગઇ તેની આવા નરકેસરીનો પ્રાણ હરણ કરવાની લલેવશ પણ હિંમત ચાલી નહિ તેના મરણ પછી વિદ્યાપુરની કેવી વિટંબણા થશે તેના વિચાર તેના મસ્તિષ્કમાં ઉભરાયા, આત્મભયથી પણ સંતપ્ત બની, છતાં અંતે હિંમત કરી તેણે મહારાજાના શયનગૃહમાં બળતો દીપક શાંત કરી નાખ્યો અને અંધકારમાં છેક મહારાજાની પાસે ગઇ દિપકના પ્રકાશમાં મહારાજાનો કંઠ બરાબર ધારી તેણે તેજ સ્થાને પોતાનો જમૈયો માર્યો પણ દૈવયોગે મહારાજા તેટલામાં ફરી ગયા હોવાથી

શસ્ત્રપ્રહારથી તેમનો હાથ ચિરાઇ ગયો મહારાજાએ બેઠા થઇ અંધકારમાં તેજ ક્ષણે તેનો કંઠ એવા પ્રબળ જોરથી પકડયો કે માલતી બેશુદ્ધ જેવી બની ગઇ મહારાજાએ ચપરાસીને બોલાવી દિપક પ્રદિપ્ત કરાવ્યો અને તે સાથેજ તેને જમીનપર પટકી. જમીનપર પછડાવાથી તેણે પહેરેલો જામો વૃક્ષસ્થળ પરથી ખસી ગયો એટલે પોતાનો પ્રાણ લેવા આવનાર તે વ્યક્તિ તે એક અબળા છે એ જોઇ મહારાજાને અદ્દભુત આશ્ચર્ય થયુ અને તેમણે તેવાજ આશ્ચર્ય સાથે તેને પ્રશ્ન કર્યો, "દુષ્ટા ! આ યમરાજ જેવા કૃષ્ણદેવનો પ્રાણઘાત કરવા આવનાર તુ કોણ છે ? અને શાહસ્તેજ આમ મૃત્યુના મુખમા શાથી આવી પડે છે ?"

માલતી મહારાજાના વચન સાભળી શોકમગ્ન થઇ ગઇ. તેના ગાત્ર શિથિલ બની ગયા તેણે ભયકપીત સ્વરે ઉત્તર આપ્યો, 'હુ મહાપાપીણી છુ રાજાજી ! લ્યો આ કટાર લ્યો, મને કાપી નાંખો અને આ સસારમાથી મૂક્ત કરો" માલતીની આખમાથી ચોધાર અશ્રુઓ વહેવા માડયા. તે એકી ટસે મહારાજાના વિશાળ મુખમડળ પ્રત્યે અવલોકી રહી ઉન્માદવશ અવસ્થામા મનુષ્ય પ્રાણીની જેવી સ્થિતિ થાય છે તેવીજ હાલત પ્રસ્તુત કાળમા માલતીની હતી

"ઓ નાદાન બાળા ! ભયથી ધ્રુજવાનુ કાંઇ પ્રયોજન નથી આ કાર્ય કરવાની તને પ્રેરણા શી રીતે થઇ તેજ માત્ર મને કહે જો તું નિર્દોષ હશે તો હુ તને જરાપણ શિક્ષા કર્યા વિના નિર્ભય રીતે જવા દઇશ અને જો કદાચિત તારો દોષ હશે તોપણ હુ તને ક્ષમા આપીશ" કૃષ્ણદેવે તેને ધીરજ આપી અને એક ચપરાસીને ઉદ્દેશીને કહ્યુ "જા !

જલદીજા અને વિનાયક દિક્ષિતને કહે કે તમારા ઔષધ સાથે તમને મહારાજા બોલાવે છે" ત્વરીતજ મહારાજાની આજ્ઞા માન્ય કરી એક સેવક ત્યાથી ચાલ્યો ગયો.

"મહારાજા!" માલતીએ ઉત્તર આપ્યો "આ પાપી કાર્ય કરવાની મને કેમ પ્રેરણા થઇ અને હુ તેમા શી રીતે ઉદ્યુક્ત થઇ તે કથા હું આપને અવશ્ય જણાવીશ પણ પ્રથમ આપ મને એટલી ખાતરી આપો કે આપ સાચા ગુન્હેગારને પણ કશી શિક્ષા કરશો નહિ જો આપ આવી કબુલાત આપશો. તોજ હુ તમને સાચી વાત જણાવીશ, નહિ તો મારો પ્રાણ લેશો તોપણ હુ સત્ય કથા આપને નિવેદન કરીશ નહિ"

"બાળીકા! તારી સર્વ પ્રાર્થના મને માન્ય છે જા, મને જે સાચે સાચુ હોય તે કહી દે" કૃષ્ણદેવે ઉત્તર આપ્યો

'મહારાજ! હુ આપના ભુતપૂર્વ કોશાધ્યક્ષ દેવદત્તની પુત્રી માલતી છુ. પિતાજી મારૂ આદિનશાહ બાદશાહ જોડે લગ્ન કરનાર છે અને તે અધર્મ કર્મ મને સર્વથા અમાન્ય છે આવા વિષમ કષ્ટમાથી છુટવા મને એકજ માગ તેમણે બતાવ્યો છે અને તે માર્ગ તે આપનુ મૃત્યુ જો આપનુ ખૂન કરી હુ તમારૂ શીર તેમની પાસે લઇ જાઉં તો તે મને ઉપરોકત ચિતામાથી મૂકત કરનાર છે મહાલય સાથે દોરડા બાધીને ઉપર ચઢવાની તથા અત્રે આવવાની સઘળી વ્યવસ્થા મને વિનાયક દિક્ષિત કે જે આપનો પ્રિય વૈદ્ય છે તેણેજ કરી આપી છે, અને મારા પિતાના અનુરોધથી ગઇ કાલે રાત્રીએ મહાલયમાથી એક બીજુ હરણ પણ થયુ છે, તોપણ તે વાત આપનાથી સર્વથા

અજ્ઞાત હશે કારણ કે એ સુંદરીની દાસીઓને મારા પિતાએ મહા મૂલ્ય સુવર્ણાલંકાર આપી ત્રણ દિવસ પર્યન્ત એ ઘટના કેવળ ગુપ્ત રાખવાની આજ્ઞા કરી છે એ અબળાનું હરણ કરવામાં પણ વિનાયક દિક્ષિતે ઘણીજ સ્હાયતા આપી છે."

કૃષ્ણરાજા માલતીના મુખમાંથી નિકળતા એકેએક આશ્ચર્યજનક શબ્દથી ભયભિત થઇ ગયો અને આ પ્રપંચપાશ કેવી રીતે રચાયો તેનો મનમાં વિચાર કરવા લાગ્યો એટલામાં વિનાયકપંત પોતાના હસ્તમાં ઔષધનો ભરેલો દાબડો લઇ આવ્યો તેને જોતાંજ કૃષ્ણદેવે તેને પ્રશ્ન કર્યો, "કેમ વિનાયકપંત ! આ મહાલયની પછવાડે તમે દોરડા શા માટે બાંધી રાખ્યા છે ?"

"મહારાજ ! આપની આજ્ઞા થાય અને તેનો લોપ કરૂં તો પછી મારે ત્રિલોકમાં રહેવાનું ક્યાં સ્થાન મળે ! આપે મને ફરમાવ્યું છે કે ગઇ કાલે અને આજે બે દિવસ મહાલયમાં મધ્યાન્હ કાળે બે ગુપ્ત અનુચરોને આવવા દેવા અને તેમનું કાર્ય સર્વથા ગુપ્ત રાખવું. જો મહારાજાની સ્વત એવી આજ્ઞા છે તો પછી તેનું પરિપાલન કરવામાં શું ગુન્હો છે ?" વિનાયક દિક્ષિતે પોતે જે સત્યઘટના હતી તે મહારાજને કહી સંભળાવી.

"વૈદ્યરાજ ! એવી આજ્ઞા મેં તમને ક્યારે ? કેવી રીતે ? અથવા ક્યા પત્રદ્વારા કરી છે ? આ તું શું બોલે છે તેનું તને સાનભાન છે?" કૃષ્ણદેવે ક્રોધથી પ્રશ્ન કર્યો

"આ રહ્યો આપનો કાગળ ! સાચી વાતની મને શી ચોરી છે ? આ તમારો પત્ર અને તેની નીચે જુઓ તમારી મહોર છાપ."

વિનાયકે મહારાજને ઉત્તર આપ્યો અને તેણે પોતાના ખીસામાંથી એક પત્ર કાઢી મહારાજાના ચર્ણ પાસે મૂકયો. મહારાજાએ પત્ર લીધો અને વાચી જોયો તો તેમા વિનાયક દિક્ષિતે કહેલી મિનાજ અક્ષરક્ષ દ્રષ્ટિએ પડી અને નીચે મહારાજાએ પોતાની મહોર પણ જોઇ. પરંતુ તેમના આશ્ચર્યનો ભંગ કરતા તેટલામાં માલતીએ કહ્યુ, 'મહારાજ! આ પત્ર થોડા દિવસો ઉપર મારા પિતાશ્રીએ મારી પાસે લખાવ્યો હતો અને તેની નીચે આપની મુદ્રિકાથી તેનાપર આપની સહીની નિશાની કરવામા આવી હતી, પિતાજી પાસે આપના કંઇક સુવર્ણ અલંકારો છે તેમા આ મુદ્રિકા પણ છે તે મે જોઇ છે."

"વિનાયકપંત! માલતીના કહેવા પરથી હુ આ સઘળો પ્રપંચ જાણી ગયો છુ. એમાં તારો કે માલતીનો લવલેશ દોષ નથી. દેવદત્તને મે અધિકારમુક્ત કર્યો તે સમયે તેની પાસે મારી મુદ્રિકા હતી. તેની સ્હાયતાથી આ પત્ર તૈયાર કરી તને છેતરવામા આવ્યો છે પણ વારૂ હવે જે સુંદરીનુ આપણા મહાલયમાથી હરણ થયુ છે તે કોણ છે તત્સબંધે કાંઇ જાણે છે?" મહારાજાએ શાંત મુદ્રાએ વિનાયકપંતને નવો પ્રશ્ન કર્યો

"કેમ નહિ જાણું મહારાજ! એ તો મારી મધુરી છે" વિનાયકપંતે ઉત્તર આપ્યો. કૃષ્ણદેવના નેત્રો એ નામ સાભળતાજ કોપથી લાલચોળ બની ગયા તેણે અર્જુનદેવને બોલાવી સર્વ કથા નિવેદન કરી અને દેવદત્તને બંદીવાન બનાવી આણવાની અને મધુરીની સત્વર શોધ કરવાની આજ્ઞા આપી દીધી. માલતી તરફ દ્રષ્ટિ ફેરવીને તેમણે જણાવ્યુ, 'માલતી! તારા હૃદયની નિર્મળતા હુ જોઇ શકયો છુ. તુ

મારૂ ખૂન કરવા પણ તારો ધર્મ રક્ષવાનેજ પ્રવૃત્ત થઇ અને આ સઘળો ભેદ પણ તારાથીજ ભાગી ગયો બ્હેન ! તારી એ કૃપાના બદલામા હુ તારા અનુરોધ પ્રમાણે અવસ્ય તારા પિતાને કોઇપણ પ્રકારે કષ્ટ આપીશ નહિ ”

“મહારાજા ! આપની આટલી કૃપાથી હુ અત્યત રૂણી છુ પણ હવે મારા પર જરા વધારે કૃપા દર્શાવી અને આપ તમારા વિશાળ મહાલયમા નોકરડીનુ કાર્ય સોપી આભારી કરશોજ કે તેથી મારે પુન મારા પિતાને ત્યાં જઇ ધર્મભગ થવાનો અવસર પ્રાપ્ત થાય નહિ ” માલતીએ ગદગદીત કઠે મહારાજાનો અનુરોધ માગ્યો

“બેટા ! જા આજથી તુ મારી ધમપુત્રી થઇ છે અને હુ તારો પિતા થયો છુ. તુ આનદથી હવે મહાલયમા રહેજે અને જેમ ઇચ્છામા આવે તેમ વર્તન કરજે ” મહારાજાએ તેના ઉપર અનુપમ પ્રિતિ પાથરીને ઉત્તર આપ્યો. મહારાજાની આજ્ઞાથી એક ચપરાશીએ તેને એક સુદર ઓરડો ઉઘાડી આપ્યો અને માલતીએ તેમા વિશ્રામ લીધો. આમ પ્રભુઇચ્છાથી માલતી પરમસુખનો આસ્વાદ ભોગવવા લાગી ત્યારે કૃષ્ણદેવના મહાલયમાથી હરણ થએલી સુદરી મધુરીનુ વિજાપુર પ્રતિ પ્રયાણ ચાલુ હતુ મધુરી અને તેના રક્ષકો હિદુવસ્ત્રાભુષણમા હતા જેમ જેમ તેમની સફર અધિક થતી ગઇ તેમ તેમ તેમણે વિજાપુરના એક અરણ્યના મધ્ય ભાગમા પ્રવેશ કર્યો એ ભૂમિ અક રામખાન નામના વિજાપુરના સરદારના હાથમા હતી તેણે તેમને લુટી લઇ મધુરીને બદિવાસ આપ્યો અને તેને પોતાની બેગમની દાસી તરીકે અત પુરમા મોકલી આપી અલ્પ અવસરમાજ મધુરી અને

બેગમ વચ્ચે અપ્રતિમ પ્રેમ બધાયો અને મધુરીએ તે બેગમની ઇચ્છા ઉપરથી તેને ન્હસાડી મૂકી અકરામખાનને આ કૃત્યથી અકથનીય ક્રોધ ઉપજ્યો અને તેથી મધુરીને પેતાના ગુપ્તગૃહમા લઇ જઇ ધર્મભ્રષ્ટ કરવાનો તેણે વ્યવસાય આરભ્યો. પણ તેટલામા રામરાજાની સમશેરથી અકરામખાનની આસુરી દેહ જગતનિયતાના અનત અજર અમર આવાસમા પ્રસ્થાન કરી ગઇ એ કથા આપણે પાચમા પ્રકરણમા યથાવિધિ અવલોકી આવ્યા છીએ વિનાયક દિક્ષિત રાજકુટુબના વૈદ્ય અને વૃદ્ધ તથા ઘણા જુના ગૃહસ્થ હોવાથી તેમનો સમસ્ત કુટુબ પર અપાર સ્નેહ હતો અને તેથીજ તે કૃષ્ણદેવ મહારાજાની કન્યાને 'મધુરી'ના ઉપનામથી સબોધતો એ 'મધુરી' તેજ રામરાજાની પત્નિ 'વિશ્વમોહિની' હતી રામરાજાના પુરુષાર્થથી વિશ્વમોહિની પુન મહાલયમા આવવાને સદભાગ્યવતી બની હતી તે એક પ્રહરથી એક ઘડી પણ યવન પ્રતિબધમા અધિકવાર ઇશ્વરના અનુરોધથી રહી શકી નહિ તેને બીજેજ દિવસે મહારાજની દુહિતા વિશ્વમોહિની અને તેમની ધર્મકન્યા માલતી બન્ને કુમારીકાઓ રામરાજા સાથે સલગ્ન થઇ અને મહારાજાએ પોતાનો પુત્રીલગ્નમહોત્સવનો અભિલાષ જગદાધારની પરમ કૃપાથી પાર પાડ્યો તત્પશ્ચાત વિદ્યાપુરની અને કૃષ્ણદેવની શી દશા થઇ તેથી આગલા પ્રકરણોને આધારે પાઠક પાઠીકાગણ અજ્ઞાત નથીજ.



# પ્રકરણ ૧૩ મું.

## માતા અને પુત્ર.

વાચક મહોદય ! વિદ્યાપુરનો રાજ્ય વહીવટ અદ્યાપી પર્યન્ત કેવી રીતે ચાલ્યો રામરાજા કેવા વિષમ પ્રકારે તખ્તાધિકારી બન્યા, દેશદ્રોહી દેવદ ને મહારાજા કૃષ્ણદેવની કુમારીકા પર્યન્ત કેવી શઠતા કરી, રામરાજાએ ભરદરબારમા એક વિધર્મી અબળાનો તિરસ્કાર કરી મ્લેચ્છ પ્રતિનિધિઓનો કેવો તેજોભંગ કર્યો, એ સમસ્ત ઘટના ગત પ્રકરણોમા દ્રષ્ટગોચર થઇ છે હવે પુન આપણે તે પાત્રોનો જીવન વ્યવસાય ત્યાજ અટકાવી પ્રભાવતીના નવીન જીવન સાથે પરીચય પાડીએ

અફ્ઝલખાનના અનુરોધથી અને આદિલશાહની કૃપાથી પ્રભાવતી વિજાપુરથી આવી રહી હતી અને જે સ્થાનને તેણે અંતિમ વંદન કર્યો હતા જે મહાલયપર પુન દ્રષ્ટિ સરખી પણ ન નાખવાની પ્રતિજ્ઞા કરી હતી અને જે વનવિહારમા અન્ન જળ પણ ન ગ્રહણ કરવાનો ઠરાવ કર્યો હતો ત્યાજ તે એ પ્રતિજ્ઞા ઉપર પાણી ફેરવી વસી રહી હતી રામરાજાએ અફ્ઝલખાનને તો બંધનમૂક્તિજ આપી હતી એટલે તે અને તેની રક્ષિતાઓ વનવિહારના કૃષ્ણમહાલયમાજ રહેતા હતા. પ્રભાતનો અવસર હતો, અફ્ઝલખાન પોતાના ઓરડામાં પલંગ પર પડયો પડયો વિજાપુરનો દ્રોહ કરવો કે નહિ તેનાજ વિચારનો જાપ જપી રહ્યો હતો વળી વિદ્યાપુરની સેવાનો સ્વિકાર કરવો તો પ્રકટ રીતે ત્યા જવુ કે ગુપ્ત રીતેજ રામરાજાનો પક્ષ કરવો એ વિચારમા તે તદ્રુપ બની ગયો હતો. પ્રભાતકાળના પક્ષીઓ, મધુર કર્ણ-

પ્રિયદ્ની વડે કિરતારનુ ગાન ગાઇ રહ્યા હતા ભદ્રાનદિના નીરપરથી આવતી અનિલ લહરીઓ આનદ આપતી હતી અને વનવિહારમા ત્યા વિકસેલા કુસુમોની સુવાસ પ્રસરી રહી હતી અફઝલખાનને પ્રસ્તુત સમયે તેના કુટુબ વિષયક વિચારો પણ આવ્યા કરતા હતા કે "શુ હુ હિદુનો પુત્ર હોઇશ કે મુસલમાનનો ? રજુદિન મારીમાતાને પ્રભાવતી અને તેની અનુચારીણીને ગગા'ના નામાભિધાનથી કેમ સબોધતા હશે ? મારા સગા સ્નેહીઓ કોણ હશે ? અને મારૂ જાતિ તથા કુળપણ કયા હશે ! મારા પૂર્વજો કયાના નિવાસી હતા તે જાણવા મે અનેક યત્ન કર્યા પણ તેનો એ મારી માતા અથવા રજુદિન કઇ ઉત્તર આપતા નથી ! 'પ્રભાવતી અને ગગા' એ પણ આર્ય નામો છે ! ત્યારે શુ મારી માતા હિદુની પુત્રી હશે ? અને પિતા મુસલમાન હશે ? મારી માતાના પોષાક અને રહેણી કરણી તો સર્વ મુસલમાનોને અનુકુળ આવે એમ છે તો શુ માત મુસલમાન કુમારીકા અને પિતા હિદુવશનો હશે ? જો હુ હિદુ પિતાનો પુત્ર હોઉ તો તો એવા પાશવીક બાદશાહનો વિનાશ કરવો એજ મારો ધર્મ થઇ પડે છે. ત્યારે મારે શુ કરવુ ? આર્ય ધર્મની રક્ષા કરવી કે મુસલમાન ધર્મના રક્ષણ માટે આત્માર્પણ કરવુ ? જો મારી ધારણા સત્ય હોય અને હિદુ ધર્માવલબી માતાને મુસલમાનોએ અત્યાચારથી ભ્રષ્ટ કરી હોય તો હુ એજ બાદશાહને સહાયતા આપુ અને માતાના લોહી તથા અશ્રુઓથી ભરેલો અધિકાર પ્રાપ્ત કરૂ ! પ્રભુ ! પ્રભુ ! આવી ગુઢ દશામા મારે કેવી રીતે જીવન ગાળવુ ? માટે હવે તો એજ નિશ્ચય છે કે જો હું હિદુના સતાન હોઇશ તો અવશ્ય મહારાષ્ટ્રમાથી મુસલમાનોનુ સત્યાનાશ વાળીશ. દક્ષિણમા એમનુ નામ શેષ પણ રહેવા દઇશ નહિ અને આર્ય.

ધર્મનો વાવટો ફરફરતો કરીશ પણ કદાચ હુ મુસલમાન હોઉં તો ? ? તો શુ ? હિદુધર્મનો વિનાશ એનેજ મારૂ કેન્દ્ર બનાવીશ અને મારો આત્મા આ દેહમા હશે એટલામાજ હિદુઓનો સર્વનાશ કરી નાખીશ, વિદ્યાપુરના ગાત્ર પણુ બાળીને ભસ્મીભૂત કરી દઇશ અને એકવાર મુસલમાનોની અર્ધચદ્રાકિત પતાકાને સમસ્ત ભારત વર્ષ શિર ઝુકાવતુ આવે એમ કરીશ. મારી માતાના અને તેની દાસીના અભિધાન પરથી તો એમજ જણાય છે કે તેઓ હિદુધર્માવલબી હોવા જોઇએ, ઘણી વાર એમ બન્યુ છે કે હિદુ અબળાઓને મુસલમાનો ઉઠાવી જાય છે તો એ શુ અધર્મ ન કહેવાય ? ત્યારે એવા અધર્મ પ્રિય લોકોને સ્હાયતા આપવી એ પણ સર્વથા અયોગ્ય છે મારી માતાપણ મારા પિતનુ નામ જણાવતી નથી અને જ્યારે તેને હુ એ વિષયક પ્રશ્ન પૂછુ છુ ત્યારે શરમાઇ જાય છે અને તેની આનદીત ગભીર મુખ-મુદ્રા પલટાઇ જઇ ક્રોધ અને તિરસ્કાર ઉભરાઇ જાય છે ! શુ એમ તો ન હોય કે માતા શુધ્ધ હિદુ હોય પણ તેને કોઇ મુસલમાને ભ્રષ્ટ કરી હોય અને તેથી મારી પ્રાપ્તી થઇ હોય ! ત્યારે હુ નહિ હિદુ કે નહિ મુસલમાન પણ વ્યભિચારથી ઉત્પન્ન થએલો કર્મહિન સતાન ! હરિ ! હરિ ! આવા વિચિત્ર સ્થાને વિપરીત સયોગોમા મને જન્માવવાનુ તારે શુ પ્રયોજન હશે ? હવે હુ ભવિષ્યમા શુ કરૂ ? મુસલમાન સુદરીઓના ધર્મનુ રક્ષણ કર્યા છતા જ્યારે બાદશાહ મારા પર ક્રોધ દર્શાવે છે ત્યારે તેની સેવા કરેલી તો સગળી વ્યર્થજ છે, તો પછી એવા અધર્મિ પુરૂષની સેવાનો પરિત્યાગ કરી રામરાજા જેવા શુરવીરનો આશ્રય સ્વિકારૂ એમા શુ અનિષ્ટ છે ! અને રામરાજાની મારાપર પરિપૂર્ણ પ્રિતિ છે, તેમના દરબારમા નરેશોને શોભે એવી

નિતિ છે તો પછી ત્યાં જવું એમાં શી ભિતિ છે ? વળી ભવિષ્યમાં તેના દરબારમાં કલહ દ્વેષ વિગેરે ઉત્પન્ન કરી તેનું પ્રબળ છિન્ન ભિન્ન કરી નાખીશ તો સમસ્ત વિદ્યાપુરના સ્વામી પણ મારાથી થઇ શકાશે પુરૂષાર્થ અને પ્રપંચથી માનવીઓ શું નથી કરતા ! ત્રિલોકનું રાજ્ય પણ અવિશ્રાંત ઉદ્યોગથી પ્રાપ્ત થાય તો ક્ષુદ્ર વિદ્યાપુરની શી વિસાત ! એ આખું સામ્રાજ્ય મેળવતાં કદાચ છળ પ્રપંચ કરવો પડે અને વિજાપુરનો ત્યાગ કરી વિદ્યાપુરની સેવા સ્વિકારવી પડે તોપણ શું થયું ? ત્યારે હવે વિલંબ શા માટે ! રામરાજાના પક્ષમાં રહીને અહીંજ કાર્ય કરીશ તો દરબારમાં વિક્ષેપ પડાવવાનું અને રાજ્યગાદી મેળવવાનું શી રીતે સાધ્ય થશે ! માટે એની સિદ્ધિ અર્થે તો મારે ત્યાંજ જવું જોઇએ, પણ જો કદાચિત હું હિંદુ જાતિનો હોઉં તો !! તો પછી, હિંદુ મહારાજ્યની આકાંક્ષા રાખવીએ વ્યર્થ છે, ત્યારે પુન એકવાર માતાને પૂછી જોઉં અને તેની સલાહ લઉં તો શું અયોગ્ય છે ?" એટલામાં તેની વિચારમંળા તૂટી "ખાનસાહેબ ! ખાનસાહેબ !" એક અનુચરે નીચેથી બુમમારી

"કોણ છે ? ઉપર આવ." અફ્ઝલખાને સત્તાદર્શક અવાજે મોટેથી ઉત્તર આપ્યો કે તરતજ એક અનુચર તેના ઓરડામાં દાખલ થયો અને કુનિશ બજાવી અદબ કરી ઉભો.

"શું છે ? છેક અત્યારે શા માટે આવ્યો ? હજી તો હું પથારીમાંથી ઉઠ્યોએ નથી." અફ્ઝલખાને ઉત્તર આપ્યો અને તે આળસ મરડીને આંખો ચોળતો પલંગ પર બેઠો થઇ ગયો.

"ખાનસાહેબ ! માતાજી આપને બોલાવે છે અને અત્યારેજ આપ આવીને તેને મળી જાઓ એમ ખાસ કહેવડાવ્યું છે" અનુચરે પ્રત્યુત્તર આપ્યો.

"ઠીક, તેમને કહો કે હું હમણાંજ આવું છું" અફઝલખાને જવાબ દીધો કે ત્વરીતજ અનુચર સલામ ભરી ચાલતો થયો. અફઝલખાન ઉઠયો અને મુખ ધોઇ 'નિમાઝ' પઢી લીધી ધર્મકર્મથી પરવારી માતાની આજ્ઞા મુજબ તે તેની પાસે ગયો

મહાલયના નીચેના નાનકડા ઓરડામા સફેદ વસ્ત્ર પહેરેલી પાત્રીસ સાડત્રિસ વર્ષની વયની સ્ત્રી સર્વાંગ ભજુતી લગાવેલી બેઠી હતી તેના મુખમંડળપર ગાંભિર્ય અને ચિંતાની છાયા પથરાએલી હતી. તેની દેહ જર્જર થઇ ગઇ હતી આંખો નિસ્તેજ લાગતી હતી. અફઝલખાન અંદર દાખલ થયો અને વંદન કરીને સામે બેઠો

'કેમ માતાજી ! આપને પ્રાતઃકાળમાંજ મને બોલાવવાની આવશ્યકતા પડી અફઝલખાને અત્યંત આશ્ચર્ય અને પ્રેમપૂર્વક પ્રશ્ન કર્યો.

"અફઝલખાન ! મને એવું કોઇ ખાસ અગત્યનું કામ નથી, પણ તું જાણતો હશે કે જે સમયે તને રજુદિને મારાથી વિખુટો પડયો ત્યારે તારી એક નાની ભગિનિ હતી અને મારી દુખી અવસ્થામાં હું મારા નયનોની કીકી જેવી તેને સાચવતી, કેટલોક કાળ ગયા પછી દુદૈવે એનું કોઇ હરણ કરી ગયું છે તેના દુખથી મારૂં હૃદય સર્વદા શોક અને ઉદ્વેગથી પ્રજ્વલિત રહે છે માટે તું ગમે તે પ્રકારે એને શોધી કાઢ અને મારી લાડઘેલી પુત્રીના મને એક વાર પુનઃદર્શન

કરાવ." પ્રભાવતીએ શાંત અને ગભીર સ્વરથી અફઝલખાનને તેના પ્રશ્નનો પ્રતિ ઉત્તર આપ્યો.

" એ શુ બોલો છો માતાજી! સ્ત્રીઓનુ રક્ષણ કરવાને તો હુ મારા પ્રાણની પણ દરકાર નથી કરતો અને તેનીજ ભગિનિ દુશ્મનોના પંજામાં પડીને દુખી થાય! હુ આપનો પુત્ર છુ આપે મારે માટે અનેક કષ્ટો સહ્યા હશે! અનેક દુખો વેઠયા હશે! શુ મારી યોગ્યતા એટલી પણ ન હોય કે હુ આવો આપનો નિર્મળ મનોભાવ પણ પૂર્ણ ન કરી શકુ? માતાજી! હું આપની સમક્ષ પ્રતિજ્ઞા કરૂ છુ કે જ્યા સુધી હુ મારી ભગિનીનો પત્તો ન મેળવીશ ત્યા સુધી કદીપણ મારા લગ્ન કરીશ નહિ હાલમાજ એક ખાનદાન કુળની કન્યા મને મળતી હતી પણ હવે આપની સમક્ષ જે પણ કર્યું છે તે પૂર્ણ કરીશ ત્યારેજ હુ બીજા કાર્યનો આરભ કરીશ." અફઝલખાને જવાબ આપ્યો.

"નહિ અફઝલખાન! એવી રીતે ભયકર પ્રતિજ્ઞા કરવાનુ કાંઇ પ્રયોજન નથી તારી ઇચ્છા હોય અને તુ કોઇ સુચારિત્રવાન યુવતીથી વિવાહયુક્ત થાય તો તેથી તો મને આનદજ છે. પરતુ હવે તારા હસ્તમાં જે સત્તા છે તેના ઉપયોગથી તુ તારી ભગિનીનો શોધ કરે એટલાજ ઉદ્દેશથી મે તને .. .."

"નહિ માતા!" તેને બોલતી અટકાવી અફઝલખાને કહ્યુ "આવી દૃઢ પ્રતિજ્ઞા વિના આવા મહાન કાર્યની કદાપી સિદ્ધિ થતી નથી જે મનુષ્ય મારી ભગિનિને લઇ ગયો હશે તેણે તેને અવશ્ય એવી ગુપ્ત જગ્યાએ રાખી હશે કે મહાન પરિશ્રમ વિના તેની પ્રાપ્તી થશેજ નહિ એટલા માટે મેં જે કર્યું છે તે સર્વથા યોગ્યજ છે તેથી આપને

દિલગીર થવાનુ લેશ પણ પ્રયોજન નથી, આવી પ્રતિજ્ઞા કરવી અને પરિશ્રમ કરવો એતો મને અતિશય પ્રિય છે”

“તે ખરૂ છે, એવો ઉત્સાહી મનુષ્યજ સૃષ્ટિમા સત્તા, ધન અને કિર્તિ મેળવી શકે છે, ફળ આપવુ એ તો શ્રીહરિના હાથમા છે, પરતુ આપણે મનુષ્ય માત્રે ઉત્સાહથી કર્મ નો કરવુજ જોઇએ મને તારા બાહુબળપર સપૂર્ણ શ્રદ્ધા છે રજ્જુદીન પણ મને એક દિવસ કહેતો હતો કે સૃષ્ટિમાં એવુ એકપણ કામ નથી કે જે અફઝલખાન ન કરી શકે મે આજ કારણસર તને બોલાવ્યો હતો હવે તારે જવુ હોય તો તને આજ્ઞા છે”

“માતાજી! મારે આપને એ સિવાય એક બીજી વાત પૂછવાની છે, જો આજ્ઞા આપો તો આપને તે વાત જણાવીશ” અફઝલખાને નવીન વાત શરૂ કરવાનો પ્રારભ કર્યો.

“ભાઇ! તારે મારી આજ્ઞા માગવાનુ હોયજ નહિ, તારે જે કહેવુ હોય તે સુખેથી કહી દે, હુ મારી અલ્પ મતિ અનુસાર અવશ્ય તનો ઘટીત ઉત્તર આપીશજ.”

“મારે આપને એ પૂછવાનુ છે કે એકવાર રામરાજાના દરબારમા એક મુસલમાન બાળાનુ રામરાજાએ ઘણુજ અપમાન કર્યુ હતુ તે વખતે મે તે અબળાની રક્ષા કરી ઉગારી લીધી હતી અને તે કાર્ય માટે મને ઘણુજ અભિમાન હતુ કે અવશ્ય મારા આવા કાર્યથી વિજાપુરનો બાદશાહ મારા પ્રસ રાજીજ થશે પણ ઉલટો બાદશાહે મને સખ્ત ઠપકો મોકલ્યો છે અને મારા હાથમાંની સઘળી સત્તા લઇ લીધી છે, રામરાજા પાસે દશ હજાર અરબ સૈનીકો છે, તેના

સૈનાધિશ તરીકે તે મને પોતાના દરબારમાં બોલાવે છે રામરાજાએ સ્વત મને વિજાપુરની નોકરીનો ત્યાગ કરી વિદ્યાપુરીની સેવા કરવા માટે નિમત્રણ કર્યુંછે તો હવે મારે શુ કરવુ ? એ વિષયક મને કાઇ સત્ય માર્ગ દેખાતો નથી."

"બેટા ! રામરાજા ઘણોજ કપટી છે. તેના નયનનુ લક્ષ અને તીરનુ ઇષ્ટસ્થાન સર્વદા ભિન્ન હોય છે. જો તેનુ કહેવુ સાચુજ હોય તો ઝાઝો ભય નથી પરતુ તે ભરદરબારમા તેનુ કરેલું અપમાન તે ભૂલ્યો ન હોય. મને ભય છે કે તને આવા પ્રપચથી વશ કરી અવશ્ય તે તારો વધ કરશે"

"માતા ! એ તો સાચુજ છે કે રામરાજા ઘણોજ પ્રપચી, દગાખોર અને ઘાતકી છે પણ તેને મારા પર કાઇ અલૌકીક સ્નેહ હોય એમ લાગે છે કારણ કે તે કોઇપણ મનુષ્ય સાથે આજ પર્યન્ત કદાપી પણ નિશસ્ત્ર ફર્યો નથી છતા પણ મારી સાથે સકોચ વિના નિશસ્ત્ર ફરે છે. કોઇને પણ પોતાના મહલયમા દાખલ થવા દેતો નથી પણ મને જવા દે છે અને વારવાર મને કહે છે કે તુ મુસલમાન નથી પણ હિદુજ છે, સાચુ કહુ તો કોણ જાણે મારા જીવનનો એ ભેદ ક્યારે ખૂલશે ? તે હું સાચુ જાણતો નથી ત્યા સુધી મારા ભવિષ્યનુ કાર્ય પણ નિયત કરી શકતો નથી." અફઝલખાને પોતે ધારેલી કથા ઉપસ્થિત કરી.

'બેટા ! તને અદ્યાપી પયન્ત વિજાપુરના બાદશાહે પોષ્યો છે. તેના પ્રેમથીજ તુ આ સર્વશ્રેષ્ઠ સ્થાને આવી શક્યો છે. તેનો વિશ્વાસઘાત કરી તુ વિદ્યાપુરનો સેવક થાય એ તને યોગ્ય લાગે છે ? પછી તો તારી ઇચ્છા ઉપર સઘળો આધાર છે. રામરાજા કહે છે તુ

હિંદુ છે તે પણ સત્ય છે, હું તને કહું છું કે તું મુસલમાન છે તે પણ સર્વથા સત્યજ છે "

"માતાજી ! આપ જરા નિષ્ઠુર થાઓ, તમારા હૃદયમાં એ કહેવા પુરતું ધૈર્ય ઉપજાવો અને મને કહી દો માતા ! કે મારા પિતાને હું શોધી કાઢું અને મારા જીવનનું કેન્દ્ર વ્યવસ્થિત કરી મારા શત્રુઓને મારી સમશેરનો સ્વાદ બતાવી દઉં, એકજ માણસ હિંદુએ હોય અને મુસલમાન પણ હોય એનો અર્થ તો એ કે કાંતો આપ અસત્ય વદો છો અથવા આપ અધર્મિ છો અને હું વ્યભિચારથી અવતરેલો પિતા વિનાનો પુત્ર છું માતાજી ! શું તમને પુન તમારા પતિને મળવાની પણ ઉત્કંઠા નથી થતી, લોકો કહે છે તમારૂં હૃદય અતિ કોમળ છે તો તમે તમારા કુટુંબ માટે પણ કેમ આમ ઉદાસ રહો છો તમારૂં હૃદય વજ્રવત કેમ થાય છે ? "

"પુત્ર ! તેનો પ્રત્યુત્તર આપવો તેના કરતાં આત્મઘાત કરીને મરવું એજ સર્વથા શ્રેષ્ઠ છે. જો તું મને એ સિવાય અન્ય કંઈ પણ પૂછવા ન માગતો હોય તો અહીંથી ચાલ્યો જા તારો પિતા હજી જીવત છે તે ખાનદાન અને ઉચ્ચકુળનો છે તારી ઘણી હઠ છે ત્યારે હું તને તારા કુટુંબની સાચી કથા કહું છું તે સાંભળી લઈ આ વાતની પુર્ણાહુતી કરી દે અફઝલખાન ! મારા પિતાની માતા હિંદુ હતી, મારી માતા પણ હિંદુ હતી અને તારો પિતા પણ હિંદુ છે એટલે તારે તો હિંદુધર્મની રક્ષા કરવી જોઈએ.'

"માતા ! ત્યારે આવું જીવન શા કામનું ! હિંદુરાજ્યમાં જઈશ તો તે મને ધિક્કારશે મુસલમાનોને જ્યારે આ વાતની ખબર પડશે

ત્યારે ત્યા પણ મારી એજ દશા થશે, પરતુ માતા ! તુ હિદુ માતાની પુત્રી હોવા છતા સદાસર્વદા મુસલમાનોનુજ હિત થાય એમ શા માટે વર્તે છે ?" અફ્ઝલખાને પોતાની નવી શકા વ્યક્ત કરી.

"અફ્ઝલખાન ! હિદુનુ હિત કે મુસલમાનોનુ કલ્યાણ એવી ભિન્નતા હવે મારામા છેજ નહિ પ્રાણીમાત્રનુ શ્રેય થાય એજમારી હાર્દિક ભાવના છે. હુ તને રામરાજાનો સેવક ન થવા કહુ છુ તેનુ કારણુ માત્ર એટલુજ છે કે મુસલમાનો મુસલમાન ધર્મ પાળનાર સર્વને સમાન ગણે છે, પછી તે ગમે તે ધર્મ, કુળ કે જ્ઞાતિનો હોય, ત્યારે હિદુઓનુ ધર્મશાસન એવુ બળવત્તર છે કે અન્યધર્માવલબી કદિ પણુ હિદુ થઇ શકતોજ નથી, આવા વિચિત્ર બધનથી અતે એક દિવસ એવો આવશેજ કે જગતમા હિદુ પ્રજા નામ શેષ પણુ રહેશે નહિ. હિદુઓ મુસલમાનોને ધિ કારે છે, તુ ત્યા જશે તો તને એવોજ ધિક્કાર સહન કરવો પડશે, અને અહીં તુ માનસહિત રહી શકશે તારી પાસે જીવનભર ચાલી શકે એટલુ દ્રવ્ય થાય કે પછી આ સઘળી ઉપાધીઓનો ત્યાગ કરી આપણે સર્વ જગતના કલ્યાણને માટે પરિભ્રમણ કરીએ અને આપણુ અવશેષ આયુષ્ય એવાજ કર્મમા પૂર્ણ કરીએ એવી મારી ઇચ્છા છે, રાજ્યકાર્યભારમા અનેક પ્રપચ અને કુકર્મો આચરવા પડે છે મને તો તનો હવે અતિશય તિરસ્કાર આવે છે "

"એ આપની અભિલાષા મિથ્યાજ છે કારણકે હાલનુ વાતા વરણુ રાજકીય વિષયોથી ભરપુર છે. યુદ્ધએ વર્તમાન હિદનુ જીવન છે, ત્યા આપણી તત્વજ્ઞાનની કથાઓ સાભળવાનો કોને અવકાશ

મળશે ? સાધુ સન્યાસી થઇને જગતને ઉપદેશ કરવા જઇશુ તો મુસલમાનો આપણો વિનાશ કરી નાખશે અને ફકીર બનીશુ તો હિંદુઓ આપણો ઉપદેશ ન શ્રવણુ કરે અહીંની નોકરી છોડી જતા રહીએ અને બીજે સ્થળે નોકરી કરી આયુષ્ય પુરૂ કરીએ તો તે શક્ય છે પણ મારે તો હવે પ્રતિધર્મિઓનુ જડમૂળ ભારતવર્ષમાથી ઉખેડી નાખવુ છે તે મારો અભિલાષ શી રીતે પાર પડે ?" અફઝલખાને પૂછ્યુ.

" એ તારી મહાત્વાકાંક્ષા સદાને માટેજ છોડી દે મે ધર્મનો ઘણો અભ્યાસ કર્યો છે સત્ય દયા અને સદાચાર એ ત્રણ નિયમોથી જગતના પ્રત્યેક ધર્મ પથો વિભુપીન છે મુસલમાન ધર્મમા પણ એ તત્વ ઓતપ્રોત વ્યાપી રહેલુ છે એટલે કોઇનો પણ નાશ કરવાનુ પ્રયોજન છેજ નહિ. એ ઘટના સર્વથા સત્ય છે કે સત્ય આદિ ધર્મ-લક્ષણો હિંદુધર્મમા પ્રચલિત છે ત્યરે મુસલમાન અતકરણોમાં તે મૃત પ્રાય અવસ્થા ભોગવે છે. એ મનુષ્યોમા એ ધર્મ સુત્રો જાગૃત કરવા વર્તમાન સ્થિતિ તો સર્વદા વ્યર્થજ છે, કારણે કે કચન અને કામિનિને અવલોકતાજ એ લોકોના નેત્ર અંધ બની જાય છે એક સમય એવો આવશે કે સમયના પ્રભાવથી પ્રભુજ સઘળા ધર્મપથ-ગામીઓના અતરની પ્રતિકુળતા મટાડી દેશે. હાલ તો બન્ને પ્રજા જોઇએ એટલા અત્યાચારો કરી લે, બળ હોય ત્યા સુધી પોતપોતાના અગ પાપથી નિસત્વ કરી નાખે એમાજ મને એમનુ કલ્યાણ ભાસે છે યુદ્ધ કરતાં કરતા જ્યારે એમની શક્તિ ખૂટશે ત્યારે પોતે ક્યાં છે તેનુ તેમને વાસ્તવીક જ્ઞાન થશે હાલ તો બન્ને પ્રજાનો યૌવન-કાળ છે. યુવાની એટલે તો જાણી જોઇને કષ્ટ વહોરી લેવાનો અવસરજ છે તે તુ ક્યાં નથી જાણતો ?

"માતાજી ! આપ એમ કહો છો ત્યારે હમણાંજ થોડો સમય ગયો કે વિજાપુર અને વિદ્યાપુરના લશ્કરો યુદ્ધને માટે તૈયાર થઇ જશે અને સગ્રામનો આરભ થશે, ત્યારે તે વખતે મારે શુ કરવુ ?"

"મારો તો એવો વિચાર છે કે ત્યારે આપણે અહીથી કોઇ ગુપ્ત સ્થળે ચાલ્યા જવુ હુ જન્મથીજ દુઃખી છુ મે મારા ધર્મને ખાતર પતિનો ત્યાગ કર્યો છે, દૈવે મારી પુત્રીનો વિયોગ પડાવ્યો છે અને ન કરે નારાયણ ને યુદ્ધથી તારો વિયોગ થાય તો મારે સસારમા સકષ્ટની અવધી થાય માટે અફઝલખાન ! હવે તો તારી સઘળી રાજ્ય લાલસા પણ મૂકી દે અને હિદુ મુસલમાનોનુ પરસ્પર વૈર પણ વિસારી દે, તેમાજ તારૂ મારૂ અને સમગ્ર જગતનુ કલ્યાણ છે"

"ખુદાના બાળકો સર્વે બધે હિદુ મુસલમાનો,
રહીમ ને રામ એ બેમા ગણો છો ભેદ તે શાનો ?
પ્રભુ છે એક સર્વેનો જગત આ તાતનુ ઘર છે,
કહે મૂસ્લીમ ખુદા જેને જગાધીશ તેજ ઇશ્વર છે,
છે એક હરિના બાળકો હિદુ મુસલમીન સર્વથા,
કાં દ્વેષ આણી નેત્રમા ત્યા ભિન્નતા માનો વૃથા"

"પરતુ મારી તો એવી ઇચ્છા છે કે વિદ્યાપુરનુ સમસ્ત રાજ્ય મારે સ્વાધીન થાય એમ કરવુ રામરાજા મારાપર સપૂર્ણ વિશ્વાસ રાખે છે, ત્યા જઇ તેના દરબારમા કલહ કરાવવો અને તેમની પ્રભુતાને છિન્નભિન્ન કરી નાખવી એ સહેલુ છે એવા પ્રપચથી સમસ્ત હિદુ રાજ્ય મારે શરણે આવે અને હુ તેનો સ્વામી થાઉ તો પછી કેમ ?

એવી સર્વોત્કૃષ્ટ મહત્તા અને વિદ્યાપુરની સર્વશ્રેષ્ઠ સલ્તનત એનાથી પછી શું અધિક કલ્યાણ કરનાર છે ?"

"કેવો મલિન વિચાર! અફ્ઝલખાન! રામરાજા તને સ્નેહથી બોલાવે છે ત્યારે તું ત્યાં જઇ તેને દગો દેવાના વિચારો રચે છે. હમણાં તારા અન્નદાતાનો-વિજાપુરનો દ્રોહ કરે અને પછી ત્યાં જઇ વિદ્યાપુરનો વિનાશ કરવાના કારસ્થાનો રચે છે બેટા! પાપનો અને પ્રભુનો ભય રાખો જગતમાં કોને કેટલા કાળ કાઢવા છે, ? પછી છળ પ્રપંચ અને દગાબાજી સઘળું શા માટે કરવું જોઇએ? સંસારના સર્વ ઉપભોગ ક્ષણભંગુર છે. માટે રાજ્ય પિપાશાનો સર્વથા ત્યાગ કરી દે અને તારા દેહમાં રહેલા આત્માને જાગૃત કરી તેમાં તન્મય થા, રામરાજાને હાથે હિંદુ રાજ્યનો મહારાષ્ટ્રમાં ઉદ્ધાર થવાનો છે માટે મને વચન આપ કે તું એનો કદી પણ વધ નહિજ કરે"

"માતા હું અવશ્ય એની આપને ખાતરી આપું છું કે કદી પણ હું તેનો વધ નહિ કરીશ અફ્ઝલખાને અલ્પ ઉત્તર આપ્યો. "બસ ત્યારે, હવે બાકીના મૂર્ખ વિચારોનો ત્યાગ કર અહીં રહીને થાય ત્યાં સુધી નોકરી કર જો યુદ્ધ ઉપસ્ત થશેજ તો આપણે ઉત્તર હિંદુસ્તાનમાં ન્હાસી જઇશું રાજસ્થાનમાં ઘણા બળવાન રાજાઓ છે ને આપણને અવશ્ય આશ્રય આપશે, માટે અનિત્ય મોહને આશા ત્યાગી દે. જગત એ જગદીશ્વરનો સંસાર છે મનુષ્ય માત્ર પ્રભુના બાળુડા છે તેનો વધ કરવો એ પ્રભુનો દ્રોહ છે, માટે પુનઃ તને કહું છું કે રાજ્યની આકાંક્ષા તજી દઇ હાલનો બ્હેનની શોધ કરવાના કાર્યમાં પરોવાઇ જા તેજ તારે માટે ખરો સત્ય સંગ્રામ છે, આત્મીય સજ્જનોને સંતોષવા એજ વિર પુરૂષોનો વિશ્રામ છે"

"જેવી આપની આજ્ઞા, કહી અફઝલખાન ઉઠ્યો, જતા જતા માતાએ તેને પાછો બોલાવ્યો

"બેટા ! તારા વદન પર પ્રસરેલી ખિન્નતા મને સ્પષ્ટ દેખાય છે મારૂ કહ્યું તને અયોગ્ય લાગતુ હોય એમ મને લાગે છે પરંતુ મને જગતનો અતિશય અનુભવ છે મારી જીંદગી મે મારા ગૃહવાસમા ગાળી છે પણ એથી પ્રભુ સ્મરણ કરવાનો, ધર્મના સાચા આદર્શ જાણવાનો અને જગતને ઓળખવાનો મને અનન્ય લાભ મળ્યો છે તેથી હુ સમજી શકી છુ કે સંસાર માત્ર ભ્રમ છે ન્યાય અને સત્યને આચરનાર સંસારમા કોઇ વિરલાજ હશે અને તેજ ખરેખર પ્રભુના પયગમ્બર છે તને અત્યારે મારા કથનનો મર્મ ભાન ન થતો હોય પણ જ્યારે તુ તારી નવિન પ્રવૃત્તિમા પડશે અને તેના ફળ ભોગવવાનો અવસર પ્રાપ્ત થશે ત્યારેજ તને તારા કૃત્યનુ યથાર્થ જ્ઞાન અને પશ્ચાતાપ થશે, માટે જો એ વિષમય જીંદગી ન અનુભવવી હોય તો તારા મલિન વિચારો તજી દે '

"માતાજી ! હવે આપ નિશ્ચિંત રહો હુ આ જવાનો વિચાર પણ પુન અંત કરણમા આણીશ નહિ અને બ્હેનની શોધ કરવાનો સંપૂર્ણ પ્રયત્ન કરીશ તારી જરૂર પડે તો મને બોલાવજો, હુ તરતજ આપની સેવામા ઉપસ્થિત થઇશ ' કહી અફઝલખાન ચાલ્યો ગયો પ્રભાવતીને એકાંતિક જીવન બહુ પ્રિય હતુ માળા લઇ તે પુન પ્રભુ સ્તવન કરવામા પ્રવૃત્ત થઇ ગઇ



# પ્રકરણ ૧૪ મું.

## રામરાજાને શરણે.

અફ્ઝલખાન ગયો અને માતાને ખાતરી આપતો ગયો કે પોતે વિજાપુરને આશ્રયે જશે નહિ પરંતુ પ્રભાવતીને તેથી સંતોષ થયો નહિ અફ્ઝલખાનની વૃત્તિ તે સ્પષ્ટપણે પારખી ગઇ હતી જતી વખતે તેનું મુખ ઉદ્વેગ અને નિરાશાથી છવાએલું હતું નેત્રોમાં પણ શોક વ્યાપેલો હતો તેનું પહેલાનું આકર્ષક મુખમંડળ પરનું તેજ ઉડી ગયું હતું વિજાપુરના બાદશાહે આપેલા ઠપકાથી તેને અત્યંત આઘાત પહોચ્યો હતો, તેમા પોતે હિંદુ પિતાનો પુત્ર છે અને પોતાની માતા મહી તથા પિતામહી પણ હિંદુજ હતા, એ સાભળી તેને મુસલમાનો પ્રત્યે અત્યંત તિરસ્કાર ઉપજ્યો અને માતામહીને ભ્રષ્ટ કરનાર વિધર્મી ઓની ગમે તે પ્રકારે પાયમાલી કરવા તેનું રૂધીર તલસી રહ્યું અફ્ઝલ ખાનના ગયા પછી પ્રભાવતી ઓરડામાં પ્રભુસ્મરણમા પ્રવૃત્ત થઈ હતી, પાસે માત્ર તેની પ્રિય દાસી ગંગાજ હતી થોડીવારમાં પ્રભાવતી ધર્મ કર્મથી નિવૃત્ત થઇ ગઇ, ગંગાએ મુખ ધોવાને તેને સ્વચ્છ પાણી આણી આપ્યું અને તે પ્રભાવતીની પાસે બેઠી, ગંગા એ હિંદુ સ્ત્રી હતી પ્રભાવતીની માતા પ્રભાવતીને બાલ્યાવસ્થામાજ મૂકીને પંચત્વને પામી ગઇ હતી એટલે ધાવ અને રક્ષક તરીકે ગંગાએજ પ્રભાવતીને ઉછેરી મોટી કરી હતી, ગંગાનો પ્રભાવતી પર એટલો અવર્ણનીય પ્રેમ હતો કે પ્રભાવતી જ્યા જ્યા ગઇ ત્યા ગંગા તેની સાથેજ તેની ચાકરી બજાવવા તત્પર રહી પ્રભાવતી પણ ગંગાને પોતાની માતા પ્રમાણે

માન આપતી હતી પ્રભાવતીની માતા મૃત્યુ પામી ત્યારે તેની ઉમર માત્ર બે માસની હતી ત્યારપછી તેને પોતાના બાલક પ્રમાણે પાળી પોષી ઉછેરવાનુ, બાલ્યાવસ્થાના તેના લાડકોડ પુરા કરવાનુ અને તેની ઇચ્છા પ્રમાણે વર્તવાનુ સઘળુ ગગાએજ કર્યું હતુ ગગા પ્રભાવતીના સ્વભાવથી પરિપૂર્ણ માહીતગાર હતી પ્રભાવતીનો સ્વભાવ બહુજ અક્કડ હતો અને જડ હતો જે હઠ એકવાર તે પકડતી તે બ્રહ્મા સમજાવે તોપણ તે છોડે એમ નહોતુ, પણ બદીવાસમા રહ્યા પછી તેના સ્વભાવમા અકથનિય પરિવર્તન થઈ ગયુ તેનામા જે દ્વેશ અને વૈર હતા તે પલટાઇ ઇર્ષાનો સમૂળો વિનાશ થઇ ગયો અને સર્વ પ્રાણીઓનુ કલ્યાણ યાચવાની પવિત્રભાવના તેના હૃદયક્ષેત્રમા વિસ્તૃત થઇ બાગ પણ‌ીજ પ્રભાવતી ઉચ્ચ સસ્કારવતી હતી, સ્ત્રી તરીકે તેની બુદ્ધિશક્તિ એક અપવાદજ હતો એની કુશાગ્રબુદ્ધિને એકાન્તવાસ અને મુસલમાની કારાગૃહવાસની નર્કયાતના જેવા ભયકર કષ્ટોથી લાભજ થયો તે સાચી સાધ્વી સ્ત્રી બની ગઇ તેના દુઃખશોકની કરુણકથની સાભળનારી અને આશ્વાસન દેનારી એક ગગાજ હતી આજે પુન તેણે ગગાને પૂછ્યુ, ‘ગગા! તને કેમ લાગે છે, આ અફ્ઝલખાન રામરાજાના દરબારમા જશે ખરો?’

“બ્હેન!” વૃદ્ધાવસ્થાએ પહોચેલી તથા પણ ચિવટ હાડકાની ગગાએ પ્રત્યુત્તર આપ્યો ‘મને તો લાગે છે કે અવશ્ય અફ્ઝલખાન રામરાજાને શરણે જશેજ કારણકે એણે પોતાને મુસલમાન માનીને વિજાપુરની કિર્તિ વધે એવુ યશસ્વી કાર્ય કર્યું છતા પણ બાદશાહે તેનો તિરસ્કાર કર્યો ત્યારે સ્વાભાવિકજ મનુષ્યમાત્રને એવી લાગણી થાય કે એવા બેકદર માલીકનો ત્યાગ કરવોજ જોઇએ તેમાએ અફ્ઝલખાન બહુ

નિન લાગણીનો છે એટલે એને એની અમર અનન્ય થવાની એમા શુ સશય છે ?"

"તને કેમ લાગે છે, એને ગનરાજાના દરબારમા જવા દેવો, ત્યા જવાથી કોઈ હાની તો નથીને ?"

"ના, ના, મને તો ગમરાજાનો લેશમાત્ર પણ વિશ્વાસ નથી કે તે ક્યારે અને કઇ પળે દગો કરશે પણ અકઝલખાન કાઇ નાનુ છોક- કે સ્ત્રી નથી કે જેને આપણે જાળવી રાખીએ માટે તમે ફકીરને એ કામ સોપી દો કે તે બરાબર તપાસ રાખે" ગગાએ ધીમે સાદે ઉત્તર આપ્યો પ્રભાવતીએ ત્વરીતજ ફકીરને બોલાવ્યો ફકીર વનવિહારનો એક વૃદ્ધ અને પ્રમાણિક અનુચર હતો તેની વય વૃદ્ધ હોવા છતા કાર્યશક્તિ અને ચપલતા યુવાનોને શરમાવતી ફકીર આવ્યો અને પ્રભાવતીની સામે બેસી ગયો "ફકીર ! તને એક કામ સોપવાનો મારો વિચાર છે બોલ તુ સારી રીતે તે બજાવશે ?" પ્રભાવતીએ પ્રશ્ન કર્યુ

"માતાજી !" ફકીરે ઉત્તર આપ્યો, વનવિહારમા પ્રભાવતીનો પ્રભાવ એવો પ્રબળ હતો કે બધા મુસલમાન સરદારો તેને દૈવી સ્ત્રી માનતા હતા તેની ગભિર મુખકાન્તી, ચિન્તાથી નિમત્વ થએલ શરીર તેની ધવલ ત્વચા અને શાન્તતાથી તે જાણે કોઇ મહાન ધર્મધારીણી સ્ત્રી હોય તેમ સૌને લાગતુ તેનુ વચન ઉઠાવી લેવામા વનવિહારના સનિકો માન સમજતા તેને વચનસિદ્ધિવાળી માનતા અને તેની આશિષ લેવાને માટે પણ તેની સેવા બજાવતા હતા ફકીરને પ્રભાવતીની આજ્ઞા ઉઠાવવાનો પ્રસગ મળ્યો તેથી તેને અતિશય આનદ થયો "આપ ફરમાવો અને તે કામ ન કરુ એ શી રીતે બનીજ શકે ? આપના મુખનો બોલ ઝીલી લેવો એ

અમારો ધર્મ છે અમે આપની સેવા બજાવવા સર્વદા ઉત્સુક છીએ આપ ફરમાવો કે મને શું કાર્ય સોપવા આપનો વિચાર છે ?"

"ફકીર ! મને તારાપર લેશમાત્ર પણ અવિશ્વાસ નથી હું જાણું છું કે તું મારો ખરો સેવક છે અને મારા પ્રત્યે તારો અખંડ ભક્તિભાવ છે પણ તને જે કાર્ય આજે સોપું છું તે કામ ખાનસાહેબના અત્યંત લાભનું છે છતા પણ તે કામ બજાવતા તારે ખાનસાહેબની અપ્રિતિ સહન કરી લેવી પડશે તથા કદાચિત તને તારા પદપરથી પણ ભ્રષ્ટ કરશે, જો તારામા એ સંકટ મહેવાની શક્તિ હોય તોજ આ કાર્ય કરવામા તારી સમ્મતિ આપજે"

"માતાજી ! મને તેનુ ભારે કષ્ટ ખમવી પડે છતા પણ હુ આપનુ કામ બજાવવા તત્પર છુ આપ આનંદથી મને જે કાર્ય કહેવુ હોય તે કહો હુ પ્રતિજ્ઞા કરુ છુ કે આપ જે કામ મને સોપશો તે બરાબર રીતે જરૂર બજાવીશ" ફકીરે ઉત્તર આપ્યો

પ્રભાવતીએ કાંઇક વિચાર કર્યો અને પુન ફકીરને જણાવ્યું "ફકીર ! ખાનસાહેબ અલ્પ અવસરમા વિજાપુરના બાદશાહનો પ્રતિકાર કરી વિદ્યાપુરના રામરાજાને શરણે જનાર છે માટે રામરાજા ગુપ્ત રીતે અત્રે આવે અથવા અફ્ઝલખાન વિદ્યાપુર જતો માલમ પડે તો તરત મને ખબર આપજે"

"માતાજી ! રામરાજા તો અત્રે આવતા નથી પરતુ અફ્ઝલખાન રોજ રાત્રીએ બહાર ફરવા જાય છે તે છેક પ્રાત કાળે આવે છે, માટે મને લાગે છે કે એજ રોજ ત્યા જતો હોવો જોઇએ. વળી પોતે રાત્રીએ ફરવા જાય છે છતા તે વાત પણ તમારાથી અને અત્રેના અન્યાન્ય

મનુષ્યોથી ગુપ્ત રાખવી એવી તેમની આજ્ઞા છે તે પરથી પણ તમારા કથનને પુષ્ટિ મળે છે આ બધી વાત પણ હુ તેમની આજ્ઞાનો લોપ કરીનેજ તમને કહુ છૂ”

"ઘણુ સારૂ થયુ ફકીર' તેનો તને બદલો અવશ્ય આપીશ હવે આજ રાત્રીએ ખાનસાહેબ જાય ત્યારે એમની પાછળ પાછળ જજે અને કયા જાય છે તે બરાબર જોઇ આવજે”

"જરૂર જઇશ, અને તરતજ આપને ખબર આપીશ કે તેઓ કયા જાય છે જો રામરાજાના દરબારમા જતા હશે તો તેમને અટકાવવા પડશે કારણ કે રામરાજા એ વિજાપુરનો પાકો નનુ છે, તેની સેવા બજાવવી એ બાદશાહનો અને પ્રભુનો ગુન્હો છે, અ '

"હશે, તે ચર્ચા કરવાનો હવે અવકાશ નથી મે તને જે કાય સોપ્યુ તે બરાબર મને સતોષ થાય એમ બજાવ' પ્રભા-તી ફકીરને બોલતો અટકાવીને બોલી અફઝલખાન ઉપર આવો એક નીચા દરજ્જાનો મનુષ્ય ગમે એવી ટીકા કરે એ તેને ગમ્યુ નહિ ફકીર સલામ ભરીને પોતે દક્ષતાપૂર્વક કાર્ય બજાવવાની ખાતરી આપી ચાલ્યો ગયો રામરાજાના સકેતાનુસાર દરરોજ રાત્રીએ અફઝલખાન તેને મળવાને જતો હતો. સંધ્યાકાળ થયો અફઝલખાને ઘોડો તૈયાર કરાવી વિધાપુર પ્રતિ પ્રયાણ કરવાની તૈયારી કરી ફકીર તેનો અગરક્ષક હતો, તેણે પણ સાથે સાથે અફઝલખાનની પાછળ જવાની તૈયારી કરી અફઝલખાનનો અશ્વ દોડયો, તેની સાથેજ ફકીરે પણ પાછળ પાછળ દોડવા માડયુ રાત્રી નિર્મળ હતી અને વનવિહારનો માર્ગ સધ્યાકાળ પછી કેવળ નિર્જન થઇ જતો. એટલે પોતાના પગલા અફઝલખાનને સભળાઇ જવાના ભયથી

તે પાછળ ઝાડને ઓથે ઓથે રહેવા પ્રયત્ન કરતો હતો. અફ્ઝલખાને વિદ્યાપુરનો માર્ગ લીધો તેની સાથે ફકીરે પણ તેજ માર્ગ લીધો. રામરાજા અફ્ઝલખાનને વિદ્યાપુરને પાદરે આવેલી ધર્મશાળામા મળતો હતો. આજ પણ નિયમ મુજબ રામરાજા ત્યા આવી પહોચ્યો હતો. સેજ અફ્ઝલખાનનો એકજ ઘોડો વિદ્યાપુર આવતો હતો. પણ આજ તેની સાથે એક બીજો પણ અશ્વ હતો. તે ઘોડો કોનો છે અને તેની ઉપર સ્વાર થનાર વ્યક્તિ કોણ છે તે ફકીરના જાણવામા આવ્યુ નહિ. ધર્મશાળાની પાસે રામરાજાનો બગલો હતો. રામરાજાએ તે ઉઘાડી આપ્યો. અફ્ઝલખાન અને તેની સાથેની વ્યક્તિ બન્ને અદર ગયા, રામરાજા પણ અદર પેઠો. રામરાજા અને અફ્ઝલખાન બન્ને બગલાના દિવાનખાનામા આવીને બેઠા અને વાતનો પ્રસગ ઉપસ્થિત કર્યો.

"મહારાજ ! હવે આપની સઘળી ઇચ્છા પરિપૂર્ણ થશેજ. હુ મારો વિજાપુર જોડેનો સઘળો સબધ છોડીને આવ્યો છુ. મે આપની નોકરી સ્વિકારી છે અને વિજાપુરનો સદાકાળને માટે પરિત્યાગ કર્યો છે. મે બાદશાહને જણાવી દીધુ છે કે હુ હવે આજથી તમારો સેવક નથી.' અફ્ઝલખાને હાસ્યમિશ્રિત છટાએ જણાવ્યુ.

"કેમ તમારો વિચાર આમ એકાએક પલટાઈ ગયો ? વિજાપુરના સેવક તરીકે રહી તેના ગુપ્ત વૃતાતો જાણવા અને તે મને જણાવવા એવો પ્રથમ તમારો વિચાર હતો. પછી આમ તેમા એકાએક પરિવર્તન શાથી થયુ ?" રામરાજાએ આશ્ચર્યચકિત થઇ પૂછ્યુ.

"મહારાજ ! મારા અન્નદાતાની સેવાનો પરિત્યાગ કરી એક પાપ તો મે કર્યુજ છે પણ ઘણી વિશ્વાસઘાત કરવાનું બીજુ પાપ કરું

"તમે જાણો છો કે પ્રતિદિન મહારાષ્ટ્રની પરિસ્થિતિ બદલાતી જાય છે, રાજ સેવકોના મન પણ પ્રામાણિક નથી, તેમની દ્રવ્ય પિપાશા નિરંતર વૃદ્ધિ પામતી જાય છે અને એવા અનેક બનાવો બને છે કે રાજ્યના, દ્રવ્યના અથવા સત્તાના લોભની ખાતર ઘણીવાર ઘણા પુરુષો અધર્માચરણી થાય છે અત્યારે મારા જે અંગરક્ષકો છે તેમના પર મને પુરતો વિશ્વાસ નથી અને તમારા જેવો કાર્યકુશળ સરદાર પણ એમા નથી માટે હુ તમને મારા અંગરક્ષકના મુખ્યાધિકારી તરીકે નિયત કરુ છુ તમારાપર મને એટલો સ્નેહ છે કે તમને મારા નેત્ર સમિપથી દૂર કરવા એ મને ઘણુજ વિકટ લાગે છે અંગરક્ષકનુ પદ સ્વિકારવાથી તમે મારી પાસને પાસે રહી શકશો એ પણ લાભ છે"

"મહારાજ ! આપ નામવરની એવી ઇચ્છા છે તો ભલે મારે તો આપની આજ્ઞા વંદ્ય છે, પણ તેથી મને યુદ્ધકળામા મારુ પરાક્રમ બતાવવાનો સમય મળશે નહિ, મારી ઇચ્છા છે કે હુ આપને એક વાર મારા કૌશલ્યનો પરિચય કરાઉ આપની સન્મુખ રહેવાથી મને સવદા યુદ્ધથી વિમુખજ રહેવુ પડશે"

"નાના તમે તેથી જરા પણ ચિંતા રાખશો નહિ" રામરાજાએ ઉત્તર આપ્યો, તેને હજી અફ્ઝલખાન પર સપૂર્ણ વિશ્વાસ નહોતો, એટલે તે હમેશા પોતાના નયન સન્મુખજ રહે એમ રામરાજાની ઇચ્છા હતી અફ્ઝલખાન મુસલમાન સસ્કૃતિમા ઉછરેલો મનુષ્ય છે એ રામરાજાથી અપરિચિત નહોતુ, તેણે આગળ ચલાવ્યુ, "મને તમારી વિરતા માટે સપૂર્ણ વિશ્વાસ છે તમે એક વિર પિતાના પુત્ર છો એટલે તેના જેવાજ તમે પરાક્રમી નિવડો એમા શુ આશ્ચર્ય છે ! માટે કાલથીજ તમે દરબારમા પણ આવવાનો આરંભ કરી વિદ્યાપુરની સેવામા નિયુક્ત થાઓ."

"પણ મહારાજ ! હુ મુસલમાન છું. આપના દરબારમા મુસલમાનો પ્રત્યે અત્યત તિરસ્કાર અને ધિક્કાર છે અને તે હોય તે પણ સ્વાભાવીક છે એટલે આપ મને દરબારમા સન્માન આપશો તેથી દરબારીઓ આપના પર ગુસ્સે થશે અને તમારી પ્રતિષ્ઠાનો નાશ થશે સઘળા સરદારો આપને મને ન રાખવા સમજાવશે અને આપ તેમના કથનનો પ્રતિકાર કરશો કે દરબારમા માહોમાહે કલહ અને કુસપ ફેલાશે તેના કરતા મને દરબારથી વિમુખ રાખો એજ સર્વથા ઉચિત છે હુ આપના સેવક તરીકે દરબારમા આવીશ પરતુ દરબારીઓને શકા ઉપજશે કે રખેને એ વિજાપુરનો ગુપ્ત દૂત તો ન હોય કારણ કે તમારી જોડે મે ચલાવેલુ વતન તો જગતવિખ્યાત થઇ ગયુ છે '

'અફઝલખાન ' તેનો ઉ તમને એક માગ બતાવુ છું હુ તમારે માટે અત્યારેજ મિજો પોષાક મોકલુ છું તમે તમારા મુસલમાન વસ્ત્ર ત્યજી દઇ તે વસ્ત્ર ધારણ કરી લેજો અને તમે પોતાને રાજપુતાનાના ખાનદાન કુળના રજપુત તરીકે ઓળખાવજો, તમે હિંદુ હો તેજ પ્રમાણે સઘળા સાથે વર્તજો અને તમારો ભેદ કદીએ ખુલવા દેશો નહિ તમારૂ અભિધાન રણધીરસિંહ છે એમ કહેજો. વિજાપુરના દરબારમા વેષ બદલાવીને મેજ તમને મોકલેલા અને તમારૂ મારૂ થએલુ તોફાન અમારી ગુપ્ત સત્તા પ્રમાણે થયુ હતુ, એમ તમારા આવ્યા પહેલા હુ દરબારમા જાહેર કરી દઇશ એટલે પછી કોઇપણ પ્રકારનો ભય ઉપસ્થિત થાય એમ રહેશે નહિ.'

"પણ આપનુ એ કપટ ઘણો સમય ચાલશે નહિ" અફઝલખાને ફરી પોતાની શકા બતાવી, "આપના દરબારીઓનો એવો રિવાજ છે

કે હિંદુ વારતહેવારે, ધર્મપર્વોને દિવસ તેઓ અરસપરસ દરબારીઓને જમવા નોતરે છે, તેવે પ્રસંગે આપ મારો શી રીતે સ્વિકાર કરી શકશો ? જે ધર્મને માટે આપ લડી રહ્યા છો તે ધર્મ મારે ખાતર જાય અને આપના સરદારો પણ ભ્રષ્ટ થાય એ સર્વથા અનુચિતજ છે, વળી કદાચ અન્ય સરદારો અજાનતામાં મારો સત્કાર કરશે પણ આપ જાણો છો કે હું મુસલમાન છું તો શું જાણી જોઇને તમે ધર્મદ્રોહ કરશો ?" અફઝલખાંને મહદ્દય નહી શકા કહાની

"તમે અમારી સાથે આવો અને અમે તમને સત્કારીએ એ સર્વથા ઉચીતજ છે કારણકે તમે મુસલમાન નથી કિંતુ હિંદુજ છો તમારા માતા પિતા કોણ છે તે હું તમને થોડા વખત પછી કહીશ, ત્યારે તમે જાણશો કે તમે એક સાચેસાચા હિંદુજ છો પછી અમારી પંક્તિમા તમારો સત્કાર કરવાને અને તમને સાથે લઇને ભોજન વ્યવસાય ચલાવવાને લેશમાત્રપણ વાંધો નથી, પરંતુ તમારી બાલ્યાવસ્થા સઘળી મુસલમાનોના સહવાસમા ગઇ છે એટલે તમારી રીતભાત સર્વથા એમના જેવીજ થઈ ગઇ છે તેથી તમે વિધર્મી તરીકે પરખાઇ ન જાઓ તે સભાળજો તમને પાળી પોષીને ઉછેરનાર રજુદીન પણ હિંદુજ છે એ ભૂતકાળમા મારો નોકર હતો એનુ સાચુ નામ રામનાથ છે તેને પણ મુસલમાનોએ વટલાવીનેજ વિધર્મી બનાવ્યો છે"

"જો આપને વાંધો ન હોય તો હિંદુ ગણાવા માટે હું એવું આદર્શ વર્તન રાખીશ કે મને કોઇપણ વ્યક્તિ વિધર્મી તરીકે જાણી શકશે નહિ આપની ભાષા તો મને સુસાધ્ય છે, હવે મારી આપને અંતિમ પ્રાર્થના છે કે હું નવિન હોવાથી અને મારૂ અત્રે આગમન

અહિં પ્રસગ મહા વિચિત્ર હોવાથી મારે માટે આપને કાને વિવિધ કથનીઓ આવશે અથવા કોઇ મારી વિરૂદ્ધ ઉશ્કેરશે તો આપ તેને સત્ય માનશો નહિ હું અત્યારે આપની સમક્ષ પુન પ્રભુને સાનિ'ધ્યમા રાખીને કહુ છુ કે મુસલમાનોનો વિનાશ થાય એમજ હવે હુ કરીશ મુસલમાનોએ મારી માતામહીને પણ અત્યત કષ્ટો આપ્યા છે અને વિજાપુરના બાદશાહે મારી માતાને બદીવાસ આપી દુ ખની અવધી કરી છે તેનુ વેર સાધવા માટે હવે હુ અવિશ્રાન્ત યત્ન આદરીશ' અફઝલખાને કહ્યુ

"તમારા કાર્યમા અવશ્ય પ્રભુ તમને સહાયતા આપશે તમે મહા સત્વશ નિશ્ચિન્ત રહો વિજાપુરના બાદશાહના કર્મો એવા છે કે પ્રભુનીજ આપણને દૈવી સહાય મળશે અને જે રાજ્યે તમારૂ અપમાન કર્યુ છે તેનો તમારે હાથેજ નાશ થશે, એનો મગલ અવસરપણ આવશે મને તમારો પૂર્ણ વિશ્વાસ છે ગાઇનુ પણ કહ્યુ માનીને તમને વિના વાકે ધિક્કારૂ એવો હુ મૂર્ખ નથી, આતો વિદ્યાપુરનુ રાજ્ય છે, વિજાપુરનુ રાજ્ય નથી વળી તમે મારા સાચા સ્નેહી અને સબધી પણ છો એ કથા હુ તમને આજે કહુ તો તમને અવર્ણનીય હર્ષ થાય, પરતુ સર્વ કાંઈ યથા સમયેજ શોભે છે એટલે તે સાનુકુળ સમય આવતા હુ તમને તમારા જીવનનો એક અતિ મહત્વનો પ્રસગ કહી દેઇશ કે પછી આપણી વચ્ચે પ્રસ્તુત સમયે છે એટલો અન્તરાય પણ રહેશે નહિ "

"મહારાજ ! પણ હુ પુન આપને કહુ છુ કે આપના અગરક્ષક તરીકે મને ન રાખો તો આપની કૃપા "

"હાલ તો મારી ઇચ્છા પ્રમાણેજ થવાદો ભવિષ્યની વાત કાળના ગર્ભમા છે. ચાલો હવે તો હુ જાઉ છુ અને તમારે માટે હિંદુના

પોષાક મોકલાવું છું અમારા મહારાષ્ટ્રીઓ મહા વિલક્ષણ, કુશાગ્ર બુદ્ધિના અને ચંચળ છે તમે તેમના પાશમાં ન આવો એ સંભાળજો કદાચ કોઈ સરદાર કાંઈ પ્રશ્ન પૂછે તો યથાશક્તિ ઉત્તર આપજો, પરન્તુ સર્વથી ઉત્તમ તો એજ છે કે કોઈની સાથે ઝાઝો પરિચયજ રાખશો નહિ હું તમને હમેશાં સાંઝે મહાલયે બોલાવીશ ત્યાં આવજો, હવે રાત્રી ઘણી ગઈ છે અને મને નિદ્રા આવે છે માટે હું જાઉં છું' એમ કહી રામરાજા બગનો છોડીને પોતાને મહાલયે ચાલ્યો ગયો, આજે એક રીતે રામરાજાના હૃદયમાં હર્ષ સમાતો નહોતો બીજી તરફ તે પોતાનો પુત્ર છે એ ઘટના સ્મૃતિપથમાં આવતા તેને અફ્‌ઝલખાન પર અદ્વિતિય પ્રેમ ઉપજતો હતો માતાના ઉપદેશ પછી અફ્‌ઝલખાનના હૃદયમાં ઉપજેલી રાજ્યપિપાશા પલાઈ ગઈ હતી અને વિજાપુરનો નાશ કરવાને તેને સાચી ઉત્કંઠા થઈ હતી અફ્‌ઝલખાનની સાથે આવેલો તેનો અનુચર ફકીર પણ મહાલયમાં ઘુસી ગયો હતો અને રામરાજા તથા અફ્‌ઝલખાન વચ્ચે થએલી સઘળી વાત સાંભળી હતી, રામરાજા ગયો કે તરતજ ફકીર વનવિહાર તરફ જવા નીકળ્યો દ્વારમાંથી બહાર નિકળતા પ્રારબ્ધયોગે અફ્‌ઝલખાનની દૃષ્ટિ તેના ઉપર પડી ત્વરીતજ અફ્‌ઝલખાન નગ્ન તલવાર ખેંચી ફકીર ઉપર દોડયો. દાદરના પગથીઆ વટાવતો અફ્‌ઝલખાન નીચે આવીને ફકીરપર તલવારનો પ્રહાર કરે તે પહેલાજ ફકીરે દ્વાર આગળ બાંધેલા બે અશ્વમાંથી એકને કાપી નાખ્યો અને બીજાપર પોતે સ્વાર થઈ તરતજ તેણે વનવિહારને માર્ગે પ્રયાણ કર્યું અફ્‌ઝલખાન પાછળ દોડયો અને બુમ મારી, "ફકીર! ફકીર! જો તને મેં કરેલા ઉપકારોનું કાંઈપણ સ્મરણ હોય તો જરા ઉભો રહે"

"નામવર! આપ છો એટલે છેટેજ ઉભા રહીને વાત કરશો તો હુ જરૂર ઉભો રહીશ" ફકીરે ઘોડા ઉપરથીજ મોટે સાદે પ્રત્યુત્તર આપ્યો ફકીરે જો બીજા ઘોડાનો વધ ન કર્યો હોત તો જરૂર અફ્ઝલખાન અશ્વસ્વાર થઈ ફકીરને પકડી પાડત અને તે વનવિહાર પહોચે તે પહેલાજ તેને સદાકાળને માટે સસારથી મુક્ત કરી નાખ્યો હોત, પણ સમયસૂચકતા વાપરી ફકીરે અફ્ઝલખાનને પોતાને શરણે નમવાની ફરજ પાડી

"ફકીર! હુ તને મારવાનો નથી, તુ ભય ના રાખ, પણ મને સાચુ કહે તે અમારી સઘળી વાત સાભળી છે? તુ જાણે છે કે અમે મહાલયમા કેટલા મનુષ્યો હતા? તે એકદમ આ ધુસી આવવાની હિમત કરી તો શુ તને જરાપણ ભય ન લાગ્યો?" અફ્ઝલખાને પૂછ્યુ તે જાણતો હતો કે ફકીર કેવળ સત્યવક્તા છે અફ્ઝલખાનને પોતાની વાત પ્રકાશમા આવે તેના કરતા પોતાની સાથે ત્રીજી વ્યક્તિ કોણ છે એ વાત જાહેરમા આવે તેનો વધારે ભય હતો

"ગરીબપરવર! એક આપ હતા અને બીજો પેલો બદમાસ કાફર રામચદ્રદેવ ત્રીજો મનુષ્ય જે આપની સાથેજ વનવિહારથી છે તેને હુ પારખી શકતો નથી મે આપની ઉભયની સઘળી વાતો સાભળી છે નામદાર! મને ક્ષમા કરો આપની પાછળ આવવુ અને આપના કુટીલ કારસ્થાનોનુ નિરીક્ષણ કરવુ એ માતાજીની આજ્ઞા છે અને હુ માત્ર તે પ્રમાણેજ વર્ત્યો છુ એમા મારો કાઇજ દોષ નથી" ફકીરે જણાવ્યુ

"ઠીક, તો હવે માતાજીને એટલુ જણાવી દેજો કે તમારો પુત્ર તેના ભાવી ઉત્કર્ષને માટે વિજાપુરના એકદર બાદશાહના સેવકપદનો ત્યાગ

કરી રામરાજાના દરબારમા જઇ રહ્યો છે તે પુન હવે બાદશાહના રાજ્યમા પગ પણ મૂકશે નહિ, તેમ આપને પણ મળશે નહિ, જો તમારે તેને મળવુ હોય તો વિધાપુરના પાદરેની ધમશાળા પાસેના રામરાજાના મહાલયમા તેનો મેળાપ થશે તમે હાલ જ્યા છો ત્યાજ કાયમ રહેશો તો ભવિષ્યમા પ્રભુ સહુ સારૂ જ કરશે રજુદીનને કહેજો કે માતાજીની તથા ગગાની બરાબર સભાળ રાખજો"

"ખુદાવદ! આપનો સદેશો બરાબર હુ માતાજીને કહીશ પણ હુઝુર આપની '

"ખબરદાર?' તેને વચ્ચેજ બોલતો અટકાવી નાખીને અફ્ઝલખાને કહ્યુ, "ફકીર! મે તને મને સલાહ આપવા માટે બોલાવ્યો નથી તને સોપ્યુ એટલ કામ કર અને હવે એકદમ ચાલ્યો જા નહિ તો એક પણ ક્ષણનો વિલબ કર્યા વગર તમારી અને મારી વચ્ચે શત્રુતા થએલી સમજી લેજો"

ફકીર પ્રત્યુત્તરમા જરા તિરસ્કાર યુક્ત હસ્યો અને તે પ્રશ્નનો ઉત્તર મળે તે પહેલાજ અફ્ઝલખાને હતાશ થઈ પુઠ ફેરવી ફકીરે પણ પોતાનો અશ્વ દોડાવી મકયો અફઝલખાને ફકીરના ઘોડાના પગના દાબડા સાભળી શકાય ત્યા સુધી સાભળ્યા તેનુ અતર પણ અસ્વસ્થ અને ચિતામગ્ન હતુ વિશ્રાતી લેવા અફ્ઝલખાન મહાલયમા જઇ પલગપર પડયો ફકીર વનવિહાર પહોચ્યો ત્યારે પ્રાત કાળ થવા આવ્યો હતો, પણ મનુષ્યો સ્પષ્ટપણે ઓળખાતા નહોતા, ફકીરે એકદમ પ્રભાવતીના ઓરડાનો માર્ગ લીધો પ્રભાવતી વનવિહારના મહાલયમા છેક નીચેના ઓરડામા રહેતી હતી ફકીરે ઓરડાના બારણાને હડસેલો

માર્યો, તેવુજ બારણુ ઉઘડી ગયુ ઓરડામા મદ મદ દીવક પ્રકાશ જણાતો હતો પ્રભાવતી પ્રભુસ્તવન કરતી બેઠી હતી ફકીરે શ્વાસ ખાવા જેટલો પણ અવકાશ મેળવ્યા વિના જણાવ્યુ, "માતાજી ! ખાનસાહેબ ગયા "

"હે, ક્યારે અને કેવી રીતે ગયા ?" પ્રભાવતીએ આશ્ચર્ય ચકિત થઇ પૂછ્યુ

"ગઇ કાલે રાત્રીએજ તેઓ ચાલ્યા ગયા આપની આજ્ઞા મુજબ હુ પણ સાથે ગયો હતો રામરાજાએ તેમને વિદ્યાપુરને પાદરેજ સુદર મહેલ રહેવા આપ્યો છે અત્રેથી જતાજ તેમની સાથે એક બીજો પણ માણસ હતો પણ તે કોણ હશે એ હુ પારખી શક્યો નહિ, રામરાજાએ તેને પોતાના અગરક્ષક તરીકે રાખ્યો છે અને તેને સરદારની પદવી આપી છે હાલમા તે રાજસ્થાનના હિદુ સરદાર તરીકે રહેવાનો છે આપને અહીંજ રહેવાનો સદેશો કહેવડાવ્યો છે અને કહ્યુ છે કે ભવિષ્યમા પ્રભુ સર્વ કાઇ સારૂ જ કરશે માટે ચિંતા રાખશો નહિ" ફકીરે સઘળી બાબત અલ્પ શબ્દોમા વર્ણવી

"રામરાજાની કપટજાળમા તે અને ફસાયો છે, પણ તેમા તો બન્નેનુ મને અહિત ભાસે છે આનુ પરિણામ એ આવવાનુ કે અફઝલખાનને હાથે રામરાજાનુ મૃત્યુ કે રામરાજાને હાથે અફઝલખાનનો નાશ, એ સિવાય બીજુ કાઇજ થશે નહિ કારણકે બન્નેનો સ્વભાવ ઉદ્ધત અને ઉગ્ર છે તથા બને અવિચારી છે ફકીર ! હુ ગમે તે પ્રકારે એને સમજાવીશ અને બાજી બદલાવી દઇશ પણ હાલમા મને એક વચન આપ કે આ વાત તારે કોઇને પણ કદીએ કહેવી નહિ, કોઇ પૂછે તો કહેવુ કે ખાન સાહેબ બાદશાહના કામસર ઉત્તર હિંદુસ્થાનની મુસાફરીએ ગયા છે "

જી, આપ મારા તરફની લેશ પણ ચિંતા રાખશો નહિ, હું અવશ્ય તેમ કરીશ" કહી ફકીરે પોતાનો માર્ગ લીધો

"ગંગા !" પ્રભાવતીએ તેની માતા તુલ્ય દાસી તરફ દ્રષ્ટિવાળી, "મારો વિચાર હતો કે જે રામરાજાએ વિશ્વાસઘાત કરી આ સઘળો અનર્થ નિપજાવ્યો છે, તેનાથી હમ્મેશા વિમુખજ રહેવું, પણ મારી આશા નિષ્ફળ ગઇ"

"બ્હેન ! તેનો શોક કરવો વૃથા છે મારી બુદ્ધિ પ્રમાણે તો જે થયું તે સારૂંજ થયું છે, અને હવે બગડેલી બાજી સુધારવી કે બગાડવી એ તમારા હાથમાં નથી રહી માટે હવે તો હરિને આશ્રયે નૌકા પડી છે તેને માટે સંતાપ કરવો નકામો છે" ગંગાએ ઉત્તર આપ્યો

પ્રભાતની મનોહર શાંતિપર પડદો પડી ગયો પરમ પ્રતાપી પ્રભાકર ધીમે ધીમે પૂર્ણરૂપે પ્રકાશના લાગ્યા જગત પ્રવૃત્તિના પાશમાં જોડાયું



# પ્રકરણ ૧૫ મું.

## ભદ્રામાતાને શરણે.

આકાશમા પ્રકાશના પુનિત પગલા મડાયા, સોનેરી રંગોના કોમળ પડોનુ આચ્છાદન થયુ, બાલ દિવાકરના સુકોમળ શિતરશ્મિ પ્રસરવા લાગ્યા, મદમદ અનીલ લહરીઓ આવવા લાગી, વૃક્ષો અને વેલીઓમાથી અલૌકીક સુવાસ નિકળવા લાગી, પક્ષીઓના મધુર સ્વર કર્ણેન્દ્રિયને સ્પર્ષ્યાં ભદ્રાનુ વહેતુ ખળખળ સલિલ શાત હતુ, તેમા નીલવર્ણી આકાશની છાયા સ્પષ્ટ અવલોકાતી શાતીનું સામ્રાજ્ય વ્યાપ્ત થએલુ હતુ આકાશની છાયા પડવાથી ભદ્રામા જાણે શુભ્ર વસ્ત્ર બીછાવેલુ હોય એમ લાગતુ સરિતાના સુદર તટપર પથરાએલુ વનવિહાર કરનારીઓને પણ લોભાવી નિરખનારના નયણા ઠારતુ ભદ્રાને તીરે રાજશાહી કુટુબોને સ્નાન કરવા સુદર ઓવારો બાધ્યો હતો ત્યા પ્રભાવતી સ્નાન કરી નિવૃત થઇ બેઠી હતી પાસે તેની માતૃતુલ્ય ગગા બેઠી હતી બન્ને વચ્ચે રામરાજા અને અફઝલખાનના સબધમા વાતો ચાલતી હતી એટલામા પાછળથી ફકીર દોડતો દોડતો આવ્યો અને પ્રભાવતીને ઉદ્દેશીને કહેવા લાગ્યો, "હમણાજ મને માર્ગમા રામરાજા તેના અનુચરો સાથે અત્રે આવતો મળ્યો તે આજે અત્રેથી તમને બળાત્કારે વિદ્યાપુર લઇ જવા માટે આવે છે"

"ફકીર!" પ્રભાવતી બોલી, "તે કાળાન્તરે પણ શક્ય નથી હુ હવે રામરાજાનુ મુખદર્શન કરવા પણ ઇચ્છતી નથી મારી સાથે એણે સર્વ પ્રકારનુ વૈર સાધી લીધુ છે અને પુત્રને ખેચી લઈ મારા આત્માનો એણે સપૂર્ણ વિનાશ કર્યો છે, હવે એ દુષ્ટને મળવુ કેવુ ? । જા ફકીર!

તે વનવિહારમાં પગ પણ ન મકી શકે એવું કરો, દ્વારપાળને ફરમાવો કે તેને અંદર આવવા દેશો નહિ"

"પરંતુ માતાજી! તે થઈ શકે એમ નથી કારણ કે રજુદિન એ હિંદુ રાજાનો સાચો મિત્ર છે તેણે પ્રાતનગેજ દ્વારપાળ તરીકે અને બહ્લી ત્યા બીજા અનુચરોને મૂકયા છે એટલે રામરાજાનો આ વિચાર રજુદ્દિનને પૂર્ણત માહિત હોવો જોઇએ માટે હવે તો કોઇ પણ પ્રકારે શઠતાથી રામરાજાને દૂર કરવોજ હિતાવહ છે"

"તે ગમે તેમ હોય પણ ફકીર! રામરાજાને વનવિહારમા પગ સરખો પણ મૂકવા દેશો નહિ, તેનુ નામ સાભળતા મને અનત પાપ લાગે છે એ દુષ્ટને મારે મુન જોવો નથી કે તેની સાથે બોલવુ ચાલવુ નથી'

"માતાજી! પણ તે તદ્દન અશક્ય છે વનવિહાર પર રામરાજાની સત્તા છે અને રજુદ્દિન તેનો સંપૂર્ણ મળતીયો છે પ્રસ્તુત સમયે આપણે સર્વથા પરાધીન છઇએ જો હાલમા રામરાજાને અટકાવીશુ તો તે બળાત્કારથી પણ તેની ધારણા પૂર્ણ કરશે અને આપણા સૈનીકોનુ રક્ત રેડાશે જો આવો પ્રકાર છે તો પછી વિના કારણ દાવાનળના નિવણ વાદળનો પ્રતિકાર કરવો એમા શો સાર છે? પણ હા, એક રીતી અવશેષ છે જો ગગા તેમની સાથે વાતચીત કરી આજે તેમને પાછા કહાડે તો તે બની શકે એમ છે?"

"બને ગગા! તુ જઇ મહાલયના મુખ્યદ્વારપર તારી અનત જગાએ એમ, અને રામરાજાને કોઇપણ રીતે સમજાવીને પાછો કહાડ. ગમે તે પ્રકારે પણ તે મારી પાસે ન આવી શકે એમ કર રામરાજાને

જોવાથી પુન પ્રાચિન બનાવોની મને સ્મૃતિ થશે અને આ મહાલય અને વનવિહાર પર પણ તેવોજ ધિક્કાર અને તિરસ્કાર ઉપજશે જા ગગા! જલદી જા" પ્રભાવતીએ ગગાને આજ્ઞા કરી

આજ્ઞા મળતાજ ગગા ચાલી ગઇ, પાછળ માત્ર ફકીર અને પ્રભાવતી બે રહ્યા પ્રભાવતીએ તેને પણ જવાની આજ્ઞા આપી અને પોતે માળા લઇ હરિસ્મરણ કરવામા તન્મય થઇ પાએક કલાક વિત્યો હશે એટલામા રામરાજાની સ્વારી વનવિહારમા આવી પહોચી વનવિહાર તેને સુપરિચિત હતો પોતાનો અશ્વ સાથે આવેલા અનુચરને સોપી ત્વરીતજ તે મહાલય ઉપર ચઢી ગયો જે ગગા પૂર્વે દ્વારપાળનુ કાર્ય બજાવવા બેસતી, તેજ ગગા વિધર્મિ વસ્ત્રોમા સજ્જ થઇ બેઠેલી દ્રષ્ટિગોચર થઇ, તેની તેજ ગગાનુ મુખ આજે બદલાએલુ દેખાતુ હતુ તેના નેત્રોમા પ્રેમ નહોતો પણ રામરાજા પ્રત્યે દ્વેશ અને તિરસ્કાર છવાએલા હતા રામરાજાને નિરખ્યા છતા ગગા પાષાણની પુતળી માફક સ્થિર બેસીજ રહી રામરાજાએ ગગાના મુખપર દ્રશ્યમાન થતા ભાવો પરથી કાઇક અશે તેનુ અતર પારખ્યુ, જગ પોતે મૌન્ય રહ્યો અને અતે તેણેજ વાત કરવાનો પ્રસગ આરભ્યો પ્રભાવતીની આત્મકથા જાણવા તે અધિરો બની ગયો હતો, ત્યારે પ્રભાવતીને તેની પરવા સરખીયે નહોતી "કેમ ગગા? તુ મને ઘણો કાળ વિતિ જવાથી કદાચ ઓળખતી નહોય! તને યાદ નહિ હશે કે એકવાર મે તને આજ સ્થાનમા તારી માનીતી પ્રભાનુ રક્ષણ કરવા મારી દાસી તરીકે રાખી હતી તે વખતે તુ મારા પર કેટલો સ્નેહ રાખતી, તારી મમતા અસીમ હતી આજ તારી દ્રષ્ટિમા વિષ કેમ લાગે છે?" રામરાજાએ વાર્તાનો પ્રસગ ઉપાડયો અને પ્રત્યુત્તરની રાહ જોવાને બોલતો સ્થભ્યો.

"ના મહારાજ ! મને તે ભુતકાલીન કથાનું સંપૂર્ણ સ્મરણ છે, તે પ્રસંગ ભૂલાય એવાજ નથી આજે પણ તે પ્રસંગો જાણે ગઇ કાલેજ ન બન્યા હોય એવા તાજાજ ભાસ છે, મને તેની સંપૂર્ણ સ્મૃતિ છે અને આપના કૃત્યોજ એવા છે કે જે ભવાયા ભૂલી શકાતા નથી સદાકાળને માટે યાદજ રહી ગયા છે અને હજી જ્યાં સુધી આયુષ્ય રહેશે ત્યાં સુધી કાયમજ રહેશે" ગંગાએ જણાવ્યું, ગંગા વૃદ્ધ હતી પણ તેની વાગશૈલી એવી તિવ્ર અને મોહક હતી કે ગમે તેવી વિચક્ષણ વ્યક્તિને પણ ક્ષણવાર તે તેનું સાનભાન ભૂલાવી દેતી

"ગંગા ! તારૂં બોલવું સઘળું દ્વેશયુક્ત છે તારા મનમાં હજી મારા પ્રત્યે તિરસ્કાર છે તું તે ભૂલી જા, અને એકવાર પુનઃ પહેલાના પ્રસંગોનું સ્મરણ કર પહેલા તું મારા પ્રત્યે કેટલો પ્રેમ રાખતી, તારી મારી પ્રત્યે કેટલી ભક્તિ હતી, તેની યાદકર અને મે કાંઇ ન ભૂલાય એવું કર્યું હોય તે પણ ભૂલી જા એકવાર પુનઃ આપણો પૂર્વ પ્રસંગ જાગૃત કર, આપણે એકવાર જુદા પડયા અને પાછા પ્રભુ કૃપાથી એકત્ર થયા હવે શા માટે તું વૃથા દ્વેશ કરે છે, હરિની ઇચ્છાજ આપણા સઘળાનો મેળાપ કરાવવાની છે અફઝલખાન અથવા પૂર્વાશ્રમી રઘુનાથને હાથે હજી મહાન કામો થવાના અવશેષ છે, આખી મુસલમાની સલ્તનત તેને હાથે છિન્ન ભિન્ન થવાની છે, તેને સ્હાયતા આપવામાંજ આ ણા જીવનનો અવશેષ ભાગ ગાળવાના છે, તેમાં તું અને પ્રભાવતી સ્હાયતા આપો એટલીજ મારા હૃદયમાં અભિલાષા છે માટે તું મને ગમે તે પ્રકારે પ્રભાનો મેળાપ કરાવી આપ" રામરાજાએ કહ્યું

"મહારાજ !" રામરાજાએ પૂછેલા પ્રશ્નનો પ્રત્યુત્તર આપવો બાજુ એ રાખી ગંગાએ નવીન પ્રશ્નજ ઉપસ્થિત કરી જણાવ્યું, "આપને હું એક પ્રશ્ન પૂછું છું, જો આપની આજ્ઞા હોયતો"

"ગગા! તે માટે ત મ ી આ્ગ શ માગે છે? એક નહિ પણુ અ ક પ્રશ્નો પછ્ ગ ોય તા ૫ડી વે હુ તે સઘળાનો જવાબ યથા- ત જરૂ આપીશ" રામરાજાએ ઉતર આ ગ્યો

'આપને પ્રભાવતી પર ખરેખરા પ્રેમ હતો ? અને હાલમા પણુ તેટલોજ પ્રેમ કાયમ છે?'

"જરૂર ગગા' એને માટે સશયજ નહોય હુ પૂર્વકાળમા પણુ મારા સાચા સ્નેહી તરીકે પ્રભા તીનેજ માનતો રાજકાજમા પણુ તેની સલાહ લેતો અને તેને અનુસરતો પણુ પ્રભાવતીનો સ્વભાવ એવો વિચિત્ર હતો કે તેને પળેપળે ખોટુ લાગતુ અને તે રિસાતી અને તેની તેજ ખગાબ હઠથી તમને સઘળાને ભયકર દુ ખયાતનાઓ સહવી પડી વર્ષો સુધી બદીવાસમા રહ્યા અને મારા હિદુના પુત્રને યવનોનુ અન્નદય ભ ાણુ કરાવી વિધર્મી બનાવ્યો તમે પણુ ધમભ્રષ્ટ થયા આટ્ટુ આટલુ કષ્ટ પડયુ છતા તમારો હઠવાદી સ્વભાવ ફર્યો નહિ" રામરાજા ખોલ ા અટકયો

"તો મહારાજ! ખરે પ્રેમ તો પ્રેમીનુ કલ્યાણુ કરવામા છે જે કાર્યથી પ્રેમીજનને આત્રાન થાય તે ાર્ય ન આચરવુ એજ પ્રેમી મનુષ્યોના લક્ષણો છે, પભાવતી તમને મળવાને માટે પણ ઉત્સુ નથી તો પછી તમે તેને મળવાનો આગ્રહ શા માટે રાખો છો વારુ ? વળી તમે માનો છો કે કાનગૃહવાસથી અમને કષ્ટ પડયુ પણ મચદૃષ્ટિએ તેમ કશુજ નથી જગતનિયતા પરમેશ્વર કરેલુ શ્રેયજ કરે છે તમને એમ લાગે છે કે પભાવતીએ વર્ષ આગ્રહના લાગ કર્યો ને અહિત કર્યું પણ કારાગૃહવાસના એકાતમા તરજુ પ્રભુ ા સેવા કરી માયો આત્મસતોષ અનુભવ્યો.

બદીખાનાનો અખંડ એકાંતવાસ તેમને પ્રભુસ્મરણ કરવામાં સ્હાયભૂત થયો જગતના ભોગો, પ્રેમ, લોભ આદિ દુર્ગુણોની અમારાપર ધસી આવતી છોળોને બદીખાનાની વજ્ર જેવી દિવાલોએ ખાળી, અમને રક્ષ્યા અને તેથીજ પ્રભાવતી મનુષ્ય પલટાઈ મહાદેવી જેવા નિર્મળ, વિશુદ્ધ થયા આજે તેમના હૃદયમાં દ્વેષ નથી, તિરસ્કાર નથી, તમારા પર પણ તેમને સ્નેહ છે. જે દિવસે અમે વનવિહારનો ત્યાગ કર્યો તે દિવસે તેમના હૃદયનો કોપ અવર્ણનિય હતો, અને મધુકરને હસ્તેજ આપનો અને વિદ્યાપુરીનો વિનાશ કરવો એવો તેમનો દૃઢ નિશ્ચય હતો, ઇર્ષા એ તો તેમના જીવનનો આત્મા હતો આજે તે સઘળું સમી ગયું છે, તેમના જીવનમાં અકથનીય પરિવર્તન થયું છે આજે તેમને મોહમાયા કાંઇ સ્પર્શી શકતું નથી, વૈરાગ્યથી અતર ભરાએલું છે આપની સાથે તેમનો અટશ ન પડયો હોત અને અમે વનવિહારનો ત્યાગ ન કર્યો હોત તો આત્મકલ્યાણનો આ અનુપમ માર્ગ પણ તેમને ન જડયો હોત, એટલે જે થયું તે સર્વથા યોગ્યજ છે, તો તેથી જરાપણ હર્ષ કે શોક કરવાનું તમને શું પ્રયોજન છે ?"

"ગગા ! જો તારા કહેવા પ્રમાણે પ્રભાવતી એક આદર્શ આર્યા હોય તો પછી તેની પાસે ઉપદેશ લેવો એ મને પણ સર્વથા યોગ્ય છે સાધ્વી સ્ત્રીઓને પોતે અમુકને મળે અને અમુકને ન મળે એવો દ્વિધાભાવ હોતો નથી. અને જો પ્રભાવતી પણ એવી પવિત્ર સાધ્વી હોય તો તેને મને મળવાને વાંધો હોય નહિ"

"આપનેજ શું જગતની ગમે તે વ્યક્તિની સાથે તેઓ જ્ઞાનગોષ્ટી કરી તેને ઉપદેશ આપી શકે, પરતુ તેમણે તમારી સાથે જીંદગીના પૂર્વાશ્રમ ગાળ્યો છે, અનેક સુખદુઃખો અનુભવેલા છે અને તેમને કારા-

ગૃહવાસ સેવવો પડ્યો એના કારણભૂત પણ તમેજ છો એટલે આપને નિરખતાંજ પૂર્વાશ્રમની વિસ્મૃત થઈ ગયેલી ઘટનાઓ તેમના સ્મરણમાં આવશે, અને એ સ્મરણોથી તેમનું હૃદય કલુષીત થશે તેથીજ હું આપને તેને ન મળવા આગ્રહ કરૂં છું" ગંગાએ પોતાની શક્તિ પ્રમાણે ઉત્તર આપ્યો પરંતુ રામરાજાને તો ગમે તે પ્રકારે, અને બળાત્કારથી પણ પ્રભાવતીને વિદ્યાપુર લઈ જવીજ હતી કારણ કે તેમાં તેનો એક રાજકીય સ્વાર્થ પણ સમાએલો હતો વળી પ્રભાવતીપર તેને કાંઈક સ્નેહ પણ હતો છતાં સ્નેહથી જે કામ કરવા ન પ્રેરાય તે કામ રાજકિય સ્વાર્થ માટે રામરાજા ચુકતો નહિ

"ગંગા!" રામરાજાએ ઉત્તર આપ્યો "જો મને નિરખતાંજ તેને પોતાનો પૂર્વાશ્રમ સ્મૃતિમાં આવતો હોય અને તેને તેથી ક્ષોભ ઉપજે, તો તે પણ અસાધુતાનુંજ લક્ષણ છે ખરૂં સત્સંગી અને પૌષ્ટિક હૃદય ગમે તેવાં સ્મરણોથી પણ કદી ડૂબાતું નથી તેમને શોક હર્ષ કે ઉદ્વેગ કાંઈજ થતું નથી અને જો તેવા સ્મરણોથીજ તેમને સુખદુઃખ થતાં હોય તો પછી તેમાનું સમાગી થતુંજ નઈએ વાસના જ્યાં સુધી જીવંત હોય ત્યાં સુધી ખરૂં સત્વ પમાય કે અને એવું મિથ્યા પ્રત્યયુક્ત સાધુત્વ ઉતરૂં નકે મોકલનાર આ ધર્મવિધાનક છે"

"તે ગમે તે હોય, ધાર્મિક વિચારો વિવાદાસ્પદ અને અતિગહન છે, પણ આપ તેમને કૃપા કરીને ન મળો એટલીજ તેમની પ્રાર્થના છે, અને તેમાંજ સર્વેનું કલ્યાણ છે"

"ગંગા તું જાણે છે?" રામરાજાએ જરા ક્રોધયુક્ત ઉત્તર દીધો ગંગાએ જાણ્યું કે અનિષ્ટ થવાના શ્રીગણેશ મંડાયા "હું અત્યારે વિદ્યાપુરથી

સઘળુ રાજકાજ છોડી તમને મળવાને માટેજ અત્રે આવ્યો છુ, ને હવે એમને એમ પાછો જવાનો નથી, જો તમે મારી ઇચ્છા પૂર્ણ ન થવા દેશો તો બળાત્કારથી પણ હુ પ્રભાવતીને વિદ્યાપુર લઇ જઇશ જેમ પ્રભાવતી મહા હઠી છે તેમ હુ પણ આગ્રહી છુ, મારી ઇચ્છા તેજ મારો દઢ ટેક છે તમે મારો તિરસ્કાર કરશો તેનુ પરિણામ અહિતકરજ આવશે એ યાદ રાખજો"

"તો આપ બળાત્કારથી પણ સારૂ પરિણામ લાવી શકશો નહિ પ્રભાવતીનો સ્વભાવ બહુજ વિચિત્ર છે, તમને જોતાજ તે આત્મઘાત કરી વિશ્વનો ત્યાગ કરશે શુ આપ એથી રાજી થશો ?" ગગાએ પૂછ્યુ

"તુ તેની શા માટે ચિંતા રાખે છે, હુ તેને મળીશ કે તેનો સર્વ ક્રોધ શાંત થઇ જશે અને મારે જે કાઇ વાતો કરવી છે તે હુ કરી લઇશ"

"મહારાજ ! બાળાપણથીજ મે પ્રભાવતીને પુત્રી પ્રમાણે પાળી પોષી મોટી કરી છે તેની સાથે મે મારૂ આખુ જીવન ગાળ્યુ છે તેને ખબર મે મારો સસાર પણ છોડ્યો છે જે વખતે આપનો પ્રભાવતીની સાથે યોગ થયો તે વખતે હુ મારૂ ઘરબાર સર્વ તજીને પ્રભાવતીની સાથે આવી તે એમના ઉપરના શુદ્ધ સ્નેહથીજ મને મારી પુત્રી પ્રમાણે એનાપર વહાલ હતુ. અને તે પ્રમાણે મે મારૂ જીવન સગ્રામ પણ એની સાથેજ વ્યતિત કર્યાં એટલે એમના જીવનમા બનેલા એકે એક પ્રસગ હુ જાણુ છુ આપને જે વાતો કરવી હોય તે મારી સાથેજ કરી લ્યો, હુ આપને મનગમતો સારેસ્વાર ખુલાસો આપી શકીશ"

"ગગા ! તમે વનવિહાર છોડ્યુ ત્યારે તમારી સાથે મારો પુત્ર રઘુનાથ હતો તે ક્યા ગયો ? મા તે વખતે પ્રભાવતી ગર્ભમાં હતી તેને બીજુ શુ સતાન થયુ ?"

"તે તમે જાણોજ છો તમારો રઘુનાથ તેજ આજનો અફઝલખાન છે પ્રભાવતીને પુત્રીનો પ્રસવ થયો હતો પણ તેનુ હરણ થયુ છે, અને અદ્યાપી પર્યન્ત તેમનો પત્તો મળ્યો નથી તેમના જીવનનો બાકીનો ભાગ તો તમે જાણો છો વિજાપુરમા તો અમેજ પરાધીન હતા અને અહીં આવ્યા ત્યારે તમારી ખટપટો પુન જન્મ પામી, પછી વળી અમારા જીવનમા તો શુ વિશેષ જાણવા જેવુ પડયુ હોય કે જેને માટે તમે આમ તલસી રહ્યા છો ?"

"ગગા ! આ ખટપટો નવી અફઝલખાનને માગથી વિરક્ત રાખવા તમે અપાર યત્નો કર્યા પણ તે અને સર્વથા નિષ્ફળજ ગયા અને રઘુનાથ મને આવી મળ્યો પછી હવે તમે શા માટે ભિન્નતા રાખો છો ? મારુ હૃદય પ્રભાવની સાથે વાતો કરવા ખરેખરજ તલસી રહ્યું છે મારે એકવાર એને મળવુ છે અને વાતો કરવી છે તેના હૃદયના મનોભાવ જાણવા છે માટે ગગા ' અવશ્ય તુ એકવાર એને સમજાવી મારી સાથે મેળાવ ગગા ' મે આખા જન્મમા કદીપણ કોઈની પાસે યાચના નથી કરી હુ તારી પાસે યાચના કરૂ છૂ અને વિનવુ છૂ ગમે તેમ કર અને એકવાર પ્રભાવતીના મેળાપ કરાવ "

" મહારાજ ! પણ આપ એવો આગ્રહ શા માટે કરો છો ? હાલને હલ ની ઉતાવળ છે ? અત્યારે આપ એ વિચારજ મૂકી દ્યો. હુ વચન આપુ છૂ કે ભવિષ્યમા જરૂર હુ તેનો પ્રસગ મેળવી આપીશ. આપ બળાત્કારે પણ તેને મળવાનો પ્રયત્ન કરશો તે હુ જાણુ છૂ છતા તેનુ પરિણામ સારૂ નહિ આવે. આપના પ્રત્યે એમને જે પ્રેમ છે તેનો પણ ઉલટો નાશ થશે અને આનુ પરિણામજ અતે અહિત થશે.

મહારાજ ! આપે પ્રભાવતીપર અત્યાચારો કરવામાં કશીજ કમીના રાખી નથી. પ્રભાને તમે દગાથી પરણ્યા, તેના સ્નેહમાં પડી તમે તમારો ધર્મ પણ ભૂલી ગયા અને જ્યારે તે માંદગીને બિછાને પડી ત્યારે આપે તેનું મુખ જોવાની પણ દરકાર નહિ રાખી. આપને સંદેશા કહેવડાવી કહેવડાવીને પ્રભાવતીની જીભ પણ ઘસાઇ ગઇ, પરંતુ આપે તેમનું સ્મરણ સરખું પણ કર્યું નહિ. શું આપની આ બેવફાઈ નહોતી ? જેની સાથે તમે વર્ષો ગાળેલાં, તેમને માટે તમને જરાપણ લાગણી નહિ ! પ્રેમ નહિ ! તમે કેટલા નિ ્ઠુર ! અને જ્યારે સાહિબ્ખાનના હાથમાં પકડાઇ ગયા ત્યારે તમે પ્રભાવતીને બદલામાં આપવાનું કબુલ કરી મુક્તિ મેળવી ? તમારી કેટલી વિરતા અને શ્રટતા ! શું પ્રભાવતી તે કાંઇ ગુણિકા હતી ? આવાં કૃત્યોથી તમારા પ્રત્યે તિરસ્કાર આવે અને પ્રભાવતી તમારો પરિત્યાગ કરે એમાં શું આશ્ચર્ય ! આપ વિચાર કરો કે નસરૂલ્લાખાને પ્રભાવતીને શી લાલચથી આપને ત્યાં મોકલી હતી ? નસરૂલ્લાખાનનો તમારે પ્રત્યે કેટલો રોષ હતો. જો પ્રભાએ પિતાની આજ્ઞા માની હોત તો તમારી શી દશા થાત ? અને તેથી આજે તમારો અને વિજાપુરનો પણ વિનાશ થયો હોત ! પણ પ્રભાવતી તે પ્રભાવતીજ હતી. તેમનું હૃદય પ્રેમથી ભરાએલું હતું. પિતાને દગો આપી પિતૃદ્રોહ કરી તેણે આપનો પ્રાણ બચાવ્યો અને તમને ઉગાર્યા. તમે તેની રાજગાદીએ બેસવા અને જગતના વૈભવો ભોગવવા ભાગ્યશાળી થયા પણ આપે તેનો કેવો વિશ્રામ વાળ્યો ! તમારી રક્ષા માટે પ્રભાવતીની દેહને રાક્ષસને ત્યાં આપવાનો વિચાર કર્યો અને તે જે શોક દુઃખથી બળતી જળતી વનવિહારમાં આવી રહી ત્યારે તમે તેના એકના એક લાડકવાયા, આંખોને ઠારનાર દીકરાને ખેંચી લીધો. તમને પ્રભાવતી શાથી મળે ?

તમારી ઉપર તેને કેવી રીતે અનુરાગ થાય! તમે પ્રભાવતીને મળી શકો એવું શું રાખ્યું છે?" ગંગાએ દ્વેષ, ક્રોધ અને તિરસ્કારયુક્ત મુદ્રાથી જણાવ્યું.

રામરાજાનું હૃદય શરમાયું, તેણે પોતાના મુખપર ફરેલી શોકની છાયા બદલી નાખી અને બોલ્યો, "ગંગા! ભૂતકાળનો ઇતિહાસ તને ઘણો કર્કશ લાગે છે પણ મારી કુટિલતાથી તેમાં કઠનપણું વસ્યું હોય એમ તું માનશે તો તે તારો સર્વથા ભ્રમ છે. સઘળું જે કાંઈ બન્યું છે તે કારણવશાતજ બન્યું છે. સાહિસ્તખાનને પ્રભાવતી આપવાનું વચન માત્ર મારી પ્રાણ રક્ષા માટેજ મેં આપ્યું હતું, તે પ્રમાણે કરવાનો મારો અભિપ્રાય હતોજ નહિ, અત્યારના રાજ્યતંત્રો એવાં છે કે અસત્ય, અન્યાય અને અધર્માચરણનું તેમાં પ્રતિપળે પ્રતિપાદન કરવુંજ પડે છે. મેં અફઝલખાનને મારી પાસે બોલાવી લીધો તે તેના ભાવિ ઉત્કર્ષને માટેજ તેમ કર્યું છે. અહિં તને સન્માન નહોતું, સત્તા નહોતી, તેના ભાવિના ઉદયનો માર્ગ નહોતો, તેથીજ મેં તેને ત્યાં બોલાવી લીધો છે, વળી મારો પુત્ર મારી પાસે ન આવે ત્યારે ક્યાં જાય? અને મારો તો એવોજ અભિલાષ હતો કે પ્રભાવતીને પણ અહીં લઈ આવવી અને વિજાપુરના મારા રાજમહાલયમાં રાખવી. અત્યારે એજ કાર્ય માટે હું અત્રે આવ્યો છું અને એમ લાગતું હતું કે પ્રભાવતી મારૂં કહેવું માની જશે અને હવે પણ કષ્ટસાગરમાંથી ઉગરી જશે. પણ તમારા દુર્ભાગ્ય સમ્યા નથી. પ્રભાવતીના ભાગ્યમાં કષ્ટ ભોગવવા બાકી છે. વૃદ્ધાવસ્થાનું આગમન હજી પ્રભાવતી પર સંપૂર્ણ રીતે થયું નથી પણ જે દિવસ જરાનું જાલિમ આક્રમણ થશે તે દિવસે તમારો હું તમને આશ્રય નમાનશી, માટે હજી પણ માની

જાઓ. સમય ગયો નથી વનવિહાર છોડીને વિદ્યાપુરના રાજમહાલયમાં નિવાસ કરવાનું સ્વિકારી લ્યો જુઓ, કે કેવા સંયોગોમાં આપણે જુદા પડ્યા! કેવા સંયોગોમાં મારો તમારો વિયોગ થયો! અને પાછા અહિં આપણે એકત્ર થયા, મને તો એમાં કંઈ દૈવી સંકેત લાગે છે આપણો અખંડ મેળાપજ આપણા ભાગ્યમાં સૃજાએલો છે, તો પછી વિરંચીથી વિરૂદ્ધ વિચરવાનું સાહસ આપણે શા માટે કરવું જોઇએ ?"

"મહારાજ ! હશે ! એ ગત પ્રકરણોને આપણે ભૂલી જઇએ આપ એમ કહો છો કે અફઝલખાનને તેના હિતને માટે મેં બોલાવ્યો છે પણ તેમાં આપનો મહાન સ્વાર્થ રહેલો છે મુસલમાન બાદશાહનો અફઝલખાન વિશ્વાસુ સેવક છે અને વિજાપુરના સર્વ ગજદ્વારી કારસ્થાનો તે જાણે છે તેને ફોડવાથી અને સ્વામી દ્રોહી બનાવવાથી મુસલમાની સલ્તનતના સઘળા ગુપ્ત ભેદો આપ જાણી શક્યા હશો થોડાજ વખતમાં વિદ્યાપુર અને વિજાપુર વચ્ચે વિનાશ કારી સંગ્રામ સળગશે અને એટલાજ માટે તમે આ ષડયંત્ર રચ્યું છે પોતાના એકના એક સંતાનને કદી પણ યુદ્ધમાં ન મોકલવો એવો પ્રભાવતી । અભિલાષ હતો પણ તમે એને સૌથી પહેલોજ યુદ્ધમાં હોમ્યો એથી પણ પ્રભાવતીને બહુ આઘાત થયો છે"

"તે તમારી મોટી ભૂલ છે જો અફઝલખાન અત્રે વિજાપુરની સલ્તનતમાં કાયમ રહ્યા હોત તો પણ તેને યુદ્ધ કરવાનો પ્રસંગ આવતજ ક્ષત્રીયોના સંતાનો માટે યુદ્ધ તો રમત છે, તેનો ડર રાખવો એ બનેજ શી રીતે ? અફઝલખાનની રગેરગમાં વિરતા ભરેલી છે તે મારા જેવોજ શુરવીર છે તે શું પ્રભાવતીનો સાચવ્યો સચવાયો હોત ? કદી નહિ. તો પછી તમે શા માટે શોક કરો છો અને છતા પણ પ્રભાવતીની ઇચ્છા તેને યુદ્ધથી વિરક્તજ રાખવાની હશે તો તેમ થશે. ગમા ! હવે

આપણે ઘણી વાત કરી, ઘણું બોલી ચુક્યા હવે બોનવાનું છોડી દો અને સત્વર મારી સાથે આવવાને પ્રયાણ કરો વિજાપુર નરેશને ખબર પડશે કે અફઝનખાન પોતાની નોકરી છોડી, રામરાજાને શરણે ગયો છે તેજ દિવસે તે તમારા ભૂડા હાલ કરશે અને તમારે કુતરાને મોતે મરવુ પડશે"

"અફઝલખાન તમારે આગ્રહે આવ્યો એથી આદીલશાહ ગમે એવા અત્યાચાર અમારી ઉપર કરશે ને અમે આનદથી સહન કરી લઇશુ પુત્ર સ્વામીદ્રોહનુ પાતક કરે તો તેની શિક્ષા માતાએ ભોગવીજ લેવી જોઇએ" ગગાએ ટુકમા પતાવ્યુ

" ગગા! હવે એવુ તુ કયા સુધી બોલ્યા કરશે? બનાવ મને પ્રભાવતી કયા છે? જો જરાપણ છુપાવ્યુ તો યાદ રાખ પ્રથમ તો તલવારથી તારાજ બે ટુકડા કરી નાખીશ" રામરાજાએ ગુસ્સે થઇ જણાવ્યુ

'તો આ ગરદન રહી, પાપીને પાપની શી પરવા હોય, એટલુ પાપ વધારે કરી લ્યો" કહી ગગાએ રામરાજાની આગળ ગરદન ઝુકાવી રામરાજા સ્તબ્ધ થઇ ઉભો રહ્યો એટલામા પાછળ ફકીર આવી પહોચ્યો તેને અહીં બનેલો પ્રસગ ખબરજ નહોતો ગગાના આવ્યા પછી પ્રભાવતી અને ફકીર બન્ને ઓવારાપર બેઠા હતા પ્રભાવતીએ ફકીરને પણ ચાલ્યા જવાની આજ્ઞા આપી હતી પરતુ ફકીર ત્યા પાછળજ વૃક્ષને ઓથે સતાઇ રહ્યો હતો પ્રભાવતીનુ મસ્તિષ્ક ઉદ્વેગથી અધિર થઇ ગયુ હતુ તેથી તે પુન સ્નાન કરવાને સરિતામા ગઇ ફકીરને લાગ્યુ કે તે આત્મઘાત કરવા જાય છે એટલે તે એકદમ ગગા પાસે આવ્યો અને બોલ્યો, "ગગા! કૃષ્ણઓવારે માતાજી એકલા છે અને તેમની સ્થિતિ

બહુજ ઉદ્વેગપૂર્ણ છે માટે તમે જલદી ત્યા જાઓ" તેના બોયો ગગાને ઉદ્દેશીને નીકળ્યા હતા પણ તે સાભળતાજ રામરાજાએ અશ્વસ્વાર થઇ પોતાનો અશ્વ તે બાજુએ દોડાવ્યો પ્રભાવતીની સ્થિતિ ઉદ્વેગપૂર્ણ સાભળી ગગા પણ તે તરફ દોડી ફકીર રામરાજાની પછળ દોડયો અને તેમના ઘોડાની લગામ ઝાલી લઇ કહ્યુ, "ખબરદાર! એક પણ ડગલુ આગળ ભર્યું તો તમારૂ ધડ અને શિર અહીંજ જુદા પાડી નાખીશ" પ્રત્યુત્તરમા રામરાજાએ ફકીરની છાતીમા ક્રોધના આવેશથી એવી લાત મારી કે ફકીર ચત્તોપાટ જમીન ઉપર પડયો પણ ઘોડો આગળ દોડી જાય તે પહેલાજ ઉભા થઇને ફકીરે કમરેથી જમીયો કાઢી એવા જોરથી ઘોડાના ઉદરમા માર્યો કે તે નિર્દોષ પ્રાણી સ્વર્ગે સચરી ગયુ રામરાજા કુદીને નીચે ઉતર્યો તેને એ અશ્વ પર તેના પ્રાણ કરતા પણ અધિક પ્રેમ હતો રામરાજા તલવાર કાઢીને ફકીર ઉપર પ્રહાર કરવાને ગયો એટલામા ફકીર કુદી જઇને પાછળથી તેને એવો બાઝયો કે રામરાજા જમીન ઉપર પછડાયો, ફકીર તેની છાતી ઉપર ચડી બેઠો તે કમ્મરેથી જમીયો કાઢીને રામરાજાપ્રતિ બોલ્યો, "ઓ દુષ્ટ! આજે તને તારા સઘળા નીચ-કામોનો બદલો આપુ છૂ છેલ્લે છેલ્લે તારા પ્રભુને પગે લાગી લે, જોઉં, તારા મહાદેવમા કેવુ બળ છે અને તને કેવી સ્હાયતા આપે છે?" એવુ કહી તે જેમ જમીયાનો પ્રહાર કરવા જાય છે કે પાછળથી એક તીર એવુ આવ્યુ કે ફકીરનો હાથ પહોચામાથી છૂટો પડી ગયો અને તે બેભાન થઇને નીચે પડયો હિંદુરાજ્યને સદ્‌ભાગ્યે મહાદેવે રામરાજાને સ્હાયતા આપી રામરાજાએ તલવાર મ્યાન કરી અને ભદ્રાના કૃષ્ણ ઓવારા તરફ પગે ચાલતાજ પ્રયાણ કર્યું માગમા તેના મનમા અનેક તર્ક વિતર્ક થતા હતા, "પ્રભાવતી મને મળીને વાત કરશે ખરી? પણ

હવે મારે તેનુ શું કામ છે ગમે તેવી પણ તે એક યવન પિતાની પુત્રી છે, અને હવે તો તેના યૌવનની પણ સમાપ્તી થવા આવી છે પછી તેને માટે આ મિથ્યા પ્રયત્નો શા ? અને હુ મારૂ આર્યત્વ-અભિમાન તજી એ નીચ અનાર્યાને પાયે પડુ એ શુ ? હરિ ! હરિ ! મને શી બુદ્ધિ સુઝી ? પ્રભાવતી પાછી શા માટે આવી ? અને આવી તો ભલે પણ મારે તેને મળવાની શા માટે અભિલાષા રાખવી ? ત્યારે શુ હુ પાગો ફરૂ ?" રામરાજા એમ વિચાર કરતો જગાક માગમાજ સ્થભ્યો "પ્રભાવતીને મારે માટે તિરસ્કાર અને ધિક્કાર છે, તે મને વિષયી, સ્વાર્થ સાધુ અને ઠગારો સમજે છે તો શા માટે મારે એની પાછળ પાછળ ભટકવુ ? શા માટે મારે હજી એનાપર મોહ રાખવો ? હુ એના ભાવી કષ્ટોને ખાળવા યત્નો કરૂ છૂ પણ તે ભ્રષ્ટ વર્ણશકર દેહને નર્કમાજ આનદ મળે છે ત્યારે તેને તારવાની મારે શી અગત્ય ! હજીએ નવા હજારો કષ્ટો સહન કરે મારો પુત્ર તો અતે મારી પાસે આવ્યો છે હવે મારે એ સ્ત્રીને માટે કાઇપણ કરવાની આવશ્યકતા નથી હુ હિદુધર્મનુ જવલત અભિમાન રાખુ છૂ, પ્રજા મને આર્યધર્મના સ્થભ તરીકે પૂજે છે અને આમ હુ આ યવન સુદરીની પાછળ ભમતો ફરૂ છૂ યૌવન એ મોહ કાળ છે અને મૂર્ખાઇ કરવાનો અવસર છે પણ મારો અને પ્રભાવતીનો બન્નેનો યૌવનકાળ સમી ગયો છે છતા મને આ મૂર્ખાઇ શી ! મારો પુત્ર પણ આ સ્ત્રી જેમ દયા વિનાની છે અને મારો ઉપકાર વિસરી ગઇ છે તેમ શુ તેના પુત્રના સબધમાપણ ન બને ! તે પણ શુ આવો દગાખોર ન નીકળે ! ને તેનજ મે મારો અગરક્ષક નિમ્યો છે એ પણ મારી મૂર્ખતાજ છે ! ખરેખર ! એને પણ હવે જેમ બને તેમ રાજકારસ્થાનોમાથી મુક્તજ રાખવો જોઇએ. પણ એને હુ બધી

ચિત્ર ૪ થું    વિનાશીની વામા



આર્ટિસ્ટ નર્મ '

" રામગજા ઓવારાગની પાળ ઉપર ચઢ્યો અને પ્રભાવતી તરફ ધસ્યો, પ્રભાવતીએ તેનો હાથ પોતાને સ્પર્શે તે પહેલાજ 'જય ભદ્રા' કહી ભદ્રા દેવીને પાલવે આશ્રય લીધો "

પ્રકરણ ૧૫ મું ]

ગુપ્તવાતો, ખજાનાની માહિતી, સૈનીકોની સંખ્યા વિગેરે સઘળુંજ કહી ચૂકયો છું, તેથી વિદ્યાપુરનો એને હસ્તે ભોગ તો ન અપાય ? હા ! કદાચ એ વિશ્વાસઘાતી થઇ વિદ્યાપુરનું નિકંદન વાળવા તૈયાર થાય તો મારે શું કરવું, ત્યારે વિદ્યાપુરને એનોજ ભોગ આપું તો ? હાય ! કેવો દુખદ પ્રસંગ ! પિતાને હાથેજ પુત્રનું મૃત્યુ ! હું પિતા થઇનેજ તેનો વિનાશ કરૂં ! નહિ, નહિ, પણ એને મારા અને પ્રભાવતીના સ્નેહની વાત સ્પષ્ટપણે જણાવી તો દેવીજ કે તેથી એને મારા પ્રત્યે જે તિરસ્કાર હોય તે મટી જાય, પણ તેમ કરતા એને અત્યારે મારા પ્રત્યે જે સદ્દભાવ છે તે જતો રહેશે હું સૌંદર્ય ખાતર એક મુસલમાન કુમારીકાં સાથે પરણ્યો, વટલ્યો તથા જાતી અને ધર્મથી ભ્રષ્ટ થયો ! મુસલમાન કન્યા સાથે વર્ષો સુધી વસ્યો પછી મારી વિશુદ્ધતા ક્યા રહી ! હું પણ કેવો નીચ ?" વળી તેને એક નવો વિચાર આવ્યો "રંજુદીને કહ્યુ છે કે અફઝલખાનને પૂર્ણપણે મેળવી લેવા પ્રથમ તેની માતાને મેળવી લેવી જોઇએ ત્યારે તો હવે ગમે તેમ કરી પ્રભાવતીને મળવુંજ જોઇએ" વળી વિચાર પલટી ગયો નૌકા તેજ ઠેકાણે આવી રહી. રામરાજા આગળ વધ્યો અને છેક પાસે આવ્યો. તેને દૂરથીજ દેખતા પ્રભાવતી ઉભી થઇ ગઇ, તેનું હૃદય કંપવા લાગ્યું ગંગા ત્યા પાષાણવત્ ઉભેલી હતી

"રામરાજા ઓવારાની પાળ ઉપર ચઢયો અને પ્રભાવતી તરફ ધસ્યો પ્રભાવતીએ તેનો હાથ પોતાને સ્પર્શે તે પહેલાજ ' જયભદ્રા ' કહી ભદ્રા દેવીને પાલવે આશ્રય લીધો રામરાજા પણ પાછળ કુદયો. ભદ્રાનું શાંત નિર જાગૃત થઈ ગયું સરિતાના પ્રવાહમા આગળ તણાતી પ્રભાવતી અને પાછળથી ભિંજાએલે વસ્ત્રે તરવાને પ્રયત્નો કરતો રામરાજા બન્ને તણાયા સૂર્યના કિરણોમા કર્કશતા આવી ગરમ પવન વાવા લાગ્યો.



# પ્રકરણ ૧૬ મું.

## વિષવૃક્ષનું બીજારોપણ.

આજ રામરાજાનો જન્મ દિવસ હતો પ્રાતકાળ થતાજ દરબારગઢ આગળ વાજીંત્રોનો ઝણકાર સભળાવા લાગ્યો વિદ્યાપુરીમા આનંદની છોળો વહી ધર્મગૃહના દ્વારપર અસખ્ય ભિખારીઓના ટોળે ટોળા એગા મળવા લાગ્યા, તેમને સતોષવા વિવિધ પ્રકારના મિષ્ટાન્ન પિરસાયા દરબારગઢથી થોડે દૂર નૃસિહભગવાનનુ મદિર હતુ ઉપર ઉડતી આર્ય ગૌરવદર્શીની ભગવી પતાકા દૂર સુધી દેખાતી, પ્રજાના નયનોને આકર્ષતી, પોતાની વહારે આવવા વિદ્યાપુરવાસીઓને નિમત્રતી હતી ઘટનાદો વાગી રહ્યા હતા મદિર શ્વેતઆરસના પત્થરોનુ બાધેલુ હતુ આગલુ રગભુવન ઘણુજ વિશાળ હતુ માહે નૃસિહભગવાનની કનક પ્રતિમા દૃષ્ટિગોચર થતી હતી નેત્રસ્થાને બે ચળકતા મહામૂલી હિરા હતા શિર ઉપર શોભતો મુકુટ નિલમ, માણેક આદી રત્નોપરત્નોનો બનેલો હતો મૂર્તિની ચારે તરફ ઘૃતના અખડ દીપકો બળતા હતા તેના પ્રકાશથી પ્રતિમાના નયનો વધારે શોભતા રામરાજા નૃસિહભગવાનનુ દર્શન કરવા પગે ચાલીનેજ જતો હતો, તે પ્રમાણે આજે પણ મહારાજાની સ્વારી નીકળી આગળ મહારાજાના સશસ્ત્ર સૈનીકો પાછળ રામરાજા, તેની પાસે મહાઅમાત્ય નારાયણપત, ડાબી બાજુએ સઘળાની આખે ચઢલો રણધીરસિહ અથવા અફઝલખાન અને તેની સાથે મહાસૈનાધિપતિ મહારાજાનો વડીલ બધુ અર્જુનદેવ હતો તેમની પાછળ પટાવતો સરદારો વિગેરેનો જમાવ હતો મહારાજાના પાય

મંદિરને પગથીએ પડતા વાદ્યોની ગર્જના અને બ્રાહ્મણોના સ્વરથી મંદિર ગર્જી ઉઠ્યુ નાગરીકો પણ પોતાના મહારાજાના દર્શન કરી કૃતકૃત્ય થવા ટોળેટોળા ભેગા મળ્યા મહારાજા પાસે રાજ્ય ગોરે યથાવિધિ પ્રતિમાનુ પુજન કરાવ્યુ પુજન વિધિ સમાપ્ત થઇ અને મહારાજા નિત્ય પ્રમાણે રંગ ભુવનમા વિશ્રાતી લેવાને બેઠા એક પછી એક મંદિરના પુજારીઓને દક્ષિણા આપવાનુ કાર્ય પર્ણ થયુ પછી સરદારોને, માંડલીકોને અને રાજદરબારીઓને મહારાજાને સલામ ભરવાની આજ્ઞા થઇ સૌથી પહેલા મહારાજાના મહાલયના રક્ષકનુ કાર્ય બજાવતા જાદવવંશના માંડલીકોને રાજાને સલામ ભરવાનો અધિકાર હતો પ્રાચીન રજપુતરાજ્યોમા અનેક વાર આવા અલ્પ કારણોવશાતજ ભયંકર વિનાશી તકરારો ઉપસ્થિત થતી હતી અહીં પણ તેમજ બન્યુ. જાદવપતિ રંગનાથ ઉઠે તે પહેલાજ રણધીરસિંહ ઉઠ્યો અને મહારાજને સલામ ભરવા આગળ ધસ્યો તેણે સલામ કરવા હાથ ઉપાડ્યો કે પાછળથી રંગનાથે તેનો હાથ પકડી લીધો "સરદાર' મહારાજાને પ્રથમ વંદન કરવાનો અમારો અધિકાર છે તમે નવા સરદાર છો એટલે તમને પહેલી સલામ કરવાનો અધિકાર નથી' કહી રંગનાથે તેને પાછળ હડેસ્યો આ અપમાનથી રણધીરસિંહનુ મસ્તક ભ્રમિત થઇ ગયુ

"રંગનાથ' તે કહેવાનો તમને અધિકાર નથી હુ નમન કરવા ઉઠ્યો તે મહારાજા જુએ છે તે અમને અટકાવતા નથી પછી આપને મને અટકાવવાનો લેશ માત્ર પણ અધિકાર નથી હુ મહારાજાનો અંગરક્ષક છુ જેમ તમને મહારાજાના રક્ષણનુ કાર્ય સોપાએલુ હતુ ત્યારે પહેલી સલામનો અધિકાર તમને હતો, હાલમા મહારાજાના સંરક્ષણનુ કાર્ય મને સોપવામા આવ્યુ છે. એટલે તે અધિકાર પણ મને પ્રાપ્ત

થયો છે માટે કૃપા કરી તમે બેસી જાઓ હું તમને મારા કરેલા અપમાનની ઉદાર હૃદયે ક્ષમા આપુ છુ" અફઝલખાને પ્રસ્તાવના કરી

"સરદાર! તમે નવા છો એટલે વિદ્યાપુરના રાજદરબારી રિવાજોથી સર્વથા અજ્ઞાત છો તમને ખબર નથી કે મહારાજાને વદન કરવાનો અમને વશપરપરાનો અધિકાર છે પરાપૂર્વથી અમને એ અધિકાર પ્રાપ્ત થએલો છે મહારાજા કૃષ્ણદેવે પણ અમારો તે અધિકાર જાળવેલો છે, તેનો ભગ કરવાની રામરાજાને પણ સત્તા નથી મહારાજાના જન્મદિવસનો મગલ પ્રસગ છે, તેમા વિક્ષેપ ન થાય માટે કૃપા કરીને તમેજ બેસી જાઓ તમને મહારાજાએ તેમના સરક્ષણનું કાર્ય સોપ્યુ, તેમ કરવાનો તેમને અધિકાર છે, પણ અમારા વશપરપરાના જન્મસિદ્ધ હકકને રોકવાની કોઇની પણ સત્તા નથી એ તો જ્યાસુધી વિદ્યાપુરની ગાદી કાયમ છે, ત્યા સુધી અમારો અધિકાર પણ કાયમ છે, અને વળી મે તમારૂ અપમાન કર્યું તેની તમે મને ક્ષમા બક્ષો છો રણધીર! ગજપુતો મૃત્યુથી ડરતા નથી કે ક્ષમા માગે" રગનાથે જણાવ્યુ

"તુજ શબ્દ છે મુર્ખાઇના તેને હજી ના છોડશે,
તો વ્યર્થ આ હઠીલાઇથી તુ જીદગાની તોડશે
મિથ્યા અરે! મમ્મત કરી જીવ ઝેરસાથે જોડશે?
કે કુભ આ કાયા તણો તેને નકામો ફોડશે?
કા ઝેરની વૃષ્ટિ કરી તુ મૃત્યુને મતકારવા,
તૈયાર શા કાજે થયો તજી દેહને સ્વર્ગે જવા"

"સરદાર!" રણધીરે ક્રોધના આવેશમા ઉત્તર આપ્યો, તેના શરીરની રગેરગમા ક્રોધ વ્યાપી ગયો હતો, "તમે મારૂ ભરસભામા

અપમન કરો છો, પણુ સ્મૃતિમા રાખજો તેનું પરિણામ ઘણુજ અનિષ્ટ અને વિઘાતક થશે મહારાજા આ પ્રસગને માટે ઉદ્‌ગાર સરખો પણુ કાઢતા નથી છતા તમે તેમને માટે પણુ ગમે તેવા શબ્દો બોલી દરબારશ્રીનુ અપમાન કરો છો આજના મગલ પ્રસગે રગમા ભગ પડાવવાનો અક્ષમ્ય અપરાધ તમારે હાથે થડે છે મહારાજાએ સેનાધિપતિનું પદ પણુ મને સોપેલુ છે જો આપ આવુ અનિષ્ટવર્તન ચાલુ રાખશો તો મહારાજાનુ અપમાન કર્યા માટે હુ તમને કારાગૃહવાસી બનાવીશ, તમે એક પણુ શબ્દોચ્ચાર કર્યા વિના બેસીજ જાઓ"

"ચડાળ! જો હઠે ચઢી મમ માર્ગ આ પ્રતિકારશે,
તો વ્યર્થ મમ સમશેરથી તુ દેહ તારી હારશે.
આ જીદગી લાબી હશે થૈ મૂર્ખ તેને મારશે,
સસારને છોડી દઈ શુ મૃત્યુને સત્કારશે?
તુજ શબ્દની શિક્ષા તને બહુ આપવા દિલ થાય છે,
હુ જોઉં છૂ સિહહસ્તથી મૃગબાળ છટકી જાય છે?"

પ્રત્યુત્તરમા રગનાથ હસ્યો, તેનુ ક્રોધાકિત, તિરસ્કાર મિશ્રિતહાસ્ય તેની મૂછોમાજ સમી ગયુ

"સરદાર! એવો ગર્વ તો આપ રાખશોજ નહિ. રગનાથને કેદ કરવા માટે અસખ્ય મનુષ્યો આવે તો પણુ જાદવ રજપુતની સમશેર તે સઘળાને પ્રત્યુત્તર આપવા સમથ છે મારી દેહમા જ્યા સુધી ચૈતન્ય છે, ત્યા સુધી હુ જોઉં છૂ કે મને આગળી પણુ કોણુ લગાડી શકે? તમે તો શુ પણુ તમારા જેવા સેકડો રાજસ્થાની વિરો આવે પણુ દક્ષિણુના યોદ્ધાઓને નમાવવા એ રમત નથી. મહારાષ્ટ્રના ઉંચા દુર્ગો

હજી કાયમ છે અને આ ભૂમિમા તો કાઇ અજબ શૌર્ય ભરેલુ છે દક્ષિણના નરકેસરીઓની હાકથી એકવાર દીગપલ ડોલી ઉઠે છે તમારા હૃદયમા મને પકડવાનુ અભિમાન હોય તો તે તજી દેજો અને તે કાયમ રાખવુ હોય તો વિદ્યાપુરનો દરબાર ત્યજી દેજો, કારણ કે ”

“ખબરદાર ” તેને વચ્ચેજ બોલતો રણધીરસિંહે અટકાવી નાખ્યો, ‘રામરાજાના દરબારના દ્વાર બધ કરવાનો તમને અધિકાર નથી મહારાજની આજ્ઞાથીજ હુ અહિ વન્યો છુ મારી તલવારથીજ હુ અત્યાર નિર્ણય કરી આપત કે પ્રથમ વદન કરવાનો અધિકાર કોને છે પરતુ આજનો મગલ અવસર આપણા રુધિરથી ખરડાએલો ન બને તે ખાતરજ હુ એ ન્યાય મહારાજાને સોપુ છૂ અને દરબાર ફરમાવશે તે પ્રમાણે કરવાને બધાઉં છૂ ” એટલુ કહી રણધીર પોતાને સ્થાને બેસી ગયો સમસ્ત સભાજનોનુ લક્ષ આ તકરાર પર ખેચાયુ હતુ રામરાજા તરફ બધાની દ્રષ્ટિ વળી તે શુ પ્રત્યુત્તર આપે તેના ઉપર નાવ આવીને અટક્યુ દરેક મનુષ્યોના મનમા નવીન નવીન તર્કવિતર્ક ઉપસ્થિત થવા લાગ્યા રામરાજા જાણે કાઇ બન્યુજ ન હોય તેમ શાત, સ્થિર બેસી રહ્યો એક પણ શબ્દ તેના મુખમાથી બહાર પડયો નહિ થોડીક પળો કેવળ શાતીમા ગઇ છેવટે રગનાથ ઉભો થયો અને બોલ્યો, “મહારાજ ' આપને વદન કરવાનો હક પરાપવથી પ્રથમ અમારા વશજોને છે. તે પ્રમાણે અદ્યાપી પર્યન્ત તે હક અમે ભોગવ્યા છે અને આદીના સાચા વફાદાર તરીકે સર્વોત્તમ સેવા બજાવી છે તે આપને પણ અજ્ઞાત નથી. તેથી હુ આપને પ્રથમ વદન કરી ઉપકૃત થાઉં છૂ ” કહીને તે વદન કરવાને માટે વાકો થયો પહેલા જેટલી ચપળતાથી રણધીરને રગનાથે વદન કરતા અટકાવ્યો હતો, તેવીજ રીતે તેને આગળ વધતો રણધીરે

અટકાવ્યો, અને પોતે ઉભો થયો આખરે રામરાજાનુ મૌનવૃત્ત તૂટયુ "રંગનાથ ! વિદ્યાપુરના નરેશને પ્રથમ વદન કરવાનો અધિકાર ગાદીના સાચા વફાદાર સેવક, ગાદીના હિતચિંતક અને મહારાજાના રક્ષકનેજ છે તે અધિકાર અમુક વ્યક્તિને નથી પણ ઓદ્ધાને છે ભવિષ્યમા વિજાપુર જોડે યુદ્ધ આરંભાવાનો પ્રસંગ આવે ત્યારે આપના જેવા યોદ્ધાઓનુ ઘણુજ કામ પડશે તેથીજ મે તમને સેનાનાયકનો અધિકાર આપી તમારો અધિકાર રણધીરને સોંપ્યો છે કારણ કે મારા રક્ષણનુ કામ કરવાની મારામા સંપૂર્ણ શક્તિ છે એ ઓધ્ધા રણધીરને આપ્યો તે સાથે તે ઓદ્ધાના સઘળા હકકો પણ તેનેજ સોપાયા છે, એટલે હવે મને પ્રથમ વદન કરવાનો અધિકાર રણધીરસિંહનોજ છે' રામરાજાએ છેવટનો પડદો ઉઘાડી નાખ્યો, તેનો આવો વિચિત્ર ન્યાય સાભળી શ્રોતાગણ પાષાણની પ્રતિમાવત્ દિંગમૂઢ થઇ ગયા નવા આવેલા સરદારપર મહારાજાનો આવો સ્નેહ જોઇ સૌ આશ્ચર્યચકિત થઇ ગયા, પણ કોઇ કંઇ બોલી શક્યુ નહિ

"મહારાજ ! અમને વદન કરવાનો અધિકાર અમારા ઓદ્ધા સાથે સોપાયો નથી, પણ જે સમયે વિદ્યાપુરની રાજ્યગાદીની સ્થાપના થઇ ત્યારથીજ વિદ્યાપુરના નરેન્દ્રને જમણે હાથે બેસવાનો અને તેમને પ્રથમ વદન કરવાનો અધિકાર અમારા વંશને પ્રાપ્ત થયો છે મહારાજાનો આવો વિચિત્ર ન્યાય મને ઘણોજ ખેદકારક લાગે છે મારી નમ્ર વિનતી છે કે પુનઃ દરબારશ્રી વિચાર કરી પોતાનો વિપરિત ન્યાય ફેરવી નાખે" રંગનાથ બોલ્યો.

"રંગનાથ ! વદન કરવા જેવી તુચ્છ બાબતમાં પરસ્પર કલેશ કરવો એ તમારા જેવા સુજ્ઞ ગૃહસ્થને શોભાસ્પદ નથી માટે આપ એવો હઠ છોડી દો અને રણધીરને વદન કરવા દો" રામરાજાએ હુકમ ફરમાવ્યો.

"રામરાજા !" રગનાથે જણાવ્યુ રગનાથ વયે રામરાજા કરતા મોટો હતો એટલે ઘણી છૂટથી તેની સાથે વર્તી શકતો, મહારાજાનુ અભિધાન બોલી તેને ઉદ્દેશવુ એ તેનુ સ્વાભાવીક રીતે અપમાન ગણાતુ. "પરાપૂર્વથી ચાલતો આવેલો વદન કરવાનો અમારો પ્રધાન હક્ક છે ગાદીને વફાદાર રહી અમે આજ પર્યન્ત વિદ્યાપુરની અસ્ખલિત સેવા બજાવી છે કોઈપણ પ્રકારે અમે એવી બેવફાઈ નથી કરી કે જેથી મહારાજા અમારો એ અધિકાર નષ્ટ કરે ક્ષત્રિયોનો નિયમ છે કે આપણે દુશ્મનોના દેશ જીતિએ તોપણ દુશ્મન નરેશના પ્રજા પ્રતિના સઘળા અધિકારો જાળવી રાખીએ છીએ અને તેમના સઘળા હક્ક માન્ય રાખીએ છીએ, તો તમારા પૂર્વજોએ પાળેલા અને વિદ્યાપુરની ગાદીના પરમ પ્રતાપી સ્થાપકોએ અમારા શૌયપર મુગ્ધ થઈ અમને અર્પેલા અધિકારો મિથ્યા કરવાનો આપને પણ શુ અખત્યાર છે ?"

"બસ કરો રગનાથ ! રણધીરસહને પ્રથમ વદન કરવાનો અધિકાર હુ આજથી અપણુ કરુ છુ રાજ્યકાર્યભારની દરેક સત્તા મારે હસ્તગત છે, માટે તમે બેસી જાઓ" રામરાજાએ ક્રોધપૂર્વક જણાવ્યુ.

"જુઓ મહારાજ ! આ અતિશય અન્યાય થાય છે. આપના આવા સ્વચ્છદી વર્તનનુ પરિણામ અગમ્ય અને અનિષ્ટ આવશે ."

"કહોને કે વિદ્યાપુરનો રાજ્ય મુકુટ મારે શિરેથી ઉતરી તમારે શિરે ચઢશે રામરાજાના હસ્તમા અગાધ સૈનીકો છે. તેને તમારા જેવા ભિરુ, નીચ અને હઠવાદી મનુષ્યોનો લેશમાત્ર પણ ડર નથી, તમે જે અઘટિત વચનો કહ્યા છે, તે બદલ તમને શિક્ષા કરવાનો મને પૂર્ણ અવકાશ છે, પરતુ તમારી અદ્યાપી પર્યન્તની સેવા લક્ષમા લઈ હુ

તમને ક્ષમા અર્પું છું તુ બાહુબળમા મસ્તાન છે, પણ રામરાજાના દરબારમા કેમ વર્તવુ તેનુ તને સર્વથા અજ્ઞાન છે, રંગનાથ! તમે આવા ઉદ્ધત અને અવિચારી વચનો કયા ઉચારો છો તેનુ તમને ભાન છે?

"વદીને મૂર્ખ આ વાણી નકામો પ્રાણ આપે છે,
હશે લાંબુ જીવન તેને સ્વહસ્તે કેમ કાપે છે?
થશે શિક્ષા ભયંકર તુ વચન મારૂ ઉથાપે છે,
જુઓ! ત્રણુલોકમા આજે અમારૂ રાજ્ય વ્યાપે છે,
તમારી રાજ્ય સેનાને હૃદયથી ખૂબ સભારૂ,
તને તેથી ક્ષમા આપી છતા શક્તિ નહિ મા-"

"હા મહારાજ! આપ જ્યારે હદ છોડીને બોલો છો, ત્યારે મને પણ તેવાજ વચનો બોલવાની આવશ્યકતા જણાય છે હુ બાહુબળમા મસ્ત બનેલા રામરાજા આગળ આ વચનો ભાખુ છૂ તેનુ મને પૂર્ણ જ્ઞાન છે અને તેને બદલે સત્તાને બળે જે સજા કરો તે સહન કરવા પણ રંગનાથ તૈયાર છે. આપ નથી જાણતા કે આપનુ આવુ વર્તન વિદ્યાપુરના રાજ્યનો અતે વિનાશજ કરશે."

"આ દેહના ટુકડા કરો, કે ઝેરથી કાયા ભરો,
તેનો ન કાંઇ ખરખરો આ પ્રાણની પરવા નથી.
કિરતાર જગમા એક છે, જો એક મારી ટેક છે,
વળી ન્યાય મારો નેક તો, તુજ બાણથી પરવા નથી.
જે સત્ય છે મુજ પક્ષમા, રાખો જરૂર તે લક્ષમા,
શાની મને આપો ક્ષમા! મૃત્યુ તણી પરવા નથી."

"રંગનાથ ! ભલે તમારે હવે વિદ્યાપુરના સરદાર તરીકે અવશેષ જીવન ન ગાળવું હોય તો આજેજ ચાલ્યા જાઓ મને તમારા જેવા સ્વામીદ્રોહીની લેશમાત્ર પણ પરવા નથી આજપર્યન્ત મે તમને રક્ષણ આપ્યું, દરબારનો આશ્રય આપ્યો, તેના બદલામા તમે વિદ્યાપુરના સમ્રાટને ભય બતાવો છો શરમ છે, તમારા જેવા મિથ્યાભિમાની સરદારોને ! મને તમારા ઉપર અકથનીય ક્રોધ ઉત્પન્ન થાય છે અને અત્યારેજ તમારો શિરચ્છેદ કરૂ એવો વિચાર થાય છે રંગનાથ ! તમારા આજ પર્યન્તની રાજસેવાના પારિતોષક તરીકે તમને શિક્ષા નથી કરતો ને ફરમાઉ છુ કે જાઓ ! તમે પુનઃ વિદ્યાપુરના દરબારમા મુખ બતાવશો નહિ હુ આજથીજ તમને પટાવત તરીકેના અધિકાર પરથી પદચ્યુત કરૂ છુ, અને તમારી કંચનદુર્ગની જાગીર જપ્ત કરૂ છુ"

"મહારાજ ! હુ આપની આજ્ઞાને માન આપી અત્યારેજ તમારા દરબારનો ત્યાગ કરૂ છુ પણ સ્મૃતિમા રાખો કે કંચનદુર્ગની ઉચી દિવાલોને મુસલમાનોના સૈન્ય મહાસાગરની છોળો પણ તોડવા અસમર્થ નીવડી છે, કંચનદુર્ગ અજીતગઢ છે, ને પ્રભુ વિના કોઇપણ કદાપી સૃષ્ટિનો મનુષ્ય તોડી શકેજ નહિ હુ જોઉ છુ કે તમારો કયો સરદાર સૈન્ય લઇને કંચનદુર્ગને છિન્નભિન્ન કરવા આવે છે"

"એમ ! તો તમને હમણાજ તેનો પરિચય કરાઉ છુ રણધીરસિંહ"

રામરાજા આગળ બોલે તે અગાઉ નારાયણપંત મહાઅમાત્યે મહારાજાને વિજ્ઞપ્તી કરી જણાવ્યુ, "મહારાજ ! ક્ષમા કરો, રંગનાથ ગમે તેવા અપરાધી છે પણ આપના દરબારનો સ્થંભ છે તેને આપ કોઇપણ પ્રકારની શિક્ષા કરો એ આદરણીય નથી, રંગનાથનુ કહેવુ સર્વથા

અયોગ્ય નથી વિદ્યાપુરના દરબારીઓ માટે જેજે અધિકારો પરાપૂર્વથી નિયત થયા છે, તે પાળવાને આપણે સબળા પ્રતિજ્ઞાથી બધાએલા છીએ માટે આપ આપનો અયોગ્ય હુકમ તજી રંગનાથને તેના હક્ક પ્રમાણે વર્તવા દેશો આપને પહેલું વંદન કરવા રંગનાથ અતિ ઉત્સુક છે, તે પરથી જુઓ કે તેને મહારાજને માટે કેટલું અભિમાન છે, તેને આપ આમ અયોગ્ય શિક્ષા કરો એ લજ્જાસ્પદ છે"

"બિલકુલ નહિ," રામચંદ્રે આવેશમાં કહ્યું, "જ્યાં જ્યાં વિદ્યાપુરની સત્તા પ્રવર્તે છે, ત્યાં ત્યાં સર્વ સ્થળે રાજ આજ્ઞા એ પ્રભુ આજ્ઞા પ્રમાણે પ્રવર્તે છે. અ "

"હા, હા, અને હવે પ્રજાએ મંદિરમાં નૃસિંહ ભગવાનને બદલે પણ આપનુજ પુતળું ગોઠવી પુજવું જોઇએ' રંગનાથે તિરસ્કારયુક્ત હાસ્ય કરતાં જણાવ્યું, આ વાક્યથી રામરાજાનો ક્રોધ ગગનવ્યાપી થઇ ગયો "ખબરદાર! રણધીરસિંહ! રંગનાથને કેદ કરો."

"આળો ચઢાવો ફાંસીએ પાડો પછાડી પ્રાણને,
સમશેરથી મારો પ્રથમ આ દુષ્ટને-શયતાનને,
ક્ષણવાર પણ આયુષ્ય તું શું રાખશે સંસારમાં?
સિંહને સતાવી જાય છે શું શ્વાન તું તુજ દ્વારમાં?
ટુકડા કરો આ દેહના સમશેરને શીરપર ધરો,
પાખંડીના બસ પ્રાણને કાયા થકી ઝટ પરહરો"

રામરાજાએ રણધીરને આજ્ઞા કરી રણધીર તલવાર ખેંચી ધસ્યો. રંગનાથે પણ તેનું યથાયોગ્ય સ્વાગત કર્યું. સામસામી તલવારો ઉછળી,

રણુધીર જેવો રંગનાથના શીર ઉપર પ્રહાર કરવાને ધસ્યો, પ્રહાર કર્યો કે ત્વરીતજ એક અબળાનુ મસ્તિક વચ્ચે આવી ગયુ તેના રક્તથી રંગભુવનને અભિષેક થઇ રહ્યો રંગનાથ જીવ લઇને દરબારમાથી પલાયન કરી ગયો

વાચક ' એ મરનાર અબળા કોણ ? તે અન્ય કોઈ નહિ પણ રામરાજાની પત્નિ ઉષા હતી ઉષા પતિપરાયણ અને સતિ સ્ત્રી હતી અને રામરાજા સાથે સૌથી પહેલી પરણી હતી એટલે પટરાણી હતી, પરંતુ રામરાજાના દુરાચારે તેનાપર એટલુ કષ્ટ પડયુ હતુ કે તે પોતાના જીવનનો અંત આણવા આતુર થઇ રહી હતી ઉષા રંગનાથની ભગિનિ હતી ઘણા ગુરવીર અને બહાદુર પુરૂષોના ગૃહજીવન એવા કલુષિત હોય છે કે એનુ વર્ણન પણ આલેખવુ અયોગ્ય થઈ પડે છે, ઉષાની દશા પણ એવીજ દુખી હતી જગતના દેખાવમા મહારાણી છતા ઉષા ભિખારણની સમોવડીયણ હતી દુખ અને શોક તેના જીવનનો વૈભવ હતો અશ્રુપાતમા તેના નિર્ભંગ હૃદયનુ પ્રતિબિંબ પડતુ સુખ કે વિલાસ તેણે જીવનમા કદી ભોગવ્યા નહોતા તેનુ હૃદય બ્રહ્મચારી નહોતુ પણ તેની કાયા આજ પર્યન્ત શુદ્ધ બ્રહ્મચારીણી હતી સ્થુળ ઉપભોગથી તે સર્વથા અજ્ઞાન હતી તેના શરીરના હાડકા અને પાસળા દુરથી પણ ગણી શકાતા. તે દુખમા જન્મીને ઉછરી હતી દુખમા જીવન ગાળ્યુ હતુ અને દુખમાજ આમ તેનો અંત આવ્યો હતો પોતાના પ્રિય બંધુ રંગનાથની પ્રાણ રક્ષા કરવા અને પોતાની દુખમય દેહનો અંત આણવા તેણે પોતાની ગર્દન ઝુકાવી રણુધીરની સમશેરનો પ્રહાર ઝીલી લીધો અને બંધુયજ્ઞમા પ્રાણ હોમી ભાગ્યવતી થઇ. જન્મ દિવસના ઉત્સવને પ્રસંગેજ ઉષાના દેહ દહનનો વિધિ રચાયો, ઉષા ગઇ. તેની સ્થુલ

જેહનો વિનાશ થયો પરતુ તેની કિર્તિ વિદ્યાપુરીમા સદાને માટે ચિરસ્મરણીય રહી ગઈ જે કિર્તિ રામરાજા જેવા પ્રભાવશાળી પુરૂષની ગૃહિણી તરીકે ન મળી તે અદ્ભુત કિર્તિ વિરાગના ઉષાના શાશ્વત આત્માને મળી રાજદરબારોના નિયમ પ્રમાણે ઉષાની નિ:પ્રાણ કાયા મહાલયમા લઇ જવામા આવી અને ત્યાથી અગ્નિ સસ્કાર કરવા સ્મશાનભૂમિ તરફ ઉષાને છેવટની વિદાય આપવા રામરાજા અને નાગરીકો વીગેરેનુ મરઘસ વળ્યુ પ્રેમભગ્ન, હતાશ ઉષા કુમારીના દેહોત્સર્ગનો શોક સમગ્ર નગરમા વ્યાપી ગયો મહાલય ઉપર કાળા વાવટા ફરકવા લાગ્યા આનદમા ઉગેલો દિવાકર શોકનો સ્વાગ ધારણ કરી અસ્તાચળે પયાણ કરવા લાગ્યો આજે રામરાજા ઉષાના સૌંદર્યની પ્રસશા કરતો હતો જીવત ઉષામા લાગતી ઉણપ તેને આજે જણાતી નહોતી પરતુ હવે સઘળો શોક વ્યર્થ હતો રામરાજાનો દરબાર બધ રહ્યો રણધીરસિહ—અફઝલખાન પોતાને મહાલયે ચાલ્યો ગયો રગનાથ અને તેનો સરદાર મોરોપત જાગીરદાર કચનદુર્ગને રસ્તે પડ્યા

"મોરોપત ' મહારાજાની બુદ્ધિ ફરી ગઇ છે અને આજ પર્યન્ત તેમનામા જેટલી ઔદાર્યતા હતી તેટલીજ હવે નિર્દયતા દ્રઢ થઈ રહી છે મે તમને એક સમયે કહ્યુ હતુ કે વિદ્યાપુરના વિનાશને હવે ઘણો સમય બાકી નથી એ ભવિષ્યને માટે લેશપણ પ્રત્યવાય રહ્યો નથી મહારાજા આવુજ વર્તન સદા સર્વદા કાયમજ રાખશે તો સઘળા સરદારો મહારાજાની પ્રભુતાનો દ્વેશ કરનારા થશે અને મે ભાખેલા ભવિષ્યનો સત્વર જન્મ થશે" રગનાથે, મોરોપત આગળ પોતાના હૃદયનો ઉભરો કાઢવા માડયો

"એને માટે સરળ માર્ગ એકજ છે કે રણુધીરસિંહનુ કોઇપણ પ્રકારે ખૂન કરવુ જોઇએ જો એ સેતાન મહારાજાની પાસેથી દૂર થશે તો અવશ્ય પુન રામરાજાનુ વર્તન અનુકુળ થઈ જશે રણુધીરમા કોણ જાણે એનુ શુ છે કે મહારાજાની દ્રષ્ટિએ પડતાજ તે તેને વશ થાય છે એક દિવસ તો વાતના પ્રસગમા રામરાજા એમ પણ કહી ગયા હતા કે હવે મારે સસારની આવશ્યક્તાજ નથી મારો પુત્ર અને મારી સન્તતનનો ભાવી માલીક તે આજ છે, અને તેમાજ મને સતોષ છે" મોરોપતે રગનાથની હાર્દીક ભાવનાને અનુસરતી વાત કહી

'એ તો બોલાય છે રામરાજા અપુત્ર મૃત્યુ પામશે તે દિવસે ખબર પડશે કે પરદેશી આવીને પાટનગરની રાજગાદીએ કેમ બેસે ? હજી વિદ્યાપુરના વિજયી વીરોના હાથમા શક્તિ છે, તેમની દેહમા લોહીનો સચાર છે, ત્યા સુધી જોઇએ છીએ કે મહારાજા નારાયણદેવે સ્થાપેલી નૃસિહકુળની ગદીપર કોનો અધિકાર છે' રગનાથે પોતાની ગર્વદર્શક શૈલીમા કહ્યુ

"પરતુ રાજ્યપુરૂષોને દત્તક લેવાનો અધિકાર છે રામરાજા રણુધીરને દત્તક લઇ પોતાની જીવન અવસ્થામાજ તેના રાજ્યાભિષેકની ક્રીયા કરાવશે, દરબારના સગળા સરદારો મહારાજને પ્રતિકુળ નથી, એટલે હાલતો સમય વિકટ છે" મોરોપતે પ્રત્યુત્તર આપ્યો

"જાઓ જાઓ," રગનાથે તિરસ્કારથી ઉત્તર વાળ્યો, "એવો વિકટ સમય તો કઈ આવ્યો અને ગયો રામરાજાની પાછળ તેમના પુત્રનો કે અર્જુનદેવના પુત્રનો રાજગાદીપર હક છે પરદેશી રજપુત વિદ્યાપુરની ગાદીએ આવશે ત્યારે તો પૃથ્વીના પ્રલયકાળ કરતા અધિક તોફાન થશે"

"પણ તે અવસરજ નથી આવવાનો ને તેટલામા તો મુસલમાની પતાકા વિદ્યાપુરીના વિજેતા વિગેનો વિનાશ કરતી ફરફરતી થઈ જશે કારણ કે મહારાજની આવી વતણુકથી વિદ્યાપુરીમા સપ રહેવો દુલભ છે અને જે ઘડીએ એવો કુસપ થયો તેજ પળે વિજાપુરના લોહી તરસ્યા રાક્ષસો વિદ્યાપુરન ગળી જવા તત્પરજ છે" મોરોપતે જણાવ્યુ

વાતો કરતા કરતા બન્ને મગ રો કચનગઢમા આવી પહોચ્યા બીજે દિવસે પ્રભાતકાળે રગનાથે રણશિગ વગાડી સઘળા સરદારોને એકત્રિત કર્યા અને દરબારમા બનેલી સર્વ કથા અથથી ઇતિ પર્યન્ત તેમના સન્મુખ વર્ણવી સરદારોના પાણીદાર લોહીમા જાગૃતી આવી ત્રણ દિવસમા યુદ્ધ સામગ્રી એકઠી થઇ ગઇ કે કિલ્લાના વજ્રદ્વારો બધ કરી રામરાજાના સૈન્યનુ સ્વાગત કરવા કચનદુર્ગના સામતો રાજગઢમા ભરાઈ બેઠા રામરાજાના અધિકારમા બળવાન આરબોનુ મોટુ સૈન્ય હતુ રણધીરસિહની સરદારી નીચે ૮૦ સૈનીકોનો સમુહ કચનદુર્ગનો ગઢ તોડવા અને રગનાથને બદીવાસ આપવા ઉદ્યુક્ત થયુ ત્રણ મહિના પર્યન્ત ઘેરો કાયમ રહ્યો, પણ કચનદુર્ગના કોટની કાગરી પણ ખરી શકી નહિ એકવાર રણધિરસિહે કિલ્લાપર ચઢવાને મજબુત પ્રયત્ન કર્યો અને અકબરખાન નામના સરદાર સાથે ૨૦૦ સૈનીકોને કિલ્લામા ઉતાર્યા અદર ભયકર યુદ્ધ મચ્યુ રગનાથે નવા સૈનીકોને આવતા રોકયા. મોરોપતના હાથમા અકબરખાન સહિત તેર સૈનીકો પકડાયા બાકીનાઓને તેજ પળે ક્ષણભગુર સસારનો ત્યાગ કરવો પડયો આષાઢ માસ બેઠો પર્જન્યરાજની પધરામણીનો પ્રારભ થયો અને રામરાજાનુ અવશેષ સૈન્ય વિદ્યાપુરને માર્ગે પાછુ વળ્યુ સુભાગ્યે કચનદુર્ગની કિર્તિ કાયમ રહી.

રગનાથે પોતાના સરદારોને તેમના પરાક્રમ પ્રમાણે પારિતોષક આપી સતોષ્યા, ત્યાજ અકબરખાનનો પણ ઇન્સાફ થયો, અકબરખાનને બદી વાનના પોષાકમા દરબારમા હાજર કરવામા આવ્યો અકબરખાને રગ-નાથની જીવતદાન મેળવવા ઘણી યાચના કરી અને પુન કચનદુર્ગપ્રતિ દૃષ્ટિપાત પણ ન કરવાની પ્રતિજ્ઞા કરી પરતુ રગનાથને વિઘાપુરને માટે યુધ્ધો લડતા એવા અતિશય અનુભવો મળ્યા હતા, કે જે જે મુસલમાન સૈનીકોને મારી આપવામા આવતી તેજ સૈનીકો બીજી વેળાએ યુદ્ધમા આવવાને ચુકતા નહોતા રગનાથે અકબરખાનને જન્મપર્યન્ત બદીવાન તરીકે રાખવાની આજ્ઞા કરી, પણ તેના દુર્ભાગ્યે તેનો આગલો ઇતિહાસ તેને મોઢેજ પ્રકટ થઇ ગયો અકબરખાનના દુષ્કૃત્યથી સ્વધર્મ રક્ષા માટે બે આર્ય યુવતીઓને પ્રાણાર્પણ કરવુ પડ્યુ હતુ આ વાત તેણે રગનાથને હિદુપ્રજાનુ ધર્માભિમાન બતાવવા ખુશામત વૃત્તિથી કહી બતાવી, પણ તે શબ્દો કાને પડતાજ રગનાથના દેહમા ક્રોધની જ્વાળા પ્રજવલિત થઈ ગઈ રગનાથે તલવારના એકજ પ્રહારે તેને તેના કૃત્યોનો પ્રત્યુત્તર આપવા પ્રભુને દ્વારે મોકલી દીધો

હવે ભય સર્વથા દૂર થઇ ગયો કારણ કે મહારાષ્ટ્રની પહાડીભૂમિ ચાતુર્માસમા જળાશયો એવા ચિકાર ભરાઇ જાય છે કે માર્ગ સર્વથા બધ થઇ જાય છે એટલે વિજયાદશમી પર્યન્ત તો યુદ્ધનો ભય રહ્યોજ નહિ, વિજયાદશમી સુધીમા તો વિરથીની વિચિત્રતાથી કઇ પડદા પડવાના હતા રગનાથ યુદ્ધનાજ કાર્યમા ખતથી પ્રવૃત્ત થઈ રહ્યો બની શકે એટલુ દ્રવ્ય અને ખોરાક ભરી લઇ પુન સમરાગણમા રમવા માટે સર્વ પ્રકારની તૈયારી કરી શ્રાવણ માસના ૯ દિવસ પણ વિતિ ગયા



# પ્રકરણ ૧૭ મું.

## આશ્રીતને માટે આત્માર્પણ.

પ્રાચીનકાળમા ભરાતા રાજદરબારો બહુધા પ્રાત કાળે અને સાજે મળતા હતા કાલમા વિદ્યાપુરમા શાંતિ પ્રવર્તતી હતી પ્રજા આનદમા દિવસ નિર્ગમતી હતી એટલામા આદીલશાહનુ મૃત્યુ થયુ, અને અલી આદિલશાહ તખ્તનશીન થયો તે સાથેજ તેણે વિદ્યાપુર જોડે સધી કરી અને મહારાજા રામચદ્રદેવ સાથે મિત્રાચારી ભર્યું વર્તન રાખવા માડયું એટલામા ગોવળકોડા, બેદ્દુર, ગાવીલગઢ અને અહમદનગરના મુસલમાની રાજ્યો જોડે વિજાપુરને સરહદની બાબતમા યુદ્ધ ઉપસ્થિત થયુ અલી આદીલશાહે રામરાજાની સ્હાયતા માગી રામરાજાએ એક બળવાન સૈન્ય તેની કુમકે મોકલ્યુ, અને વ્યકટેશ્વરદ-ને જે ખડણી તરીકે દ્રવ્ય વિજાપુરના ખજાનામા મોકલ્યુ હતુ તે સઘળુ પાછુ મેળવ્યુ. રામરાજાની સ્હાયતાથી વિજાપુરનો વિજય થયો અને ચારે ચાર મુસલમાની રાજ્યોએ સપૂર્ણ હાર ખાધી પણ આ વિજયમાજ વિદ્યાપુરના સર્વનાશના બીજ સમાએલા હતા એ યુદ્ધમા વિદ્યાપુરના ઘણા આરબ સૈનીકોનો વિનાશ થયો અને રામરાજાનુ એ બળવાન સૈન્ય સર્વથા નિર્જીવ થઇ ગયુ વિદ્યાપુરનો આવો પ્રબળ પ્રતાપ જોઇ દક્ષિણની મુસલમાન સત્તાઓ કપવા લાગી અને વિદ્યાપુર પ્રતિ દ્રષ્ટિપાત કરવો પણ ભૂલી ગઇ પરતુ તેમના હૃદયમા વિદ્યાપુરનુ સામ્રાજ્ય ખુચવા લાગ્યુ વિજાપુરને રામ-રાજાના સૈન્યનો પરિપૂર્ણ અનુભવ થયો હતો તેને પણ ભવિષ્યમા આવી બળવાન આર્યસત્તા પોતાને નડશે એમ લાગ્યુ. પણ રામરાજાનો પ્રતાપ

એટલો પ્રબળ હતો કે તેનાથી સર્વ સરદારો અને દીલ્હીનો બાદશાહ પણ ડરતા હતા

આવી બળવાન સલ્તનત તોડવાના અભિલાષથી વિજાપુરે પોતાના પ્રતિપક્ષી મુસલમાન રાજાઓને મેળવી લીધા અને અફઝલખાનને પાછો મેળવવાને માટે એક ખનિતો લખીને તે બહાને નવીન બડ ઉપસ્થિત કયુ જો આદિલશાહ જીવતો હોત તો કેટલા સમય પૂર્વેજ પ્રચડ યુદ્ધ થયુ હોત પણ તે મૃત્યુવશ થવાથી તે સમયે પડતુ મેલાએલુ ધર્મયુદ્ધ અલિઆદિલશાહે પુન ઉપસ્થિત કર્યું

અલ્લીશાહે ત્વરીતજ એક દૂતને રામરાજાના દરબારમા મોકલ્યો અને રામરાજાને વિનતી કરી કહાવ્યુ કે 'વિજાપુર અને વિદ્યાપુર બને વચ્ચે મત્રી રાખવા અફઝલખાનને પુન આદશાહને સોપી દેવો " દૂતે રામરાજાના દરબારમા જઇ મહરાજાને પત્ર આપ્યો. રામરાજાએ પત્ર વાચ્યો અને રણધીરપર ફેકયો આખી સભા રામરાજાના મુખપર થતા વિકારો નિરખી રહી અફઝલખાને પત્ર વાચ્યો અને પુન રામરાજાના હાથમા આપ્યો. ક્ષણવાર રામરાજાએ મનમા વિચાર કર્યો અને કહ્યુ, "જુઓ શેખસાહેબ ! (વિજાપુરનો દૂત) અફઝલખાને તમારી નોકરી સ્વિકારતી વખતે આખા જીવન પર્યન્ત તમારીજ સેવા કરવી એવુ તમારી સાથે કશુપણ બધારણ કર્યું નથી તમારી સેવા કયાસુધી કરવી અને તેનો કયારે પરિત્યાગ કરવો એ તેના હૃદયાનુસાર કરવા શક્તિવાન છે આજે અફઝલખાન મારા દરબારમા સેવા બજાવે છે અને કાલે તે મારો ત્યાગ કરી કોઇ અન્ય સત્તાની સેવા સ્વિકારશે તો તેથી વિજાપુર નરેશને તેમના પ્રત્યે ક્રોધ રાખવાનુ લેશમાત્ર પણ પ્રયોજન નથી. સૃષ્ટિમા દરેક મનુષ્ય સ્વતત્ર છે માટે જ્યા સુધી અફઝલખાન અમારી સેવામા રહી

નિમકહલાલીથી સેવા બજાવશે ત્યા સુધી અમે તેનો ત્યાગ કરીશુ નહિ અને તે જો તમારે ત્યા પુન આવવાની ઇચ્છા કરશે તો અમે તેને અટકાવીશુ નહિ"

"મહારાજ ! આપનુ કહેવુ સત્ય છે પરતુ અફ્ઝલખાન બાદશાહની નોકરીનો પરિત્યાગ કરી આપને આશ્રયે આવ્યો નથી પણ તેમની જોડે છળ પ્રપચ અને દગાબાજી કરી અહીં આવ્યો છે એટલે બાદશાહી સલ્તનતના તે સાચા ગુન્હેગાર છે એવા ગુન્હેગારને તો અવશ્ય સજા થવીજ જોઇએ." પેલા દૂતે ખૂલાસો કર્યો

"તમારી નોકરી તજી દેવી એ તમારો ગુન્હો છે એમાં લવ-લેશ પણ સત્યતાને અવકાશ નથી. તમારા સૈન્ય પૈસા કે કોઇ પણ વસ્તુ લીધા વગર તે અત્રે આવી રહેલા છે અને બાદશાહની સેવાનો ત્યાગ કર્યો તેજ દિવસે તેમણે તે સઘળી વિગત બાદશાહને લખી જણાવી છે પછી આપનો તે શી રીતે ગુન્હેગાર થઇ શકે તે હુ સમજી શકતો નથી જો તમારો બાદશાહ આવા શુદ્ધ કાર્યને પણ દોષિત લેખતો હોય તો તમારી સ્પષ્ટ ભૂલ છે અફ્ઝલખાનની પ્રમાણીકતામા કશો પણ પ્રત્યવાય નથી એવા પ્રમાણીક માણુસોને અમે કદીપણ બાદશાહને સોપીશુ નહિ. અફ્ઝલખાનને અમે સૈનાધિશ તરીકે રાખ્યો છે એટલે તે હવે આપના બાદશાહના દરબારમાં કદીપણ આવી શકશે નહિ, એ નિશ્ચય છે"

"મહારાજ ! બાદશાહે અફ્ઝલખાનને ગુન્હેગાર ઠરાવ્યો છે માટે આપની ફરજ છે કે તેને તમારે અમને સોપી દેવોજ જોઇએ. જો આપ તેને ન સોપશો તો બાદશાહને વિજાપુરના કેદીને પાડવા માટે

આપની સાથે યુદ્ધ કરવુ પડશે અને વિદ્યાપુર તથા વિજાપુર વચ્ચે જે મત્રીભાવ છે તેનો નાશ થશે. એક માણસને માટે નવિન હત્યાકાડ થાય તેના કરતા અમારા કેદીને આપ અમારે શરણે સોપી દો એજ યોગ્ય છે"

"શેખ સાહેબ ! બસ હવે મારે અધિક કહેવાનુ કશુજ નથી આપ બાદશાહને સ્પષ્ટ જણાવી દો કે અફઝલખાન રામરાજાનો સરદાર છે બાદશાહને અમારી સાથે યુદ્ધ કરવાની ઘણા કાળથી ઇચ્છા છે એટલે અવશ્ય તે આ બહાનુ શોધી સગ્રામમા પ્રવૃત્ત થશેજ મહારાષ્ટ્રમા વિદ્યાપુરનુ રાજ્ય સૌથી બળવાન છે તે મુસલમાનોને હૃદયશૈલ્ય સમાન ખૂચે છે, તેનો કોઇ પણ પ્રકારે વિનાશ કરવા તમે સગળા તલસી રહ્યા છો, તે અમારાથી અજ્ઞાત નથી. પરતુ તમારો બાદશાહ યુદ્ધ કરવા આવે તેનો મને લેશપણ ભય નથી" કહી રામરાજા અટકયો થોડી પળો ગઇ કે તેમણે પુન જણાવ્યુ "શેખસાહેબ ! તમે યુદ્ધ કરો ને પહેલજ હુ તમને યુદ્ધનુ નિમત્રણ આપુ છુ આજથીજ સમજી લ્યો કે વિજાપુર અને વિદ્યાપુર વચ્ચે રણસગ્રામનો પ્રારભ થઇ ચૂકયો છે હવે વિજાપુરના એકપણ માણસને અમે જીવત રહેવા દઇશુ નહિ તમે પણ મરાઠા સરદારોને જુઓ ત્યા તેમનો વિનાશ કરજો અને તમે પોતે પણ ચારજ કલાકમા વિદ્યાપુરના રાજ્યની હદ છોડી ચાલ્યા જાઓ તે પછી એક ઘડી પણ અમારી સત્તા પ્રવર્તતી હોય ત્યા તમારો નિવાસ હશે તો તમને પણ પ્રાણદડની શિક્ષા થશે" રામરાજાએ ક્રોધથી ફરમાવ્યુ.

રામરાજાના છેલ્લા શબ્દો સાભળી વિજાપુરનો દૂત ત્વરીતજ દરબાર છોડી ચાલ્યો ગયો. રામરાજાનો વિચાર ફેરવવા પ્રયત્નો કરવા

એ સર્વથા મિથ્યા છે એ તે બરાબર સમજતો હતો, પોતાના મ્યાનામા બેસીને તેણે બની શકે એટલી ત્વરાથી પ્રયાણ કર્યું.

રામરાજાએ દરબાર વિસર્જન કર્યો અને અફઝલખાનને પોતાની સાથે મહાલયમા લઇ ગયો ભગવાન સૂર્યનારાયણ મધ્યાકાશમા આવી પૂર્ણકળામા પ્રકાશવા લાગ્યા રામરાજા અને અફઝલખાન બન્ને મહાલયમા બેઠા રામરાજાના મનમા અનેક વિચારો ઉભરાતા હતા વિજાપુર જોડે ભવિષ્યમા જબરો હલાબાડ આરભાશે એ નક્કી હતુ, અને એ સગ્રામમા કાતો મહારાષ્ટ્રમા હિંદુરાજ્ય નહિ કે કાતો મુસલમાન પ્રજા નહિ એ સ્પષ્ટ થવાનુ હતુ "અફઝલખાન !" રામરાજા બોલ્યા, "આજનો સઘળો પ્રસગ તમે જોયો છે હવે આપણે ભવિષ્યમા શુ કરવુ તે પ્રથમથી નક્કી કરવુ જોઇએ."

"મહારાજ ! મને તો આપે આશ્રય આપ્યો છે એટલે હવે મારે શુ કહેવાનુ હોય ! પણ આપ જો એમ માનશો કે આ યુદ્ધ ઉપસ્થિત થવામા વાસ્તવીક કારણભુત હુ છુ તો તે આપની ભૂલ છે, બેદ્દુર સાથેના છેલ્લા યુદ્ધ પછી સગળા મુસલમાની રાજ્યોએ એવો નિશ્ચય કર્યો છે કે અમે તે પ્રકારે મહારાષ્ટ્રમાથી વિદ્યાપુરના હિંદુ રાજનો વિનાશ કરવો આપનુ સૈન્ય વખતો વખત વિજાપુરની સ્હાયતાર્થે જાય છે એટલે વિદ્યાપુરની સલ્તનત કેટલી બળવત્તર છે એનો અલ્લીઆદિલશાહને સપૂર્ણ પરિચય છે. આવુ એક પણ બળવાન રાજ્ય અવશીષ હોય તો ભવિષ્યમા મુસલમાનોનો વિનાશ કરવા સમર્થ થાય એ બાદશાહ બરાબર સમજે છે એટલે આપ મને સોંપશો કે ન સોંપશો તોપણ યુદ્ધ તો કરવુજ પડશે એ નિર્વિવાદજ છે." અફઝલખાને ખરી વસ્તુસ્થિતિનું વર્ણન કર્યું.

"નહિ, નહિ, તમે એમ લેશપણ માનશો નહિ કે હું તમને સોપી દ-શ મારે નો હવે ભવિષ્યમા શુ કરવુ તે માટે તમારી સલાહ લેવાની છે આ રણસગ્રામ ઘણોજ પ્રચડ થશે તેમા વિદ્યાપુરના સામ્રાજ્યના જીવન મરણનો પ્રશ્ન છે. તમે જુઓ છો કે તમારા પ્રત્યે પ્રેમ રાખવાથી અને દરબારમા તમને સૈનાધિપતિની મોટી પદવી આપવાથી સઘળા દરબારીઓ મારી સામે થયા છે તેઓ મારી સ્પષ્ટ વિરૂદ્ધ થતા નથી પણ તેમના હૃદય ખિન્ન અને ઉદાસ છે, રગનાથ જેવા મારા શુરવીર સુભટોએ પણ મને દગો આપ્યો છે એટલે હાલ મને કોઇ સાચી સલાહ આપે તો માત્ર તમેજ છો"

"તો હવે સલાહ બીજી આપવાનીજ નથી, લશ્કર, દારૂગોળો અને અનાજ આદિ સામગ્રીનો સચય કરો. માડલીકોને તેમના સૈન્ય સહિત આમત્રણ કરી સત્વર બોલાવી લ્યો, અને વિજાપુરનુ સૈન્ય આવે કે તેને ખાળવાને માટે ભદ્રાના કિનારા પર સૈન્ય ગોઠવી દો. એટલે સગ્રામના શ્રીગણેશ મડાશે પછી મારા તમારા અને વિદ્યાપુરના ધન્ય ભાગ્ય હશે તો વિજયશ્રી તમને વરમાળ આરોપશે નહિ તો... ........." અન્તિમ શબ્દ અફઝલખાન ગળી ગયો.

"અફઝલખાન ! તમે એવી અશુભ કલ્પનાજ તજી દો આપણા પક્ષમા સત્ય છે, ધર્મ છે એટલે અતે વિજય અમારોજ છે. સૈન્યની વ્યવસ્થા કરવાનુ કામ હુ તમનેજ સોપુ છુ. પરતુ અફઝલખાન ! તમને એક બીજી વાત પુછુ છુ. તમે હૃદયમા લેશપણ સકોચ રાખ્યા વિના મને તેનો પ્રત્યુત્તર આપજો જ્યારે મે તમને પ્રથમ જોયા તે સમયે તમારા મુખ ઉપર અલૌકીક ઉત્સાહ અને સુદરતા જણાતી હતી

તમે જ્યારથી યવનરાજનો પરિત્યાગ કર્યો ત્યારથી તમારામાં ઉત્સાહ અધિક આવવો જોઇએ તેને બદલે એકપણ દિવસ હવે હુ તમને આનદપૂર્ણ જોતો નથી જો અલીઆદીલશાહનો પરિત્યાગ કરવાથીજ તમને આટલી બધી વ્યગ્રતા થતી હોય તો ભવિષ્યમા તમે તેની સામે શસ્ત્ર શી રીતે ખેચી શકશો ?"

"મહારાજ ! વ્યગ્રતા અને ઉદાસીનતા એતો મારો સહજીક સ્વભાવજ થઇ ગયો છે. મારૂ જીવન પ્રભુએ કષ્ટ વેઠવાનેજ સરજ્યુ છે મારા કુટુબીજનો કોણ છે તેની મને લેશપણ માહીતી નથી. માતાનો મેળાપ પણ ઘણે વર્ષે થયો છતાએ હુ કેવો દુર્ભાગી કે તેનો સહવાસ પણ લાબો સમય હુ માચવી શક્યો નહિ મારી માતાનુ હૃદય એટલુ બધુ કોમળ અને લાગણીવાળુ છે કે મે સ્વામિદ્રોહ કર્યો તેથી તેને અપરિમિત ક્લેશ થયો હશે, અને તેની હાલત એવી ભયકર થઇ હશે કે પુનઃ તેનો મારો મેળાપ થશે કે નહિ તે પણ સશય છે થોડાજ દિવસપર મને એવા સમાચાર મળ્યા હતા કે તેમણે ભદ્રાનદિમા પડી આત્મઘાત કર્યો છે આ વાતપર મને પૂર્ણ શ્રદ્ધા નથી પણ જો તે સત્ય હશે તો ખરેખર મારા જીવનનો પણ અતજ આવશે" આમ બોલતા અફઝલખાનના નેત્રો પાણીથી ભરાઇ ગયા. તે વિર સરદાર રોઇ પડ્યો માતૃસ્નેહ કાઇ એવી અજબ વસ્તુ છે કે પાષાણને પણ પિગળાવવા તે સમર્થ નીવડે છે. રામરાજા અફઝલખાનને વજ્ર જેવા સખ્ત હૃદયનો માનતો હતો તેને આમ રોતો જોઇ રામરાજાનુ હૃદય પણ દ્રવવા લાગ્યુ

"અફઝલખાન ! પ્રભુ કૃપાથી તમારી માતા જીવત છે. તમે જે વાત સાભળી તે પણ સત્ય છે. તમારી માતા આત્મઘાત કરવા

ભઠ્ઠામા પડી હતી અને તેને રક્ષવાને પાછળ એક મારો ગુપ્ત અનુચર પણ પડ્યા હતો એટલામા ફકીર નામના માણસે આવીને તમારી માતાને બચાવી લીધી દેશથી ફકીરે આપણા ગુપ્ત અનુચરનો નાશ કરવાનો પ્રપચ રચ્યો હતો પણ રજ્જુદીનની સહાયતાથી સર્વના પ્રાણ બચી ગયા છે અને હાલમા રજ્જુદીને ફકીરને કારાગૃહવાસમા રાખ્યો છે" શમરાજાએ અફઝલખાનના હૃદયનુ સમાધાન કરવા કાંઈક સત્યને કંઈક અસત્ય વાતોનુ ચોકઠુ ગોઠવ્યુ

"ઘણી સતોષજનક વાત છે કે તે હજી જીવત છે પણ હવે તેમના દર્શન કરવાનો લાભ તો મને પુન નહિજ પ્રાપ્ત થશે કારણ કે મે સ્વામીદ્રોહ કર્યો એ તેમને પણ અપ્રિય છે હવે વનવિહાર એ દુશ્મનોની છાવણી થઈ પડશે. તે સ્થાનમા મારાથી પગ પણ હવે કેમ મૂકી શકાય ! આવેશને વશ થઈ મારી માતાએ મને શોધવા જે અનુચર મોકલ્યો હતો તેની સાથે મે કેવો ઉચ્છૃખલ સદેશો કહાવ્યો ! માતાનો મારા પ્રત્યે કેટલો નિસ્સીમ પ્રેમ ! મે તેનુ કેવુ વિચિત્ર ફલ આપ્યુ ? જે બાદશાહે મને પાળી પોષી મોટો કર્યો ! તેને પણ મે દગો કીધો ! જે માતાએ મારૂ પાલનપોષણ કર્યું, તેનો પણ તિરસ્કાર કર્યો ! હવે મને પણ એમ થાય છે કે આ જગતની સઘળી ઉપાધીઓ તજી કોઈ તીર્થસ્થાનમા પરિભ્રમણ કરવા સન્યાસીનો વેશ લઈ ચાલ્યા જવુ." અફઝલખાને દ્રવતા હૃદયે જણાવ્યુ

"અફઝલખાન ! રાજ્યકાર્યભાર એવો વિચિત્ર છે કે તેમા અસત્ય, અન્યાય, અધર્મ આદિ દુષ્કૃત્યો કર્યા વિના રાજકર્મચારીઓને ચાલતુ જ નથી. તમે તમારૂ જીવન મુસલમાન તરીકે તેમના સહવાસમા ગાળ્યુ એટલે તમને ખબર ન હોય, પણ પૂર્વકાલમા યુધિષ્ઠિર જેવા સમર્થ

ધર્મજ્ઞ રાજપુરૂષને પણ એકવાર અસત્યભાષી થવુ પડયુ હતુ તો આપણે કોણ માત્ર! એટલે આપણને રાજ્યરક્ષણ માટે જે અધર્મ કૃત્યો કરવાં પડે તેનો શોક કરવો લેશ પણ આવશ્યક નથી તમારી માતા તમારાથી વિમુખ થએલી છે એનો તમને શોક થાય એ યથાસ્થિત છે પરંતુ તમારી ઇચ્છા હોય તો તેમને અત્રે આણી રાખવાની વ્યવસ્થા પણ આપણે કરી શકીશુ. વનવિહાર એ નામનુજ વિજયપુરનુ થાણુ છે બાકી ત્યા ખરેખર સત્તા તો મારીજ છે!"

"મહારાજ! મારી તો એવી અભિલાષા હતી, પણ મારી માતાજી તેમા અનુકૂળ નથી તેઓ અનુપમ ધૈર્યશાળી અને ટેકવાળા છે. તેમના પૂર્વજીવનમા તેમને કાઇક વિદ્યાપુર સાથે દ્વેષ હોય એમ મને લાગે છે. મે તેમને મારી મનોભાવના જણાવી તે પછીજ તેમને અત્યંત શોક થયો અને મને સ્વામિદ્રોહ ન કરવા પુષ્કળ સમજાવ્યો હતો પરંતુ હુ તેની અવગણના કરી અંતે આપને આશ્રયે આવ્યો છૂ એટલે મારાપરનો તેમનો પ્રેમ પલટાઇ ગયો હશે અને હવે હુ જઇશ તો તે મારો તિરસ્કારજ કરશે મે તો મારા અંતરમાંથી હવે માતૃદર્શનની વાચ્છનાજ તજી દીધી છે. મને સત્તા સમૃદ્ધિ અને જગતની બીજી સઘળી અનુકૂળતા છે છતા આ કારણથી મારૂ હૃદય પ્રજળી રહ્યું છે મહારાજ! હુ આપને દાખવી શકતો નથી કે મારા હૃદયમા કેટલો શોક સંતાપ અને ઉદ્વેગ છે. માતા વિના મને આખુ જગત શૂન્ય ભાસે છે. રાત દિવસ મારા નેત્રોમાથી તે માટે શોકના અશ્રુઓ વહે છે. પણ હજી તે પાપ પૂર્ણ થતુ નથી અને થવાનુ નથી. તેથીજ હુ આપને હમ્મેશા ખિન્ન અને ઉદાસ લાગતો હઇશ" પુનઃ અક્ષ્ઝલખાનને નયણે અશ્રુઓનો વર્ષાદ થવા લાગ્યો, તેની અંતરવેદના મૂર્તિમત થઇ.

'અફઝનખાન ! તમારી માતાના સ્વભાવનો મને પણ કંઇક અંશે પરિચય છે, તમારી ધારણા સર્વથા સત્ય છે પરંતુ તમે પોતે જઇ તમારી માતાને વિનતી કરો તો કદાચિત તે તેનો વિચાર ફેરવશે અને અત્રે આવશે એમ મને લાગે છે. તમારી માતા અહિં ન આવે ત્યાં સુધી તમારૂં હૃદય આમ ઉદાસજ રહેશે, તો તમે યુદ્ધમાં શું કાર્ય કરી શકશો. એથી તો તમારાથી ઉલટો મને વધારે ગેરલાભ થશે તમે જાઓ અને સમજાવીને–એટલે–વિનવીને ગમે તે પ્રકારે પણ તેમને અત્રે લઇ આવો."

"પણ હું શું મુખ લઇ તેમની પાસે જઇશ. મેં મૂર્ખાઇથી તેમને કહાવેલા ઉદ્ધત સંદેશાનું મને પ્રતિપળે સ્મરણ થાય છે. હવે માતા પાસે જઇ તેને હું શું કહું? તેની પાસે શી યાચના કરૂં! મને તો હવે કાંઇ સૂઝતુંજ નથી કે હવે કેમ કરવું અને મારો ભાવી જીવનક્રમ કેમ રચવો?"

"તમારી માતા અત્રે આવશે એટલે તમારૂં હૃદય સ્વસ્થ થઇ જશે માટે આજે સાંઝે તમે અત્રેથી પ્રયાણ કરો. રાત્રીના પ્રથમ પ્રહરમાં તો તમે ત્યાં વનવિહાર પહોંચી જશો. તમને ત્યાં કોઇપણ રોકશે કે કશી હરકત કરશે નહિ. કારણ કે વનવિહારનો મૂખ્ય મુસલમાન સરદાર રજ્જુદીન મારો એક કાળનો પરમ વિશ્વાસુ સેવક છે. તેને મુસલમાનોએ વટાડી બળાત્કારે ભ્રષ્ટ કર્યો છે. તે તમને સર્વપ્રકારની યોગ્ય વ્યવસ્થા કરી આપશે એટલે તમે તમારી માતા સાથે એકાંતમાં જોઇએ તે સઘળી વાતો કરી લેજો. પરંતુ એક વાત સ્મરણમાં રાખજો કે તમારી માતાને નિવૃત્તિ બહુ પ્રિય છે અને તમારા પર તેમને બહુ પ્રેમ છે.

તમે યુદ્ધમા કદાચ મૃત્યુ પામશો એ વિચારમાત્ર તેમને કલેષ આપી રહ્યો છે. તે તમને યુદ્ધ ન કરવાને બહુ સમજાવશે પણ તમારૂ માતૃ-રૂણ હજી પુરૂ થયુ નથી. જે સુલતનતે તમારી માતાને જીવનપર્યન્ત બંદીવાસ આપ્યો તે રાજ્યનો સર્વ નાશ કરવો એજ આપણો અંતિમ હેતુ છે. તેનો નાશ કરવામા જેટલો અધિક વિલંબ થાય છે એટલુ આપણુ પ્રાયશ્ચિત વધે છે માટે તમે તમારી માતાના ઉપદેશથી ધર્મ ભ્રષ્ટ ન થાઓ તે બરાબર સ્મરણમા રાખજો" રામરાજાએ કહ્યું. તેને અફઝલખાનનો બહુ ભય હતો તે કંઇપણ દગો દે એનો ભરૂસો નહોતો, અને તેમ થાય તો પોતે ગોઠવેલી સઘળી બાજી ધૂળ મળે એમ હતુ કારણ કે આરબ અને મુસલમાન સૈનીકોપર થોડા સમયમાં અફઝલખાનની સંપૂર્ણ સત્તા બેસી ગઇ હતી અને આરબ સૈન્ય સામ્રાજ્યના મજબુત ટેકા રૂપ હતું.

"મહારાજ ! મારો એ નિશ્ચય કદીપણ બદલી શકાય એમ નથી. વિજાપુરનો વિનાશ કરવાને તો આ સવ પ્રવૃત્તિઓ આરંભી છે, અને જ્યારે મારા માતા પિતા આદિ સઘળા હિંદુઓજ છે ત્યારે તો હવે મુસલમાનોનો વિદ્ધંશ કરવો એ મારી પવિત્ર ફરજ છે ગમે તેવા ભયંકર સંકટો આવી પડે અથવા માતા મને આજ્ઞા કરે તો પણ હું મારી પ્રતિજ્ઞાથી વિચલિત થનાર નથી એની આપ પૂર્ણ ખાતરી રાખજો."

'ઠીક, ત્યારે હવે આજે અવશેષ સમયમા બની શકે એટલું સૈન્ય સામગ્રીનુ કામ કરી લ્યો અને સાંઝે વનવિહાર તરફ તમારૂં કાર્ય બજાવવા ઉપડી જાઓ. હવે તમને જવાની આજ્ઞા છે." રામ-

રાજાએ ફરમાવ્યુ. રામરાજા 'જવાની આજ્ઞા છે' એમ કહે એટલે એનો સ્પષ્ટ અર્થ એજ થાય કે હવે ચાલ્યા જવુ અફ્ઝલખાન મહારાજાનો સંકેતાર્થ સમજી ગયો અને ચાલ્યો ગયો સંધ્યાકાળ થતા અફ્ઝલખાન વનવિહારને પથે વળ્યો માર્ગમા તેને અનેક વિચારો ઉત્પન્ન થવા લાગ્યા ભવિષ્યમા હવે શુ કરવું ? માતાને અહીં લાવવી કે નહિ ? એમ અનેક વિચાર પરપરા ગુથતો તે માર્ગ કાપવા લાગ્યો તેને શ્વાસે પ્રશ્વાસે શોક છવાએલો હતો અફ્ઝલખાનનો અશ્વ ધીમે ધીમે વનવિહાર તરફ વધવા લાગ્યો.



# પ્રકરણ ૧૮ મું,

## છેલ્લો ન્યાય.

ચંદ્રનો પ્રકાશ મેઘથી ભરેલી વાદળીઓમાંથી કોઇ કોઇવાર જણાતો હતો કોઇવાર વરસાદની ઝડીઓ વરસતી હતી છાટા છાંટાં તો હમેશાં પડયાજ કરતા હતા થડો વાયુ પ્રવાસીઓને અકળાવી દેતો હતો. અનીલના ઝપાટા એવા જોરથી આવતા કે ગમે તેવો સશક્ત મનુષ્ય પણ કપવા લાગતા હતા. માર્ગ પરના વૃક્ષો ભીલા છમ બની ગયા હતા. માર્ગ ભયકર લાગતો હતો વનવિહારની સડક પાકી બાંધેલી હોવા છતા વરસાદના મારથી માર્ગ ધોવાઇ જઇ કેટલીક જગ્યાએ પાણીના ખાબોચીઆ ભરાઇ રહેલા હતા, મહારાષ્ટ્રના પહાડી પ્રદેશોમા વરસતા ભીષણ વરસાદનો અન્યજનોને ખ્યાલ સરખોયે ન હોય ! ચારે મેરે પર્વતોની હારો અને આકાશમા ઘોર મેઘથી આચ્છાદીત શ્યામ અભ્રોનો સમુહ અવલોકનારને અધિક ભયભીત બનાવી દેતા હતા અફઝલખાનનો અશ્વ પુરપાટથી દોડતો ચાલ્યો જતો હતો વર્ષાથી પિડાતો થડીની પીડા સહન કરતો અફઝલખાન મધ્યરાત્રી થતા વન-વિહારના દ્વારમા પેઠો સન્ત્રીઓની બાદશાહીને લીધે તેને કોઇપણ જગાએ અતરાય નડયો નહિ વનવિહાર અફઝલખાનને અપરિચિત નહોતુ વનવિહાર ભિષણ અધકારથી ભિતિનુ મુર્તિમત સ્વરૂપ બન્યુ હતું. જીદગીથી કટાળેલા માણસને પણ ત્યા ઉભા રહેવુ ભયકર લાગે એ સ્વાભાવિક હતુ વરસાદની ધ્વનીમા વચ્ચે વચ્ચે નિશાચરોના કારમા કર્ણભેદી અવાજ સભળાતા હતા પવનનો સુસવાટ અને વૃક્ષોના હલન ચલનથી ઉત્પન્ન થતો અવાજ વનવિહારની ભયભિતતાને સપૂર્ણ

બનાવવા સફલ યત્નો કરતા હતા. સમિપમાજ વહેતો ભદ્રાનો પ્રવાહ જોરથી ચાલ્યો જતો હતો રેલના પાણી ચઢેલા હતા વનવિહારનો અર્ધો ભાગ જલમય થઇ ગયો હતો. ગમે તેટલુ પુર આવે છતાં ત્યાના રાજમહાલયને લેશપણ ભય નહોતો કારણ કે તેની આગળ વજ્ર જેવી કિલ્લે બદી કરેલી હતી. અફ્ઝલખાનની દેહ થડીથી અને હૃદય ભયથી કપવા લાગ્યા મહાલય પણ અધકારમાં વિલિન થઇ ગએલો હતો અફ્ઝલખાને મહાલયનો સર્વથી નીચેનો પ્રભાવતીના નિવાસનો ઓરડો તપાસ્યો. અદરથી કોણ વ્યક્તિ છે તેની અપેક્ષા કર્યા વગરજ ઉત્તર આવ્યો, "માતાજી ઉપર છે."

અફ્ઝલખાન ઉપર ચઢી ગયો ત્રીજા માળ ઉપર એક નાના ઓરડામા દિવેલનુ ભરેલુ કેડીઉ બળતુ હતુ ઝાંખો પ્રકાશ ઓરડાને અજવાળતો હતો માંહે બે મનુષ્યો બેઠેલા જણાતા હતા. અફ્ઝલખાન ત્યાજ અટક્યો, અને અદર થતી વાતોને સાભળવા પ્રયત્ન કરવા લાગ્યો વરસાદની વરસતી ઝડીઓમા અદર બેઠેલી વ્યક્તિઓનો અવાજ સ્પષ્ટ પણે બહાર સભળાતો નહોતો

"જુઓ, હવે આપણે એક બીજાથી જેટલા ભિન્ન રહીશુ તેટલુ આપણને ઉભયને હાનીકારક છે તમે મને તમારી સત્ય ઓળખાણ આપતા નથી, પંતુ મને એવુ સ્મરણ થાય છે કે મે તમને પૂવ કાલમા ક્યા પણ જોએલા છે આજથી ઘણા વર્ષ ઉપર તમારા જેવાજ સ્રી અહીં વસતા હતા અને હુ તેમની સભાળ રાખવા અહીં રહ્યો હતો. તે બાઇની મુખાકૃતી અને તમારી મુખાકૃતીમા એટલી બધી સમાનતા લાગે છે કે તે તમે પોતેજ છો એવી મને વખતોવખત શકા થાય છે પરતુ તે સ્રી હિદુ હતી અને તમે મુસલમાન છો એટલે

મારૂં અનુમાન મને યોગ્ય નથી લાગતુ " તે બે પૈકી એક પુરૂષ વ્યક્તિએ પોતાની સામે બેઠેલી સ્ત્રીને ઉદ્દેશીને જણાવ્યુ.

"ખાનસાહેબ ! તમારી ધારણા સર્વાંશે સત્ય છે. આજથી ઘણાં વર્ષો ઉપર મારો અત્રે નિવાસ હતો. તે સમયે રામનાથ નામનો હિંદુ-રાજાનો એક અનુચર મારી સેવામા હતો તેની અને તમારી મુખાકૃતીમા પણ જરાએ અસમાનતા નથી લાગતી પણ તે પણ હિંદુ હતો અને તમે મુસલમાન ધર્માવલબી છો " તે સ્ત્રીએ જવાબ આપ્યો

"તમે કદાચ મારી ધારણા અસત્ય નિવડે તો મને ક્ષમા કરજો પણ મને લાગે છે કે તમે તમારી જીદગીનો પૂર્વાશ્રમ આ હિદુરાજા જોડે ગાળ્યો હતો અને પાછળથી તમારા બે વચ્ચે અટસ ઉપસ્થિત થતાં તમે તેનો ત્યાગ કરી ચાલ્યા ગયા હતા, સમય જતા ભાવીની પ્રબલતાથી તમારી જીદગીપણ પલટાઇ ગઇ અને હુ પણ મુસલમાનોની પાશવીક પ્રબળતાથી ધર્મચ્યુત થયો, છતા મારામાથી હિદુત્વનો વિનાશ થયો નથી એ સ્ત્રી તે જરૂર તમેજ છો "

"ખાનસાહેબ ! જ્યારે તમે તમારા પૂર્વાશ્રમનો પરિચય પૂર્ણપણે આપો છો ત્યારે મારા જીવનની સત્યઘટના જણાવવામા કશોપણ પ્રત્યવાય નથી રામરાજાની સહચારીણી તરીકે જીવન ગાળનાર અને આદીલશાહના બદીવાસમા કષ્ટો ભોગવનાર તે હુજ છૂ હવે મને તમારી પણ સ્મૃતિ થાય છે અને મારા ભૂતકાળની મને સપૂર્ણ યાદ આવે છે જે દિવસે હુ અને ગગા પિરસાહેબની યાત્રા કરવાને બહાને વનવિહારનો ત્યાગ કરી ન્હાસી ગયા પછી અમે પીરસાહેબની દરગાહમા દર્શને ગયા અને તમે બહાર શ્રમથી નિદ્રા વશ થઇ ગયા તમે અમને શોધવા દરગાહમાં આવ્યા ત્યારે તમારા બન્ને બળદો મ મારી લઇ અમે

ત્યાં યાત્રાએ આવેલા સોદાગરને વેચી નાંખી તેમાથી મળેલા દ્રવ્યથી થોડો વખત અમે ચુનારગઢમા ગાળ્યો અને પુનઃ રામરાજાના તરફથી ભય જેવુ ન રહ્યું એટલે દરગાહના ગુપ્ત ભોંયરામાં આવીને રહ્યા. ત્યાં ધાર્મિક દ્રવ્યમાથી મે મારૂ ગુજરાન ચલાવ્યુ એ દરગાહમાજ અમારે પૂર્ણ મુસલમાન ધર્મ પાળવો પડયો કારણકે મને તેમ કર્યા વિના બીજો અવકાશજ નહોતો અને દ્રવ્યની સ્હાયતા મળતી અટકી એટલે બે દિવસ નો ઉપવાસ કરીને પણ રહેવુ પડયુ ત્યાથી મારા પિતાને ત્યા જવાને તૈયાર થઇ, પણ માર્ગમા જાગીરાબાદના દુષ્ટ બાદશાહ મુઝફ્ફરે બંદીવાન બનાવી મને, ગંગાને અફઝલખાનને અને મારી પુત્રીને સર્વને વિજાપુરના કેદખાનામા મોકલી દીધા એમ કોઇ પણ સ્થાને હું ઠરી શકી નહિ, અને પુન અહીંની ગએલી અત્રેજ આવીને ઠરી એટલામા આ દુષ્ટ પુત્રે એવુ પાપીકાર્ય કયુ કે મારે પુન અહીંથી ન્હાસી છુટવુ પડશે અને કોણ જાણે કયા કયા રખડવુ પડશે મારા ભાગ્યમા દુખ સિવાય અન્ય કાંઇ વિધાનાએ લખ્યુજ ન હોય એમ મને લાગે છે મારો પુત્ર જે તમારી સાથે અહીં વિજાપુરના દૂત તરીકે અધિકાર ભોગવતો હતો તે એ રામરાજાના કપટપાસથી પાકો ત્યા જઇને રહ્યો છે એટલે બાદશાહની દૃષ્ટિમા હુ પણ રાજદ્રોહી ઠરી ચુકી છુ તેમને એ વાત જણાશે કે તરતજ કઠીન બંદીવાસના દુખો મારા સન્મુખ આવી ન્હેશે તેના કરતા પુણ્યતિર્થોનો પ્રવાસ આરંભવો અને કાશી મથુરા જેવા તિર્થધામ અથવા મક્કા મદિના જેવા ભારતની બહારના પુણ્ય સ્થળો અવલોકવા એવો મારો અભિલાષ છે. મારે તો મથુરાના મંદિર અને મદનાની મસ્જીદ સર્વ સમાન છે કારણકે મારા પિતા મુસલમાન હતા અને માતા

હિંદુકુળની હતી. એટલે હું તો હવે થોડાજ દિવસમાં પુન: મારો પ્રવાસ આરંભીશ” તે સ્ત્રીએ ઉત્તર આપ્યો.

“તમને અજ્ઞાત હશે પણ જાગીરાબાદના બાદશાહે તમને પકડયા તે સમયે પણ તમારૂં રક્ષણ કરનાર હું જ હતો. મને પણ થોડો સમય બંદીવાસ મળ્યો હતો. પણ એકવાર બાદશાહ શિકારે ગયા હતા ત્યાં નદિમાંથી ઉતરતાં શરદીથી એમના બાહુ શીથીલ બની ગયા ત્યારે મેં તેમનું રક્ષણ કર્યું હતું. તેના બદલામાં બાદશાહે મને મૂક્તિ આપી અને દરબારમાં ઉમરાવપદ આપ્યું. હવે તમે ચાલ્યાં જશો તો તમારો પુત્ર વિદ્યાપુરમાંજ રહી જશે. તમે જુઓ કે જેણે માતાના લાડકોડ પણ બિલકુલ અનુભવ્યા નથી, તમારો સ્નેહાળ હાથ તેનાપર ફર્યો નથી, તમારા મુખના આશ્વાસનના મધુર શબ્દો સાંભળ્યા નથી, તમે તેના દુખનાં આંસુ લોહ્યાં નથી. હવે ઘણે વર્ષે પ્રભુની કૃપાથી તમે આમ મળ્યાં ત્યારે શું તે પુત્રનો તમે પરિત્યાગ કરશો.’ રજુદીને પૂછ્યું.

એ બે વ્યક્તિ તે અન્ય કોઈ નહોતા પણ એક રજુદ્દીન અને બીજી પ્રભાવતી હતી. પ્રભાવતી વિના અફ્ઝલખાનનું અંતર વ્યગ્ર રહેતું હતું. તેથી તેને કોઇપણ પ્રકારે સમજાવીને વિદ્યાપુર મોકલવા રામરાજાએજ ગુપ્તપણે રજુદ્દીનને ફરમાવ્યું હતું. વળી પ્રભાવતીને માટે તે સમયે એવી કથા પ્રચલિત હતી કે કારાગૃહમાં તે કાઇક ગુપ્તમંત્ર શીખી છે જેના યોગથી તે કેટલાક અદ્દ્ભુત ચમત્કારો કરી શકે છે. આવી લોક-કથા પ્રચારમાં આવવાથી યુદ્ધને પ્રસંગે તેને બંદીવાન તરીકે રાખવાની રામ-રાજાની ઇચ્છા હતી કે તે પોતાના મંત્ર તંત્રને બળે અથવા પ્રપંચથી રામરાજાની વિરૂદ્ધ કોઇ પણ ષડયંત્ર રચી શકે નહિ. વળી રજુદ્દીનને એમ ખાતરી હતી કે પ્રભાવતી વિદ્યાપુર જઇને રહે અને પોતાના પુત્રને

વિજાપુર સામે હુ નેજીત કરે તો અવશ્ય અફઝલખાન ત્વરીતજ તે કાર્યમા તન્મય બની જાય એમ છે પ્રભાવતી અને અફઝલખાન ઉભયમાં હાર્દિક વાત્સલ્યપ્રેમ કેટલો અવર્ણનીય છે તે રજ્જુદ્દીન જાણતો હતો અફઝલખાન માતાના વચનમાટે મરવાને પણ તૈયાર થતો હતો તેની માતૃભક્તિ અતિ જ્વલંત હતી તેણે માતાની આજ્ઞાનો ભંગ કર્યો હોય તો તે આ પહેલોજ પ્રસંગ હતો વિદ્યાપુરની સેવા સ્વિકારવામા તેણે માતૃ આજ્ઞાનું ઉલ્લંઘન કર્યું હતું પરંતુ પાછળથી તેને તેનો અત્યંત પશ્ચાતાપ થયો હતો વનવિહારમા પ્રભાવતી આવીને રહી તેજ દિવસથી તેનો પ્રભાવ ત્યા એટલો બધો વ્યાપી ગયો હતો કે દૈવી શકિત ધરાવનાર સાધ્વી તરીકે ત્યા તેનુ પુજન થતુ તેની વાણી ઇશ્વરી વચનો મનાતા અને તેના આશિર્વચનો પામવા ત્યાના નોકરોના કુટુમ્બો ઘેલા થઇ જતા પ્રાતઃકાળમા તેનુ મુખ જોનાર પોતાનુ અહોભાગ્ય સમજતા રોગી બાળકો તેની આશીષથી વગર ઔષધે નિરોગી થતા ! તેનો ઉપદેશ સાંભળવા આસપાસના લોકો પણ ટોળે મળી ભેગા થતા તેના મુખમાથી શ્રવતુ અમૃત લોકોમા ચૈતન્ય પૂરતુ તેનુ સ્વરૂપ એવુ દૈવી અને નિર્મળ લાગતુ કે સાહજીક રીતેજ જોનારાઓનો તેના પ્રત્યે પૂજ્યભાવ જન્મતો હતો આનુ કારણ એ હતુ કે એકવાર વિજાપુરના બાદશાહની બેગમનો પુત્ર ખાનજહાન મરણસેયાએ સુતો હતો અનેક ઔષધો અજમાવ્યા છતા તેનો વ્યાધિ મટી શકયો નહિ તેવામા જનાનાની એક દાસીનુ મૃત્યુ થયુ ત્યારે બાદશાહે પ્રભાવતીને દાસીનુ કાર્ય સોંપ્યુ પ્રભાવતી બેગમ પાસે ગઇ અને તેના પુત્રની આવી વિષમ દશા જોઈ તેને આશિર્વાદ આપ્યો પ્રભુકૃપાથી તેજ દિવસથી બાલ-રાજકુમારનો વ્યાધિ ધીમે ધીમે સારો થઇ ગયો. એટલે પછી મુસલમાન રાજ્યોનુ પૂછવુ શુ ? તેથી તો

પ્રભાવતીની ખ્યાતિ આખા વિજાપુરમા પ્રસરી ગઈ અને તે સાધ્વી સ્ત્રી તરીકે પુજાવા લાગી પોતાની માતાનો આવો અપ્રતિમ પ્રભાવ જોઈ અને તેના મુખમાથી પડતા વચનો ઝીલાતા જોઇ અફઝલખાનનુ હૃદય માતૃપ્રેમથી ઉભરાઇ જતુ જ્યા સુધી વિજાપુરના સૈન્યનો અને તેના રાજ્યકારસ્થાનોનો માહીતગાર અફઝલખાન વિજાપુરના રાજ્યમા હોય ત્યા સુધી વિજાપુરને પોતાના શીર ઉપર તલવાર લટકતી હોય એટલો ભય હતો એટલા માટે રજ્જુદ્દીન રામરાજાના પક્ષમા અફઝલખાનને મેળવી લેવાનો હેતુ સાધવા પ્રભાવતીની વિનતી અને તેનુ આત્મમાન કરી રહ્યો હતો, બાકી રજ્જુદ્દીન આગળ પ્રભાવતીની કિમત કોડીની પણ નહોતી તે તેને એક નીચ, વર્ણશકર યવનસુદરી તરીકે ઓળખતો હતો વર્તમાન જીવનની પ્રભાવતીની સાધુતાને તે પાખડ માનતો, એવી સ્ત્રીની ખુશામત કરવી તેને પસદ નહોતી, પણ વિજાપુરના સ્વાર્થને માટે તે ગમે તે કરવા તત્પર હતો રજ્જુદ્દીનના વચનો થોડીવાર પ્રભાવતી સાભળી રહી

"રજ્જુદ્દીન ' અફઝલખાનનો પરિત્યાગ કરવાની મારી ઇચ્છા છેજ નહિ તે મારી સાથે આવતો હોય તો જરૂર હુ તેને લઇ જઈશ અફ-ઝલખાન બહાદુર અને ઉત્સાહી છે અહીં નહીં તો ગમે ત્યા નોકરી કરી પણ તે પોતાનુ ઉદર પોષણ કરી શકશે જેનુ અન્ન ખાઉં તેનેજ દગો આપવો એ નીમકહરામીમનુષ્યનુ લક્ષણ છે આવા દુષ્કૃત્ય કરનારની માતા તરીકે જગતમા જીવતા પણ મને શરમ આવે છે જે રાજ્યના આશ્રયથી અફઝલખાન મોટો થયો, આવા ઉત્કૃષ્ટ અધિકારે ચઢયો, તેજ રાજ્ય તરફ એ આવો છળપ્રપચ કરે અને આશ્રયદાતાનોજ વિનાશ કરવા પ્રવૃત્ત થાય એનો મારા હૃદયમા આવિર્ભાવ થતાજ હુ કપુ છૂ જરૂર આવા પુત્રના તો દર્શન પણ મને અપવિત્ર કરનારા છે. જો હજી

પણ પુન એકવાર અફઝલખાનનો અને મારો મેળાપ થાય તો હુ તેને આ અધર્મપ્રવૃત્તિમાથી મૂક્ત કરી શકુ ”

“ પરતુ એમા તમારે આટલો શોક કરવાનુ શુ પ્રયોજન છે ? વિજાપુરના રાજ્યે તમારે માટે કેટલો પરિશ્રમ લીધો છે તેનો વિચાર કરો જાગીરાબાદના બાદશાહે પકડીને આપણુને આદીલશાહની પાસે રજુ કર્યા તે સમયે તે ઘાતકી નરપિશાચે તમારી ગોદમાથી તમારા નેત્રો જેવો લાડકવાયો એકનો એક છોકરો ખૂચવી લીધો તમે કરગર્યા, વિનતી કરી, રોયા, પગે લાગ્યા પણુ તે વજ્ર હૃદયના રાક્ષસને તમારે માટે લેશ પણુ દયા આવી ખરી ! ? તેનામા તમારા દુખી અશ્રુઓની કદર કરવા જેટલી પણુ શક્તિ નહોતી તેણે તમને રોતા કકળતા રાખ્યા અને તમારા પુત્રને લઇ લીધો, એ તો સદભાગ્ય આપણા કે તે સમયે વિજાપુરના દરબારમા મારી પ્રતિષ્ટા સારી હતી એટલે બાદશાહે અફઝનખાનને મનેજ સોપ્યો તમારી નાનકડી બાળા પણ તે દુષ્ટે તમારી પાસે રહેવા ન દીધી તેને પણુ તમારી પાસેથી લઈ જનાનામા મહારાણીના આશ્રય નીચે મૂકી અને અતે તેને તમે ગુમાવી બેઠા ! વિજાપુરને માટે તમને અભિમાન છે-પ્રેમ છે, પણુ તેમણે તમારે માટે શુ કર્યું છે ? એવા નીચ પુરૂષને તેના નીચ કૃત્ય બદલ તમારો પુત્ર શિક્ષા આપવા તત્પર થયો છે તો તે યથાયોગ્યજ છે કારણુ કે જે બાદશાહે તેની માતાને વર્ષો પર્યન્ત કારાગૃહવાસમા પૂરી સડતી રાખી મૂકી હોય, જે રાજ્યે તેની નિર્દોષ ભગિનીને પણુ જનાનારૂપી કેદખાનામા પૂરી રાખી હોય અને હાલ પણુ તે તમારી પાસે નથી એ સાભળીને શુ તે હાથ જોડી બેસી રહે ? અફઝનખાનને આ સઘળી કથા મે કહી નથી તે જે દિવસે જાણુશે ત્યારે તો જરૂર તેનો ક્રોધ મહસ્ત્રઘા વધી જશે

જે સલ્તનતે તમારા પ્રત્યે લેશ માત્ર સ્નેહભાવ બતાવ્યો નથી તે રાજ્યને તમારી પાસેથી સારો બદલો મેળવવાની શી આશા છે ?"

"ખાનસાહેબ ! મારે તો જગતમા દુ ખ સિવાય બીજુ કાઇ નિર્માણુ થયુજ નથી વિજાપુરના બાદશાહે જેલમા પુરી મારા દુ ખની પરાકાષ્ટા કરી વિદ્યાપુરના રાજાએ વિશ્વાસઘાત કરી દુ ખના દ્વાર ખોલી આપ્યા. મારા પુત્રે પણુ બાકી હતુ તે પુરૂ કર્યુ હવે તો મને સસાર ઉપરજ તિરસ્કાર ઉપજ્યો છે વિદ્યાપુર કે વિજાપુર સઘળાનુ હિતાહિત થાય તેને અને મને કાઇ સબધ નથી એટલા માટેજ હુ તો અફ્ઝલખાનને બોલાવી લેવા માગુ છુ કે કોઈ પણુ મનુષ્યનો નાશ કરવાના કારણુ-ભૂત મારો પુત્ર ન થાય"

"પણુ હવે જે થવાનુ તે થઈ ગયુ. અફ્ઝલખાન ગયો તે સર્વત્ર જાણીતુ થઈ ગયુ છે વિજાપુરના બાદશાહને પણુ તેના વર્તમાન મળી ગયા છે એટલે પુન અફ્ઝલખાન આવે તો પણુ બાદશાહ તેનો તિરસ્કારજ કરશે અને બાદશાહના હાથમા એકવાર અફ્ઝલખાન પકડાયો તો તેને દેહાતદડની શિક્ષા થશે તમે વિજાપુરનુ શ્રેય કરતા અનેક કષ્ટો વેઠ્યા છે અને હવે વધારે શ્રેય કરવા જતા તમારો છોકરો પણુ ગુમાવી બેસશો એ નિસશય છે બાદશાહને એવી પ્રતીતિ થઇ છે કે તમને લાબા સમય સુધી વિજાપુરમા બદીવાન તરીકે રહેવુ પડ્યુ હતુ, તે વૈરનો બદલો લેવા તમેજ એને ઉશ્કેરી રાજ્યદ્રોહી બનાવ્યો છે માટે તે તો તમને પણુ પુન કારાગૃહવાસ આપવા આતુર છે તમારે માટે બાદશાહને મારે કેવળ અસત્ય લખવુ પડ્યુ છે કે પ્રભાવતી કે ગગા કોઈ પણુ અત્રે નથી ત્યારે તમે નિર્ભય થઈ શક્યા છો જ્યા તમારોજ પ્રાણુ

ભયમા છે ત્યા તમે તમાન પુત્રને બચાવવાની વિપરીત વાતો કરો છો હવે તો અતિમ માર્ગ શોધી કાઢો કે શુ કરવુ ? વાયુને વેગે કાળ વહી જાય છે કાલે સવારે યુદ્ધનુ મગલાચરણુ આરભાશે બાદશાહ પુન અફઝલખાનની માગણી કરશે રામરાજા કેટલો અડગ અને આગ્રહી છે તે તમે જાણો છો, અને અફઝલખાન એનો પુત્ર છે એ વાતની તેને ખબર પડી છે એટલે હવે પ્રાણાન્તે પણ તે તેને તરછોડનાર નથી અલી-આદીલશાહ અફઝલખાનને માર્યા વિના જપનાર નથી હવે અફઝલ ખાનને સમજાવવાનો સમય વહી ગયો છે તમારા વિના તેને વિદ્યાપુરમા બિલકુલ ઠીક લાગતુ નથી અને જ્યા સુધી તમે એને મળશો નહિ ત્યા સુધી એનો ઉદ્વેગ પણ ઓછો થવાનો નથી અને એવી સ્થિતમા કદાપી પણ તે વિજય પામવાનો નથી, કે જગતમા કલકીત થવા સમરભૂમિમાથી નાસવાનો પણ નથી એટલે એના મૃત્યુના કારણભુત પણ તમેજ થશો. તમે તમારે હાથેજ તમારા સસારનુ શરૂઆતથી નિકદન કરતા આવ્યા છો વનવિહારમાથી ન્હાની છૂટતા પણ તમે સ્ત્રીહઠનુ ભયકર પ્રદર્શન કર્યું અને આ આફતને સ્વહસ્તે આમત્રી આણી. જાગીરાબાદના બાદશાહે તમને પકડ્યા ત્યા તમેજ મે કરેલી મહેનતપર પાણી ફેરવ્યુ અને દુ ખના બીજ વાવ્યા આજ તેના કડવા ફળ ચાખો છો અને પસ્તાવો છો. વિજાપુરના બાદશાહ પાસે મુક્તતની યાચના કરવા મે તમને કહ્યુ ત્યારે પણ તમે તમાન હઠવાદી સ્વભાવનો પ્રભાવ એવો બતાવ્યો કે મારે પણ તમારાથી સર્વથા વિમુખજ રહેવુ પડ્યુ. તમારી આ હઠીલી રીત-ભાતથી આટનુ આટનુ નુકસાન થયુ છે અને હજી પણ શુ તમે એ પ્રમાણેજ પુત્રવધ કરવા તૈયાર છો ?" રજુદ્દીન જરા શ્વાસ લેવા અટક્યો અને પ્રભાવતીને બોલવાનો અવકાશ આપ્યો.

"ભૂતકાલીન ઇતિહાસ સભારવામા હવે સાર નથી, તમે સઘળી પરિસ્થિતિ વર્ણવો છો એટલે હું પણ વ્યાકુળ થાઉ છૂ હુ અહીથી ન્હાસી છુટુ તોપણ મારા વિષયક થતો ઉદ્વેગ અફ્ઝલખાનના હૃદયમાથી ટળનાર નથી તેના કરતા એક માર્ગ છે હુ ભઠ્ઠામા પડી આત્મઘાત કરૂ તો મારે શિરેનો ભય નિર્મૂળ થાય, પણ તેથી એના હૃદયનો ઉદ્વેગ તો ઉલટો વધશેજ તે પોતાને મારા વધના નિમિત્તરૂપ ગણશે અને મારૂ આકસ્મિક મૃત્યુ તેને હમેશા સાલસે મને તો કાઇ સમજ પડતી નથી કે હવે શુ કરવૂ ? તમેજ કોઇ માર્ગ બતાવો કે આ સઘળી બગડેલી બાજી પુન ઠેકાણે પડે"

"હુ તમને સાચુ કહુ તો તમે એક હિદુમાતાના પુત્રી છો છતા એક જુના દ્વેશ અને વૈર ખાતર તમે વિદ્યાપુરનો નાશ થાય એમ ઇચ્છો છો, પણ વિદ્યાપુરનો વિનાશ થતા સમસ્ત દક્ષિણ હિદુજીવન વિનાનુ અને નિર્માલ્ય થઇ જશે તમારી માતાને યવનો ખેચી ગયા અને નવાબ નસરૂલ્લાખાને તેને ભ્રષ્ટ કરી એવી અનેક અબળાઓ દુ:ખમા આવી પડતી, ધર્મભ્રષ્ટ થતી અને વિજાતીય થઇ જતી વિદ્યાપુરના રાજ્યે અટકાવી છે તેનો વિનાશ થતા વિજાપુરને મદ ચઢશે તે ઇચ્છા પ્રમાણે ગમે તે પ્રકારે સ્વચ્છદે વર્તશે અને તમારા જેવી અસખ્ય હિદુ અબળા પતિત થઈ જશે, તેનો વિચાર કરો તમને રામરાજાપર દ્વેશ છે, પણ તે ભૂલી જઇ વિજાપુરનો નાશ કરાવશો તો ભાવી અત્યાચારો થતા અટકી જશે તેનું સઘળુ પૂણ્ય તમને લાગશે તેનો જરા વિચાર કરો, હજીપણ પાપ ક્યા સુધી આચરશો ?"

"હુ તમને અનેક વેળા કહી ચુકી છૂ કે હવે મે સન્યાસીની તરીકે જ અવશેષ આયુષ્ય ગાળવાનો નિશ્ચય કર્યો છે, પાછુ આવી માથાફોડમા પડવાનુ મને પ્રયોજન નથી."

"વરે એ દભ તજી દો તમારી સાધુતા જોઇ ભલે બધા મોહિત થાય મે તમને પ્રથમથી જોયા જાણ્યા છે હુ તમારા ભેખથી મોહ પામુ એમ નથી તમે તમારો ભેખ જગતને મોહ પમાડવા ભલે વાપરો, પણ તે કપટ મારી સાથે શા માટે ચલાવો છો મને તો તમારો ડોળ કેવળ પાશવીક લાગે છે, વિદ્યાપુર જીવશે તો અફઝલખાન જીવશે પુત્રને મારવો છે કે તારવો છે તેનો તો જરા વિચાર કરો"

"ના, ના, ગમે તે પ્રકારે અફઝલખાનનુ તો રક્ષણ થવુ જ જોઇએ રામરાજાનો વિનાશ થતા મહારાષ્ટ અત્યાચારોનુ ધામ થઇ પડશે મારી માતૃભૂમિ સર્વદા આનદમા રહે એવુ કરવાનો મારો ધર્મ છે હુ મારા પુત્રને વિદ્યાપુરને અને ભારતવર્ષની આર્યતાને આયુષ્યમાન કરવા ઇચ્છુક છુ કહો તે મારા હાથમા કેટલે અશે છે? તે માટે મારે શુ કરવુ? બોલો જલદી બોલો"

"તે માટે એકજ ઉપાય છે પૂર્વના સઘળા માન અપમાન ભૂલી જાઓ રામરાજાએ તમને જે જે અન્યાય કર્યા હોય તે ભૂલી જાઓ અને વિદ્યાપુરમા જઇને હવે નિવાસ કરો અફઝલખાનને માટે રામરાજાએ એક સુદર બગલો આપ્યો છે તેની ઇચ્છા છે કે તમે પણ તેની સાથે જઈને રહો તો તેના હ્રદયનો ઉદ્વેગ મટી જાય અને તમારૂ ઇષ્ટ કાઇપણ કષ્ટ વિના પ્રાપ્ત થાય"

"એ તો તમે વાતજ ન કરો, વિદ્યાપુર પ્રતિ દ્રષ્ટિપાત કરતા હુ કપી ઉઠુ છુ મારો પ્રાણ જાય તોપણ હુ રામરાજાના મહાલયમા પગ મૂકવાની નથી વિદ્યાપુરમા જઇ વસવુ એના કરતા તો મ્હોત આવે તોપણ મને અધિક આનદ થાય તમે બીજો જે માર્ગ કહેશો

તે હું અવશ્ય ગ્રહણ કરીશ મારા પુત્રના અને વિદ્યાપુરના રાજ્ય રક્ષણ માટે તમે ફરમાવશો તે પ્રમાણે વર્તીશ પણ ત્યા જવાનુ તો મારાથી નજ થઇ શકે માટે મને ક્ષમા કરશો" તે સ્ત્રીએ પોતાનો મૂખ્ય વાધો રજુ કર્યો

"એટલા માટેજ હુ તમને કહુ છુ કે તમે સત્રળો દૂશ ભૂલી જાઓ અને હવે માત્ર તમારા પુત્રની અને તમારા દેશની રક્ષા એજ તમારૂ અતિમ ધ્યેય બનાવો, તમે જ્યાસુધી જુના કામોની સ્મૃતિ કર્યા કરશો ત્યા સુધી આ વૈર વધતુજ જશે માટે તેને નિર્મૂળ કરવાનો એકજ માર્ગ છે કે તમારે વિદ્યાપુર જઈને ત્યાજ તમારૂ અવશેષ આયુષ્ય પૂર્ણ કરવુ " રજુદ્દિને પ્રભાવતીના વાધાને સાધો મારતા ઉત્તર આપ્યો

"હવે મને વિદ્યાપુર જતા શરમ લાગે છે એકવાર જેના પ્રત્યે તિરસ્કાર બતાવ્યો તેના તરફ દ્રષ્ટિ કરવી પણ મને અપ્રિય લાગે છે. રામરાજા અત્રે મને મળવા આવ્યા તેને હુ મળી પણ નહિ, તેની પાસે હુ શી યાચના કરૂ ? હુ ત્યા શી રીતે જઇશ ? મને કોણ લઇ જશે ?"

"હુ લઇ જઇશ." રજુદ્દીન ઉત્તર આપે તે પહેલા એક નવોજ અવાજ આવ્યો અત્યાર સુધી અફ્ઝલખાન બહાર ઉભો ઉભો આ સઘળી વાત સાભળતો હતો. તેને પુન પોતાની માતાને મુખ બતાવતા શરમ લાગતી હતી પણ જ્યારે તેની વૃત્તિ પણ અતે ફેરવાઈ ગઈ ત્યારે હિમત કરી તે અદર આવ્યો. તેનુ મન સકોચ, લજ્જા અને ખિન્નતાવડે સકોચાએલુ હતુ.

"આવો અફઝલખાન !" રજુદીને આવકાર આપ્યો અફઝલખાનના એકાએક આગમનથી પ્રભાવતી આશ્ચર્યમા લીન થઇ ગઇ માત્ર રજુદીનને આશ્ચર્ય થયુ નહિ કારણકે તેને રામચદ્રદેવે પહેલાંથી અફઝલખાન ત્યા આવવાનો છે એ ખબર આપી હતી તે એની રાહ જોતોજ હતો અફઝલખાન માતાને વદન કરી, સામે રજુદીનના પલગપર બેઠો પ્રભાવતી અને રજુદીનનો વાર્તાપ્રવાહ સ્થભી ગયો ઓરડામા શાતી પથરાઈ ગઇ અફઝલખાને બહાર ઉભા રહી સઘળી ગોષ્ટિ સાભળી હતી રજુદીન પણ કોને કાટને તોળે એવો છે તે સ્પષ્ટ થઇ ગયુ તેને રજુદીનનો જે ભય હતો તે ટળી ગયો થોડી વાર ગઇ અને અતે રજુદીને મૌન્ય તોડયુ

"કેમ અફઝલખાન ! હવે આપણા સઘળાના જીવનનો વિપ્લવકાળ સમીપ આવ્યો છ હવે આપણે એકત્ર મળી એક નિશ્ચય કરી લેવો કે ભવિષ્યમા શુ કરવુ છે ? વિદ્યાપુર અને વિજાપુરનો દ્વેશ પ્રતિદિન વધતો જાય છે તેમનામા હવે થોડાજ દિવસોમા યુદ્ધ આરભાશે આપણી સ્થિતિ એવી અર્ધદગ્ધ છે કે કયે માર્ગે આપણે કામ લેવુ તે પણ આપણો નિશ્ચય નથી આવી સ્થિતિમા કયા સુધી આપણે રહી શકીએ ?"

"રજુદીન ! હવે તમારેજ તે સબધી વિચાર કરવાનો છે મે તો સ્પષ્ટપણેજ વિજાપુરનો દ્રોહ કરી વિદ્યાપુરનો આશ્રય સ્વિકાર્યો છે એટલે હવે મારે તો શુ કરવુ એ પ્રશ્નજ રહ્યો નથી હુ આજે જે કામ માટે આવ્યો છૂ તે એટલુજ કે અત્રે મારી માતાને રાખી મૂકવા મને ઠીક લાગતુ નથી ગમે તે પ્રકારે તેમને સમજાવી વિદ્યાપુર લઇ જવા એવો મારો વિચાર છે."

"તમારો સઘળાનો એજ નિશ્ચય છે ત્યારે હુ મારો વિચાર ફેરવુ છૂ, અને તમારી ઇચ્છા પ્રમાણે જરૂર વિદ્યાપુરમા આવીને હુ રહીશ, પરતુ આપણે ખરેખર વિદ્યાપુરનો વિજય કરવો હોય તો તમને હુ એક માર્ગ બતાઉ છૂ મુસલમાનો ઘણા કપટી છે અને તેઓ કપટકળાથીજ વિદ્યાપુર જોડે કદાચ વિજય મેળવશે તેમને મહાત કરવા આપણે પણ તેવાજ કપટી થવુ આવશ્યક છે અફ્ઝલખાન રામરાજાની સાથેજ રહે અને વિદ્યાપુર તથા રામરાજાનુ રક્ષણ કરે તો તે વધારે યોગ્ય છે તમે વિજાપુરના બાદશાહ પર પત્ર લખી મોકલો કે અફ્ઝલખાન ખરેખરો રાજદ્રોહી નથી પણ મેજ તેને રામરાજાના દરબારમા આપણા ગુપ્તદૂત તરીકે મોકલ્યો છે તે હિદુ દરબારમા કલહ કકાશ કરાવશે અને લશ્કરને પણ બેદીલ બનાવી દેશે હુ અહીંજ રહીશ અફ્ઝલખાનને જ્યારે મળવુ હોય ત્યારે તે અત્રે મને મળવા આવશે તો હુ તેને મળીશ, અને અહીં રહી રામરાજાને બની શકે એટલી સ્હાયતા આપીશ વનવિહાર વિદ્યાપુરના તાબાનો મુલક ગણાય છે પણ હાલમા અહીં સત્તા તો વિજાપુર નરેશનીજ પ્રવર્તે છે એટલે વિજાપુરના સૈનીકો સરદારો સઘળાનો મને અહીં ભેટો થશે તેઓ મને પરમ સાધ્વી માને છે અને જો કે મે પણ આજ પર્યન્તનુ મારૂ વર્તન પણ તેવુજ રાખ્યુ છે એટલે વિજાપુરના સૈનીકોનો નાશ કરવાના બને એટલા પ્રપચો હું કરીશ. હુ જો અત્યારેજ વિદ્યાપુર આવીને રહીશ તો પછી આપણો પ્રપચ ફુટી જશે, તે કરતા મે કહ્યુ તે પ્રણાલીએ કાર્ય કરવાથી આપણને ઘણો લાભ છે." પ્રભાવતીએ પોતાનો વિચાર જણાવ્યો.

"બરાબર છે" રજ્જુદીને તેને અનુમોદન આપતા ઉત્તર આપ્યો, "તમે એક સ્ત્રી છો પણ તમારી શકિત પુરૂષને પણ પાણી ભરાવે એવી છે તમારી યોજના ઘણીજ અનુકુળ છે આ પૃથાએ કાર્ય કરવાથી બાદશાહની કાર્યવાહી સગળી આપણે જાણી શકીશુ અને તેથી આપણો સઘળો શ્રમ બચી જશે, જગત કહે છે કે સ્ત્રીઓ રાજ્ય કાર્યમા સર્વથા નકામી છે પણ તેનો તમે આદર્શ અપવાદ છો."

"કહે અફઝલખાન! હવે વિચાર કરવાનો વખત રહ્યોજ નથી પળ વહી જાય છે તે ઘણીજ કિમતી છે પળે પળે આપણા પર વધારેને વધારે સકટો આવતા જાય છે માટે એક નિશ્ચય કરી લ્યો અને પછી તેમાથી કદીપણ વિચલિત ન થાઓ એવી પ્રતિજ્ઞા કરી લ્યો આજે તમે જેમ વિજાપુરનો દ્રોહ કરી વિદ્યાપુરને સ્હાયતા આપવાના કાર્યોમા પ્રવૃત્ત થયા છો તમે ભવિષ્યમા વિદ્યાપુરનો દ્રોહ કરવા સરખો ભાવ પણ ન ઉદ્દભવે એવો નિશ્ચય કરો રજ્જુદીન! તમે પણ હિંદુ હો અને મુસલમાનોના પરિબળથીજ મુસલમાન થયા છો, હુ પણ ઘણે અશે હિદુ છુ, અને અફઝલખાનની કથા તો તમે જાણોજ છો એટલે હિંદુઓને સ્હાયતા આપવી એજ ઇષ્ટ છે અફઝલખાન! મને વિજાપુરના રાજ્યે બદીવાસમા કેવા ભયકર દુખો આપ્યા તે હુ કહેવા નથી માગતી બાદશાહનુ કારાગૃહ એટલે સાક્ષાત યમસદન. તારી ભગિનિની પણ હજી કાઇ ભાળ લાગતી નથી એ સર્વ પાપ કરનાર બાદશાહને શિક્ષા કરવાનો તુ જો નિશ્ચય કરે તો પછી તેમા ઢગીશ નહિ, કહે હવે તારો શુ નિશ્ચય છે?" પ્રભાવતીએ પૂછ્યુ,

"માતાજી! તમારી ઇચ્છા પ્રમાણે હુ સર્વથા સમ્મત છુ. રજ્જુદીન! તમે વિજાપુરના બાદશાહને એક ખબર એવા લખી દેજો

કે અફઝલખાન રામરાજાના દરબારમા જઇ વિક્ષેપ પડાવવાના કાર્યમાં સફલ થયો છે અને રંગનાથ નામનો તેમનો મોટો માંડલીક રાજા રિસાઇ ચાલ્યો ગયો છે આ વર્તમાનથી બાદશાહને આપણા પર જરા પણ શંકા રહેશે નહિ અને તમારા લખ્યાની વધારે ખાત્રી થશે ” અફઝલખાને માતાના વિચારને અનુમતિ આપી

“હા, એ ખરી વાત છે એમને એમ લખવાથી કદાચ એને સંશય ઉત્પન્ન થાય ખરો, પણ આ સમાચાર લખવાથી તેને કાંઇક શંકા હશે તે પણ દૂર થશે ’ પ્રભાવતીએ જણાવ્યું

“અને હવે યુદ્ધનો આરંભ પણ આપણે કરવો જોઇએ મને ખબર મળી છે કે ગઇ કાલે મુસલમાની રાજ્યોના સરદારો કાંઇક ગુપ્ત કારસ્થાન રચવા માટે એકત્ર થયા હતા તેમણે વિદ્યાપુરના સામ્રાજ્યનો વિનાશ કરવાનો ઠરાવ કર્યો છે, અને થોડાજ સમયમા તેઓ યુદ્ધનો આરંભ કરનાર છે હું વિદ્યાપુર જઇ સૈનીકોનો બંદોબસ્ત કરી દઇશ અને પછી આપણું સૈન્ય વ્યવસ્થિત થઇ જશે તો આપણેજ સૈન્ય લઇ વિજાપુર પર ધસારો લઇ જઇશું હવે એક પળ પણ મહારાષ્ટ્રમા મુસલમાની સત્તા ટકે એ મને અસહ્ય લાગે છે અફઝલખાને પોતાની ભાવના વ્યક્ત કરી

“પણ જોજે, અફઝલખાન ' તારે માટે મને ઘણી શંકા રહે છે તારૂં મન બરાબર દ્રઢ રાખજે તું હિંદુનો પુત્ર છે આ યુદ્ધ સંપૂર્ણ થશે કે તને તારા કુળની અને તારા પિતાની પણ માહીતી મળશે વિદ્યાપુરના ભાગ્ય સાથે તારૂં ભાગ્ય જોડાએલું છે અને તું વિદ્યાપુરના રાજ્ય કુટુંબનો પણ અંગભૂત છે ચાલ હવે પ્રભાત પહેલા તું અત્રેથી

પ્રયાણુ કરીજા દર ત્રીજે દિવસે રાત્રે મને આવીને મળતો રહેજે." પ્રભાવતીએ આજ્ઞા કરી

અફ્ઝલખાન માતાને પ્રણામ કરીને ઉઠયો. વરસાદ થભી ગયો હતો પણુ મેઘાડબર તેવોજ કાયમ હતો પ્રભાત થતા પહેલા અફ્ઝલખાન વિદ્યાપુર પહોચી ગયો પોતાને મહાલયે ન જતા તેણે અશ્વ સીધોજ રામરાજાના મહાલય તરફ વાળ્યો, અને તેને સઘળા વર્તમાન કહ્યા રામરાજા અને અફ્ઝલખાન વચ્ચે ઘણો સમય વાતચીત ચાલી સૈન્ય તૈયાર કરવાનુ તથા માડલીકોને બોલાવવાનુ નક્કી થયુ અફ્ઝલખાન સર્વ કામ કાજની મહારાજા સાથે વ્યવસ્થા કરી પોતાને મહાલયે આવ્યો, ત્યારે સૂર્યનારાયણુ પ્રકાશી ચૂક્યા હતા. આખી રાત્રીનો ઉજાગરો હોવાથી તે નિદ્રા લેવા જરા પલગ પર પડયો અને અનુચરને નિયત સમયે પોતાને ઉઠાડવાની આજ્ઞા આપી નિદ્રાદેવીનુ સામ્રાજ્ય અફ્ઝલખાન પર સ્થપાઇ ગયુ જગત જાગૃત થયુ



# પ્રકરણ ૧૯ મું.

## મદાંધ મોરોપંત.

સૈકાના સૈકા વીતી જાય છે, અને માનવપતિઓના મહાન કામોને કાળરાક્ષસ પ્રજાળી ભસ્મીભુત કરી નાખે છે, સંસાર તે નરકેસરીઓના નામાભિધાનથી પણ સર્વથા અજ્ઞાત રહેછે મહારાજા વિક્રમની અચળ કીર્તિ આજે જીર્ણ અવસ્થામા છે યોગેશ્વર કૃષ્ણચદ્રનો પ્રતાપ પણ આજે નિસ્તેજ રૂપમા વિદ્યમાન છે કાળમહામાગરના વિનાશકારી આદોલન જગતપર ફરી વળે છે, અને પાશવિકતાથી ભરેલી મનુષ્ય કાયાએ સૃજેલા સ્મારક કૃત્યોને તોડી ફોડીને માટીથી મેળવી દે છે જગતનો આ વ્યવસાય પ્રત્યેક મનુષ્યો અવલોકે છે છતા પણ મનુષ્યો પોતાને અને પોતાની કૃતિને અમર માની પોતાનો કાર્ય વ્યવસાય ચલાવે છે કુસપ કરવામા એક્કા બની પોતેજ પોતાના વિનાશના બીજ વાવે છે અને દેશને આપત્તિના કારાગૃહમા સ્વહસ્તેજ સડવા દે છે! યોગેશ્વર કૃષ્ણચદ્રની સામે પણ કુટિલાત્મા કૌરવોની હસ્તિ હતી, રઘુકુળ તારક રામચદ્રને પીડનાર બ્રાહ્મણ કુલોત્પન્ન અનાર્ય કર્મધારી રાવણાદિની વસ્તી હતી, અને એજ કુસપ શયતાનની મસ્તિથી વિદ્યાપુરનો વિનાશકાળ પણ સમિપ આવ્યો હતો કાળચક્ર અપૂર્વ વેગથી વહી જાય છે, તો મહિનાએ અને દિવસોને વિતી જતા શી વાર લાગે? વિદ્યાપુર અને વિજાપુરની વચ્ચે અફઝલખાનને પાછા મોકલવા સબંધે અનેક ચર્ચા થઇ અને સમી ગઇ અતે યુદ્ધનો આરભ કરવાનોજ નિશ્ચય દૃઢ થયો બન્ને રાજ્યો દુશ્મનોને પરાસ્ત કરવાના મોહમા સૈન્ય સામગ્રી એકત્રીત કરવામા પ્રવૃત્ત

થયા. વિદ્યાપુરનુ રાજ્ય વિજાપુરના બાદશાહને હૃદય શલ્યપેરે ખૂચતું હતુ અને કોઇ પણ માર્ગે તેનો નાશ કરવાને તેઓ તત્પર હતા તેજ પ્રમાણે રામરાજાના પૂર્વજો વિજાપુરના બાદશાહ સાથે મિત્રભાવે એકત્રીત થઇ યુદ્ધમા પ્રવૃત્ત થયા હતા, પણ એકબીજાની પ્રભુતા તેમને દુસહ લાગતી હતી દક્ષિણના સગળા મુસલમાની રાજ્યોનો નાશ કરવાનો આ સુન્દર અવસર છે એમ જાણી રામરાજાએ યુદ્ધને માટે જબરી તૈયારી કરી યુદ્ધને માત્ર આગળીને વેઢે ગણી શકાય એટલાજ દિવસો અવશેષ હતા આજે રામરાજાના દરબારમા સગ્રામને માટે ક્યા ક્યા સ્થાનો ક્યા ક્યા યોદ્ધાઓને આપવા તેની વહેચણી નિયત થવાની હતી રગનાથના સિહગઢ ઉપર કરેલી એક સ્વારી નિષ્ફળ નિવડી હતી, અને આષાઢ માસ બેસી જવાથી તે આતરકલહ કુદરતે સમાવી દીધો હતો, પણ તે પ્રસગજ આ દરબારમા વિક્ષેપ પડાવવા કારણીભૂત થયો જો તેજ સમયે વિદ્યાપુરનુ અધિક સૈન્ય સિહગઢ—સુવર્ણગઢ ઉપર ગયુ હોત, અને મોરોપત તથા રગનાથનો નાશ થયો હોત તો આજનો દરબાર કેવળ નિર્વિઘ્ને પૂર્ણ થાત ! અને એકવાર સપૂર્ણ બળથી સમગ્ર આર્યસેના વિજાપુરનો નાશ કરવા સગ્રામે ઝુકી હોત ! પણ દુર્ભાગી આર્યાવર્ત ! તારી પ્રભુતાજ પ્રભુને પણ સાલતી હોય તેમ થયુ આર્યાવર્તમા એક પણ આર્યરાજ્ય અવશેષ રહે, એ કુદરતનેજ અપ્રિય હોય અને કિરતારજ આ મહા રાજ્યનો અત આણવા તત્પર થયો હોય તેમ બન્યુ !

એક દિવસ રામરાજા પોતાનુ મૃગયાનુ સૈન્ય લઈ સુવર્ણગઢના પ્રદેશમા ઉતરી પડયા ચોમાસાના દિવસ ! નદિનાળામા પણ સપૂર્ણ ભરેલુ પાણી ! અને મહારાષ્ટ્રની પહાડીભૂમિ ! ત્યા પર્યટણ કરવુ એ કેટલુ દુર્ઘટ છે તેનો વિચાર પણ સાધારણ મનુષ્યોને આવી શકે નહિ.

નભોમંડળ સ્વચ્છ હતું મધ્યરાત્રીનો અવસર હતો આકાશના તારા બરાબર દેખાતા હતા ક્વચિત ક્વચિત સલિલપૂર્ણ શ્યામ અભ્રો નિરખાતા થડો પવન વાતો હતો, અને વૃક્ષોના પાંદડાઓનો સુસવાટ હૃદયને ભયભિત કરી નાંખતો હતો તારાઓના ઝાંખા પ્રકાશમા હરિત વૃક્ષોની મધુરતા આત્માને હારતી હતી પળવાર આરમ્ય દ્રશ્ય અવલોકનાર. સંસારના સુખ શોકને વિસરી જઇ કુદરતની અનુપમતા નિહાળવામાં તલ્લીન થઇ જતા, પાસેથી તુંગભદ્રા નદિનો પ્રવાહ અપૂર્વ વેગથી વહેતો હતો ભરતીના પાણી ચડેલા હતા. કાળા પાંખડા અને બીજી જડ વસ્તુઓ અપૂર્વ ગતિએ તણાઇ જતી હતી. આકાશનુ પ્રતિબિંબ નદિમાં પડતુ હતુ પણ સરિતાની મલિનતાને લીધે તે દ્રશ્ય આકર્ષક લાગતું નહોતુ. આ દેખાવ જેવો અપૂર્વ અને મનોવેધક હતો તેમ ત્યાં અભેદ્ય ભયંકરતા પણ ભરેલી હતી પણ રામરાજાની જોડે લગભગ પચાસેક અશ્વારોહી સહયોગી હોવાથી તેમને તે સ્થળની ભયંકરતાનો સંપૂર્ણ પરિચય નહોતો રામરાજાને આવે વિકટ પ્રસંગે મૃગયા અર્થે પ્રયાણ ન કરવા દરબારીઓએ અત્યંત આગ્રહ કર્યો હતો પણ હઠાગ્રહી રામચંદ્ર તે સર્વેનો ઉપહાસ કરી નીકળી પડયો હતો રામરાજા અને તેનુ સૈન્ય નદિને કાંઠે કાંઠે ધીમે ધીમે પ્રયાણ કરતું હતુ. રામરાજા જેમ મુસલમાનોનો નાશ કરવા અનેક કપટ પાશ નાંખતો તેમ તેનો યોગ્ય ઉત્તર વાળવાને મુસલમાનો પણ ચુકતા નહોતા ગફુર હુસેન નામનો એક વિજાપુરનો દૂત રામરાજા મૃગયાએ ગયો કે ત્વરીતજ તેની પાછળ નીકળી પડયો હતો પણ તેની પાસે માત્ર દસ સૈનીકોજ હોવાથી તે પ્રકટ રીતે રામચંદ્રની સામે થઇ શક્તો નહોતો રામચંદ્રનુ સૈન્ય જેમ સરિતાના પ્રવાહ સાથે આગળ વધતું હતુ તેમ પાછળ

ગપુરના સૈન્યનુ પ્રયાણ પણ ચાલુ હતું. તથા ગપુર આ વિષમ સ્થાનથી પરિચિત હતો ત્યારે રામરાજાને એ માગનો આવશ્યક પરિચય લેશ માત્ર પણ નહોતો આગાશ ગમે એટલું સ્વચ્છ હતુ પણ તેથી ભૂલાવો ખવાય તેમ નહોતુ કારણ કે ચોમાસુ ચાલતુ હતુ અને તુંગભદ્રાનો પ્રવાહ ભરતીના પાણી સાથે સરિતાનાથને ભેટવા ધસતો જતો હતો! ચોમાસામા કેટલી વાર એવુ બને છે કે દસ પદર મિનિટમાં એકદમ વાદળ ચઢી આવી અમુક સ્થાનને જળમય કરી નાખે છે ત્યારે કેટલીવાર સરિતામા એટલી ત્વરાથી ભરતીનુ પાણી ચઢી આવે છે કે આ પારથી પેલે પાર જનાર વ્યક્તિ પણ દુર્ભાગ્યે મ્રત્યુને શરણે થઇ જાય છે

તુગભદ્રાનો પ્રવાહ પણ એવોજ તોફાની હતો વળી સરિતાની સમિપમાંજ 'વૃદા' નામક વિશાળ સરોવર હતુ. જ્યારે ભરતીના પાણી ઓછા થઇ જતા અથવા વર્ષાકાળ સમી જતો ત્યારે 'વૃદા' સરોવર અને તુંગભદ્રાની વચ્ચેથી બે ત્રણ મોટી ગાડીઓ સાથે જઇ શકે એટલો મોટો માર્ગ ખુલ્લો થતો હતો, પણ તે ભૂમિ એટલી બધી નિચ્ચ પ્રદેશ જેવી હતી કે સરિતામા ભરતી અથવા રેલના પાણી આવતા તે સ્થળ સર્વથા જળમય થઇ જતુ હતુ અને મનુષ્ય વા ગાય બળદ આદિ પશુઓને પણ પોતાના પ્રવાહમા ત્યાનુ પાણી તાણી જતુ જ્યારે ભરતી કે રેલના પાણી ચઢતા, ત્યારે એ પ્રદેશને પોતાના સામ્રાજ્યમા ગુથી લેઇ છેક 'વૃદા' સુધી પહોચી જતા હતા અને વૃદાથી તે સરિતાના પાત્ર પર્યન્તનો સઘળો પ્રદેશ જળાશય જેવો થઇ જતો રામરાજાને એ સ્થળની બિલકુલ માહિતી નહોતી તેમજ ઢાળ પણ ધીમે ધીમે એવી રીતે પડેલો હતો કે તે પ્રદેશની ભયકરતા માનવ મસ્તિષ્કમા આવિર્ભુત થઇ શકતી નહોતી રામરાજા સસૈન્ય ત્યા દાખલ પણ થયો અને બીજી બાજુએ વર્ષાના

શ્યામ અભ્રોપણ છવાવા માંડયા, રેલના પાણી તો ચઢતાંજ હતા. થોડી ક્ષણોમા તો વર્ષાનો પણ પ્રારંભ થયો અને રેલનુ ભયંકર સલિલ પણ પ્રબળ વેગથી ધસવા માંડ્યું રામરાજાનુ સૈન્ય તે લાંબો પટ પસાર કરીને બહાર નીકળે તે પહેલા તો તેની ઉપર ભરતીના નીર ફરી વળ્યા, મહા પ્રયત્ને રામરાજા માત્ર તેમાથી બચી ગયો પણ તેવાજ ગફુરના દૈત્યો તેની પછવાડે હાજરજ હતા રામરાજાએ અપુર્વ હિંમત વાપરી બંદામા પડતુ મૂક્યુ અને તે તરતો તરતો અરધી સરિતા ઉતરી ગયો પણ તેટલામા ગફુરના બે બળવાન સૈનીકોએ તેને પકડયો

થાકેલો અને શ્રમ પિડિત હોવા છતા રામરાજાએ તે બંનેનુ અપૂર્વ સ્વાગત કર્યુ, પણ અંતે તેને નમતુ આપવાની ફરજ પડી સરિતામા બાથબાથ કરતા તેના સર્વ વસ્ત્રો નીકળી ગયા હતા તે એક નાહાન બાળક પેરે કેવળ નિર્વસ્ત્ર અને ગફુરના બંદીવાન તરીકે બહાર નીકળ્યો મુસલમાન સૈનીકોએ તેની ચેષ્ટા કરવામા નીચતાની પરાકાષ્ટા કરી, પણ નિઃશસ્ત્ર નિર્વસ્ત્ર રામરાજાએ તે સઘળુ સહન કરી લીધુ ગફુરે રામચંદ્રદેવ મનુષ્ય છે એટલુ પણ વિસ્મૃત કરીને તેના હાથ પગ સખ્ત દોરડા વડે બાધ્યા અને રાત્રીએ તેવીજ અવસ્થામા પોતાની સાથે રાખી પ્રાતઃકાળે વિજાપુર તરફ પ્રયાણ કર્યું વિજયનગરની પુનિત પ્રજાનુ પુન્ય હજી અવશેષ હતુ વિદ્યાપુરના વૈધવ્યકાળને અલ્પ સમયની વાર હતી અને મુસલમાની સત્તાનો—શયતાની પાશવિકતાનો વિસ્તાર થવાનો હજી યોગ્ય અવસર આવ્યો નહોતો. એટલે માર્ગમાજ ગફુરને રંગનાથના બંધુ મોરોપતનો ભેટો થયો મોરોપત અને રામરાજા વચ્ચે દરબારમા થયેલા વિખવાદથી બન્નેના હૃદય પરસ્પર કલુષીત થએલા હતાં ખરા પણ રામરાજાને મુસલમાન સત્તાનો ગુલામ બનાવવાની મોરોપતની

ઇચ્છા નહોતી. બન્ને વચ્ચે ઝપાઝપી ચાલુ થઇ, અંતે મોરોપંતે એક પણ મનુષ્યનો પ્રાણ આપ્યા સિવાય ગફુરને તેના સર્વ સૈનીકો સહિત સ્વર્ગ પથનો અનુયાયી બનાવી દીધો-ખરી રીતે તો તે નર્ક પથનોજ અનુગામી થયો મોરોપતે પોતાના આર્ય હૃદયની સપૂર્ણ પ્રતિતિ કરાવી, રામરાજાપરનુ વૈર ભૂલી જઇ તેના બંધનો દૂર કર્યા, તેને પોતાને મહાલયે લઇ ગયો અને પરિધાન કરવા માટે વસ્ત્રો આપ્યા. રામરાજા ભય અને લજજાથી વ્યાકુળ થઇ ગયો હતો. પોતાને શીરે વિત્ત્લી સર્વ વાર્તા તેણે મોરોપતને કહી અને તેમના પૂર્વકાલમા કરેલા અપમાન માટે ક્ષમા યાચવા લાગો પરસ્પર એક બીજાના કલુષિત અતરો શાત થયા અને આઠેક દિવસ રામરાજાએ રગનાથના અતિથિ તરીકે ગાળ્યા વિદ્યાપુરમા આવીને રામરાજાએ ત્વરીતજ રંગનાથને પોતાના સેનાનાયકની પદ્વી આપી અને એક રત્નજડીત તલવાર ભેટ મોકલી આપી પણ રગનાથના આવાસત્કારથી મોરોપતને બહુ આઘાત થયો જો કે રામરાજાનુ રક્ષણ મોરોપતે કરેલુ હતુ છતા સિહગઢનો રાજ્ય મુકુટ રગનાથને શિરે વિરાજતો હોવાથી રામરાજાએ સિહગઢની કિર્તિ વધારવા રગનાથનેજ ભેટઆદીથી સત્કાર્યો એ અયોગ્ય ન હતુ છતા આનુ ગુઢ રહસ્ય શુરવીર પણ ન્યુન બુદ્ધિશાળી મોરોપત જાણી શક્યો નહિ, અને રામરાજા સાથે વિના કારણે દ્વેશ કરવા પ્રવૃત્ત થયો આ ઘટનાથી સિહગઢ અને વિદ્યાપુર વચ્ચેનુ કૃત્રિમ વૈર સમી ગયુ હતુ અને આજના દરબારમાં સર્વથી મોખરે રગનાથ અને મોરોપત વિરાજેલા દ્રષ્ટિગોચર થતા હતા રગનાથે મરાઠાશાહી પાઘડી પહેરી હતી, તેનો લાંબો સ્વચ્છ પાયજામો અને સફેદ બેશના શુદ્ધ મરાઠી પોષાકમા તેનુ પ્રભાવી મુખમડળ શોભતુ હતુ તેના મુખપર જેટલી

નિર્મળતા હતી તેટલીજ તેના હૃદયમા પણ સ્વચ્છતા હતી સ્વામી ભક્તિને સાટે મરી ફીટવા તેનુ હૃદય ઉભરાતું હતુ આજે તેના કપોલ પ્રદેશ પર કાઇ અવર્ણનિય છટા દ્રષ્ટિગોચર થતી હતી. આખોમા શાંત કુમાસ હતી મુખમડળ પણ શાત હતુ, પણ તે ગભિરતા ભિરૂતાની નહોતી એ અપૂર્વ શાંતિ તેના અભેદ્ય બળની પ્રતિકૃતિ હતી. આમ તેના મુખપર સ્વાભાવિક પ્રફુલ્લીતતા પ્રસરેલી હતી ત્યારે મોરોપત પોતાના મુખપર ઉભરાતી દ્વેશ વૃત્તિ દબાવી રાખવાનો ડોળ માત્ર કરતો હતો તેની ઇચ્છા રગનાથ કરતા આજે કોઇ પણ રીતે વધારે માન પામવાની હતી, પ્રાત કાળથી માડલીક રાજાઓ સરદારો અને ભાયાતો આવી દરબારગૃહમા વિરાજેલા હતા બરાબર આઠેક વાગ્યાનો સમય થતાં પ્રતિહારની વિજય ગર્જના સાથે રામરાજા, અફઝલખાન અને અર્જુનદેવ સાથે દાખલ થયો અફઝલખાનને જોતાજ મોરોપતે રગનાથનો પગ દબાવી તિરસ્કાર યુક્ત હાસ્યથી કહ્યુ, "જોયુ, આ હરામખોર હજી દૂર થાય છે. ?"

"તેનો હવે લેશપણ આપણને ભય નથી. પૂર્વકાળમા રામરાજા સાથે આપણને એ ગૃહસ્થ ઉપરથી દ્વેશ ઉપસ્થિત થયો હતો, પણ તે સમય અને વર્તમાન સમયમા બહુ ભિન્નતા છે રામરાજાનુ તમે રક્ષણ કર્યુ ત્યારથી તેને આપણી શુદ્ધ નિષ્ટાનો પરિપૂર્ણ પરિચય થયો છે અને તેથીજ મહારાજશ્રીએ મને 'મહાસેનાનાયક'ની પદવી અર્પી છે, તથા મહારાજે આપણુ જે અદ્વિતિય સ્વાગત કર્યું છે, તેજ મહારાજના નિર્મળ હૃદયનુ દિગ્દર્શન કરાવે છે." રંગનાથે ધીમે રહી મોરોપતને જવાબ આપ્યો.

મોરોપતને આ ઉત્તરથી કાંઇ સમાધાન થયુ નહિ. તેને તો આજે રગનાથ સ્વાર્થદેવતાનો પ્રત્યક્ષ અવતારજ લાગતો હતો. તે મનમાજ બબડયો, "અહા રગનાથ ! રામરાજાના દરબારમા અપમાનીત થએલામાં અને આજના રગનાથમા કેવો આકાશ પાતાળનો તફાવત પડી ગયો છે. મારા પુરૂષાર્થથી પણ પોતાને ઇષ્ટ માન મળ્યુ કે આજે હવે તેને રામરાજા સપૂર્ણ ન્યાયી જણાય છે, પણ યાદ રાખજે રગનાથ ! મોરોપત પોતાના પુરૂષાર્થનુ ફળ બીજાને કદીપણ ચાખવા દેનાર નથી અને પોતે જગતમા અપમાનીત થનાર નથી હજી મારા બાહુમા પરાક્રમ કરી કિર્તિ મેળવવાની શકિત છે ત્યારે તારામા કિર્તિ અને અધિકાર મેળવવા માટે રામરાજા પ્રતિ દૃઢ ભકિત છે, ઠીક છે જોઉ છુ વિધિની ઇચ્છા શુ છે ?" આમ રગનાથના દુર્ગુણોનુજ ગાન કરતા તેણે પ્રકટ રીતે ઉત્તર વાળ્યો, "હા તે ખરી વાત છે."

રામરાજા દરબારીઓની વિજયગર્જના સાથે સિહાસનારૂઢ થયા આજનો રામચદ્રનો અપૂર્વ વૈભવ ઇંદ્રપુરીને પણ શરમાવે એવો હતો. સમૃદ્ધિશાળી વિદ્યાપુરની ભૂમિ આજે હર્ષનાદથી ગજી રહી હતી થોડીવાર ગઇ કે રામરાજાએ સભાજનોને ઉદ્દેશી ઘણુંજ સક્ષેપમા વિવેચન કર્યું 'સભાજનો, નાગરીકો અને અન્યાન્ય સરદારો ! 'કૃષ્ણદેવ મહારાજાના મૃત્યુ પછી તમારી સહાયતાથીજ મે વિદ્યાપુરની સલ્તનતને જીવત રાખી છે. દુરાત્મા વ્યકટેશ્વર દત્તે પવનશાહને સિહાસનારૂઢ કરી જે કુટિલકલક આપણા કપાળમા લગાડયુ છે, તેનો નાશ કરવાનો આ સર્વોત્તમ અવસર આવ્યો છે. વિદ્યાપુરનુ ગએલુ અસખ્ય ધન અને કીર્તિ પાછી પ્રાપ્ત કરવી એ આપણો ધર્મ છે. આ મહાયુદ્ધ એ મહારાષ્ટ્રના જીવન મરણનો પ્રસગ છે અને તે

યુદ્ધ ખરેખર અંતિમ અને અદ્વિતીય નીવડશે તેથી કાંતો સર્વકાળ માટે મહારાષ્ટ્રની વિજયપતાકા ફરફરતી રહેશે કાંતો સદાસર્વદા મહારાષ્ટ્ર પરતંત્રતાના બંધનોમાં બદ્ધ થશે અને જે ધર્મને રક્ષવા આપણા પૂર્વજોએ અને આર્યરૂપી મહર્ષિઓએ અનેક કષ્ટો સહન કર્યાં છે, તે પરમપાવનકારી આર્યધર્મ યવન તલવારથી છિન્નભિન્ન થશે. આપણું સ્મરણ પણ જગતને આશ્ચર્યવત લાગશે અને કશાપણ સત્કર્મ. કર્યા વગર આપણી દેહ હતી ન હતી થઇ જશે હવે આપણે આજે યુદ્ધ વ્યવસાયનોજ વિચાર કરવાનો છે યુદ્ધ કયે પ્રકારે કરવું અને કયે કયે સ્થાને કોને કોને નિયત કરવા તે સર્વ વિધિ તૈયાર કરી આવતી કાલે પ્રાતઃકાળે આપણે વિજાપુર પર આક્રમણ કરવાનો પ્રારંભ કરવો જોઇએ તુંગભદ્રાનો વિશાળ તટ દુશ્મનોને ખાળવા માટે વિદ્યાપુરના મહારાજ્યને ઇશ્વરદત્ત મર્યાદ છે અને એજ માર્ગે પરરાજ્યોના આક્રમણો આપણી ઉપર થયા છે મહાસેનાનાયક તરીકે અર્જુન દેવ છે, તેમને યુદ્ધને મોખરે રાખવા કરતાં તેમનું સૈન્ય સંગ્રામને અંતર ભાગે રહેશે એજ વિશેષ લાભદાયી અને અધિક શ્રેયસ્કર છે, કારણકે કદાચિત આગલા લશ્કરનો દૈવયોગે નાશ થયો તો પાછળથી અર્જુન દેવનું સૈન્ય ધસી આવતા દુશ્મનોના ટોળાને ખાળી શકશે અર્જુનદેવ પોતે પણ યુદ્ધકળા વિશારદ છે અને તેમનું સૈન્ય પણ તેવુંજ બળવાન છે એની સર્વેને સંપૂર્ણ પ્રતિતિ છે. તે સિવાય આપણું જે આરબ અને મુસલમાન સૈન્ય છે તેનું આધિપત્ય આ વખતે હું રણધિરસિંહને સોંપું છું બાકીના જે સઘળા માંડલીક સૈન્યો છે તે સઘળાનું આધિપત્ય રંગનાથ કરશે અને વિદ્યાપુરના સૈન્યની એક બળવાન ટુકડી મારી સાથે રાખી હું પણ સંગ્રામમાં સ્વાર

આવીશ. વ્યુહરચના ઘણીજ વિકટ છે અને તે પ્રસગે ગાદીપતિને ઘણોજ ભય હોય છે. નવ ગ્રામના જાગીરદાર સગ્રામ વખતે મારા દ્વારપાળનુ કાર્ય કરતા હતા પણ તે આ સમયે દુર્ભાગ્યે કાળ શરણ થવાથી એ સ્થાન મોરોપત સાચવશે આપણે તુગભદ્રાને આખો પ્રદેશ રોકી નાખવાનો છે અને પ્રથમ આક્રમણ કરવુ નથી પણ દુશ્મનોને નદિ ઉતરતાજ અટકાવવા છે એમનો ગુસ્સો એ પ્રમાણે સમનો જાય કે પછી આપણે એવુ ભિષણ આક્રમણ કરવુ કે સાગરના તોફાની મોજા જેમ ક્ષણ ભર ચઢી ઉતરી જાય તેમ યવનદળનો મહાજ્વરથી હમેશને માટે ઉતરી જાય આ પ્રણાલી ઘણીજ ઉત્તમ છે છતાપણ તેમા મારો દોષ હોયતો તે બતાવવાની સવને છૂટ છે" રામરાજા બોલતા અટકયા અને સર્વત્ર એક તિવ્ર દ્દષ્ટિપાત કર્યો, કોઇ કાઇ બોલ્યુ નહિ અને પળવાર દરબાર ગૃહમા શાતી પથરાઇ ગઇ. રામરાજાએ પોતાના વિચારને સર્વે સહમત છે એમ માની લીધુ અને કહ્યુ, "ત્યારે હવે સમયનો વ્યથ વ્યય કરવાની કશી આવશ્યકતા નથી સધ્યાકાળે વ્રીસહભગવાનના મદિરમા પ્રાર્થના થયા પછી આપણે આપણા નિયતસ્થાનો સભાળી લઇશુ અને આવતી કાલે પ્રભાતે યુધ્ધ-ક્ષેત્ર પ્રતિ પ્રયાણ કરવાનો આરભ કરીશુ."

"મહારાજ!" મોરોપતે ઉભા થઇ કહ્યુ. રામચદ્રદેવે જે સમયે "મારા દ્વારપાળનુ સ્થાન મોરોપત સાચવશે" એ વાકય ઉચ્ચાર્યું તેજ વખતે મારોપતનુ હૃદય ક્રોધથી ભભુકી ઉઠયુ હતુ પણ ક્રોધ દબાવી તે બેસી રહ્યો હતો અને જ્યારે સધ્યાકાળેજ સર્વના નિયતસ્થાનો સભાળી લેવાનુ રામરાજાએ ફરમાવ્યુ ત્યારે મોરોપતથી શાત બેસી રહેવાયુ નહિ, દરબારીઓને રામરાજાની યુદ્ધ યોજના સપૂર્ણ

અનુકુળ લાગી હતી તેથી સઘળા દરબારીઓનુ લક્ષ મોરોપત પ્રતિ ખેચાયુ. "આપે જેમ અન્ય સરદારોને અને માંડલીકોને સગ્રામમા સૈનાધિશ તરીકે રાખ્યા છે તેજ પ્રકારે મને કોઇ સ્થાન મળે તો મહારાજશ્રીની મારા પર ઘણી કૃપા થશે, કારણકે દ્વારપાળ જેવુ નિંદ્ય અને નિંદ્યકૃત્ય એક રાજ્યનો ભાયાત બજાવે એ સર્વથા અયોગ્ય છે"

"મોરોપત!" રામરાજાએ ઉત્તર આપ્યો, 'તમારા જેવા સુશીલ અને કાર્યદક્ષ પુરૂષના હૃદયમા આવા નીચ વિચારો ઉદ્ભવવા એજ મહા શોકનો વિષય છે મારા દરબારમા પ્રતિહારનુ કાર્ય બજાવવુ એ નિંદ્ય છે ખરૂ પણ રણભૂમિ ઉપર એ કૃત્ય કોઇ પ્રકારે અધમ લેખી શકાય નહિ વાસ્તવીક રીતે દ્વારરક્ષા કરનાર મનુષ્ય તો એકલોજ એ કાર્ય કરે છે પણ તમારી સાથે તો તમારૂ સૈન્ય પણ છે એટલે મારા રક્ષણનુ કાર્યજ તમને સોપાયેલુ છે. દ્વારપાળની અસાવધતાથી શત્રુના અનુચરો આપણી ગુપ્ત ગોષ્ટિઓ જાણી લઇ આપણા કાર્યને છિન્નભિન્ન કરી નાખે છે જ્યારે તમારા જેવા યોદ્ધાના હાથમા આવુ સ્થાન હોય તો મારી એ ભિતિ નિર્મૂળ થઇ જાય અને એટલા માટેજ મે આપને એ સ્થાને નિયત કર્યા છે તેમા લજ્જા કે અપકીર્તિનો ક્યા આભાસ છે મને તો લાગે છે કે એમા પણ તમારા ધર્મનોજ વાસ છે"

"મહારાજ! તે વાત સત્ય છે છતાં આવી ઉત્કૃષ્ટ ભાવના પ્રજાજનોના અતરમા વસતી નથી તેમની દ્રષ્ટિમા મારા કૃત્યથી સિહગઢની કીર્તિ કલકીત થશે" મોરોપતે પોતાની વાત યથાયોગ્ય સાબીત કરવાને બહાનુ શોધી કહાડયુ.

"વિદ્યાપુરની પ્રજા એટલી બધી મૂર્ખ નથી અને તેમ હોય તો પણ આપણે તો વરિષ્ટ વ્યક્તિ તરફથી જે આજ્ઞા મળી તેને માન્ય

કરવીજ હિતાવહ છે જો આમ દરેકને પોતપોતાનુ સ્થાન નિર્માલ્ય અને પોતાની કીર્તિનો નાશ કરનારૂ લાગે તો મારે વિજાપુર સાથે યુદ્ધ કરવાનુ તજી દઇ સત્વરો કાળ તમારી સાથે વિષ્ટિ કરવામાજ ગાળવો જોઇએ સારામા સારા યોદ્ધાને એક સૈનીકનુ કાર્ય સોપ્યુ, એથી તેની કીર્તિ ઘટતી નથી કિંતુ સહસ્રધા વૃદ્ધિ પામે છે એક સ્થળ એવુ હોય કે તેનુ રક્ષણ સૈનીકો કોઇપણ પ્રકારે ન કરી શકે તો ત્યા મહારથીઓને પણ જવુ પડે છે, વસ્તુત તેથી તે મહારથીની કિંમત ન્યૂન થતી નથી કૃષ્ણ ભગવાન અર્જુનથી લક્ષાવધી ઉત્તમ હતા પણ તેમણે અર્જુનનુ સારથીપણુ સ્વિકાર્યુ હતુ, એથી શુ જગતમા તેમની પ્રભુતા વિસ્મૃત થઇ ગઇ ? ઉલટુ તેથીજ લોકો તેમની વધારે પ્રસશા કરે છે માટે એવી આશકા કેવળ નિષ્પ્રયોજન છે, અને તમારા જેવો ધર્મવિર આમ ક્ષોભથી ગુસ્સે થાય એ પણ અઘટિત છે"

"મહારાજ ! તે ગમે તે હોય પણ મારે માટે કોઇપણ પ્રકારે એ સ્થાન યોગ્ય નથી અને મનની આવી ઉદ્વેગ પૂર્ણ સ્થિતિમાજ જો મને તે કાર્ય સોપશો તો તેથી એ કાર્ય કોઇપણ પ્રકારે સિદ્ધ થશે નહિ"

"મોરોપત ! તમને એ સ્થાન પ્રતિકુળ લાગતુ હોય છતા મારા પ્રત્યેના માનની ખાતર પણ તમે એ સ્થળ સ્વિકારી લ્યો, તમારી આવી વર્તણુકથી મારી આજ્ઞાનુ તમે ઉલ્લઘન કરો છો તમારે કોઇ પણ પ્રકારે એ સ્થાન સ્વિકારવુજ પડશે. જો મારી આટલી આટલી વિનતી છતા પણ તે પ્રતિ તમે દુર્લક્ષ કરશો તો મારી સત્તાથી પણ તમને એ કાર્ય બજાવવુ પડશે" રામરાજાએ પોતાની સત્તાનો પ્રભાવ બતાવવાનો પ્રારંભ કર્યો.

" મહારાજ ! તે કદી પણ બનશે નહિ અને તમારી સત્તાના ભયથી મોરોપત ભડકશે નહિ, મે આપને પ્રથમથીજ એ સ્થાન મને ન આપવા વિનતી કરી છે છતા પણ જો આપ તે વાતનો સ્વિકાર નહિ કરશો તો તેથી નાહક જોખમ વહોરી લેવા જેવુ થશે. મારી બુદ્ધિએ જે નિર્ણય કર્યો છે તેજ સત્ય છે અને તેથી આપ મને એવો આગ્રહ ન કરો એમાજ આપની શોભા છે " મોરોપતે ઉત્તર વાળ્યો.

"તમારી બુદ્ધિ કરતાં મારી બુદ્ધિનો નિર્ણય અનેકધા સ્વિકાર્ય છે. વળી 'જોખમ !' એ શબ્દ તો મારા શબ્દકોષમા છેજ નહિ તો પછી તેનો મારે શો ભય છે મોરોપત ! આફત તો રામરાજાએ અનુભવીજ નથી અને આફતથી આ રામચદ્ર કદિ ડરતો પણ નથી. મારા માડ લિકોના અને સૈનીકોના બળ પર જ્યા સુધી રામરાજા નિર્ભય છે ત્યા સુધી આવી અલ્પાલ્પ ધમકીનો તેને શો ભય છે ? મોરોપત આવા શબ્દોનો ઉચ્ચાર કરવો એ તમારી મૂર્ખતા–મહાંધતા છે."

છેલ્લા શબ્દો સ ભળી મોરોપતના ધૈર્યનો અત આવી ગયો, 'આફત આજ સુધી રામરાજાએ અનુભવીજ નથી' એ વાક્ય સાભળી મોરોપતને ગફુરે રામરાજાની કરેલી દુર્દશા યાદ આવી અને તેણે તેજ ક્રોધાવેશમા ઉત્તર આપ્યો, "હા ! તમારી વાણીજ કેવી અસત્ય છે, તે દિવસે મૃગયા વખતે સૈન્યને વૃદ્ધાસરોવરમા ડુબાડી દઇ નગ્નાવસ્થામાં ગફુરના બદીવાન થઇ જતા હતા અને આ મોરોપતને હસ્તે મૂક્તિ મેળવી હતી તે પ્રસગ તમને યાદ છે ? જાણુતા નથી કે મારી ખાનદાનીને લીધેજ તમારો પ્રાણ બચી શકયો છે ત્યારે... ....."

તે આમળ બોલવા જતો હતો પણ પોતાની થએલી દુર્દશાનુ વર્ણન ભરદરબારમા થાય તે રામરાજા સાખી શકયો નહિ, "ઓ નીચ મોરોપત ! મારા ઉપર એવી આપત્તી કદી આવીજ નથી અને તે મારૂ રક્ષણ પણ કોઇ વખત કર્યું નથી. મોચણનો દીકરો તુ કેટલો ખાનદાન છે તે હુ જાણુ છુ. નીચ ! ઉભો રહે હવે તારા પાશવી ક કૃત્યોનો બદલો તને મળવોજ જોઇએ 'રંગુ'"–રામરાજાએ એક સૈનીકને બુમ મારી કહ્યું,—આ નીચ મોચીને પકડી બદીવાન બનાવો ખાસડા શિવવાનુ મૂકી રાજદરબારમા વિરાજવુ આ નિમકહરામને શોભતુ નથી"

મોરોપંતના પિતા સુદરરાવને બે સ્ત્રી હતી. મોટી સ્ત્રીનો પુત્ર રંગનાથ હતો અને બીજી સ્ત્રીનો પુત્ર મોરોપત હતો આ બીજી સ્ત્રી ઉપપત્નિ તરીકે રાખેલી હતી અને તે મોચણ જાતની હતી એમ કહેવાતુ હતુ મોરોપતના ક્રોધનો પણ હવે પાર રહ્યો નહિ.

રામરાજાના મુખમાથી મોરોપતને પકડવાની આજ્ઞા થઇ તેનો અમલ થાય તે પહેલાજ મોરોપતે "રામરાજા ! યાદ રાખ તારા પણ દહાડા ગણાય છે," એમ કહ્યું અને દરબારનો ત્યાગ કરી અશ્વસ્વાર થઇ પોતાના વિદ્યાપુરના મહાલય તરફ પોતાનો ઘોડો દોડાવી મૂકયો રગુ તેની પાછળ પડયો પણ મોરોપત કોઇ અજ્ઞાત સ્થળે આબાદ રીતે છટકી ગયો રામરાજાએ શોકપૂર્ણ મુદ્રાએ ઉદ્‌ગાર કાઢયા, "માઉલીકા ! ખરેખર મહારાષ્ટ્રનુ દુર્ભાગ્યજ છે. આજના દરબારમા કોઇપણ વિઘ્ન નહોતુ ત્યારે મોરોપતે કકાશથી આપણા સર્વેના મન ઉદ્વેગ પૂર્ણ કરી નાંખ્યાં છે પણ તેથી ડરવાનુ કાંઇ પ્રયોજન નથી. આપણે જેમ વ્યુહ રચના કરી છે તેનો સધ્યાકાળથીજ પ્રારભ કરવાનો છે"

"મહારાજ ! મોરોપત ગમે એવો પણ બાળક છે તેને હુ કોઇ પણ પ્રકારે સમજાવી આપને શરણે લાવીશ અને આપની પ્રત્યે પૂજ્ય ભાવથી વર્તે એમ તેને સમજાવીશ" રગનાથે ઉભા થઇને પોતાના મૂર્ખ બંધુના દુષ્કર્મની ક્ષમા માગી તેને મોરોપતની આવી વર્તણુકથી બહુજ આઘાત થયો.

"રગનાથ ! તમારી પ્રાર્થનાથી હુ તેને દરબારમા પુન સ્થાન અવશ્ય આપીશ, પરતુ યુદ્ધવ્યવસાયમા તે કોઇપણ પ્રકારે વિઘ્ન ઉપસ્થિત ન કરે તેની તમે સભાળ રાખજો, હવે આજે સાંજનો દરબાર નૃસિહભગવાનના મડપમજ થશે અને તેમની ભગવીપતાકાને **यावत्‌चंद्र दिवाकरौ** કાયમ રાખવા અને મહારાષ્ટ્રના આ મહારાજ્યની વિજય ઘોષણા વિશ્વમા પ્રવર્તાવવા ત્યાથીજ આપણુ સૈન્ય મુહુર્ત કરશે" રામરાજાએ ઉપરોક્ત શબ્દનો ઉચ્ચાર કર્યો, વારાગનાનુ રણ ગીત આરભાયુ અને દરબારીઓમા પ્રસગેલી ખિન્નતા સગીતના પ્રભાવથી દૂર થઇ

## — લાવણ્યમયી —

ઉઠો ક્ષત્રીયો ! શસ્ત્ર સજીને ભારતનો કરવા ઉદ્ધાર,
પરાસ્ત કરશો દુશ્મન દળને વિરતાનો વરીએ શૃગાર,
યુદ્ધ વિના આ પુનિત દેશનુ ગૌરવ લેશ નહિ ટકનાર,
ગરજાવો જયઘોષ ગગનમા ભરતભૂમિનો જયજયકાર
ધર્મપ્રાણ રસરત્ન ખાણ આ આર્યાવર્ત અમોલો દેશ,
વિર ભૂમિના વિર તમે ભય હૈયે હોય નહિ લવ લેશ,

દેશકાજ દિલદાઝ ભરીને કરજો મોક્ષ તણો સત્કાર,
ગરજાવો જયઘોષ ગગનમાં ભરતભૂમિનો જયજયકાર,
ધર્મતણી સરિતા, ધિરતા જહીં વેદતણા પ્રકટ્યા મહાજ્ઞાન,
યુગયુગની વરી કિર્તિ પ્રભા-ધન મેળવતા જગમાં સન્માન,
સ્વાધીનતા જીવના, જીતવા દૃઢ ટેકધરી પછી હોય ન હાર,
ગરજાવો જયઘોષ ગગનમાં ભરતભૂમિનો જયજયકાર,

મોહ અને મમતા ધનમાં રમતા નહિ દેહ તણું કલ્યાણ,
ચાર અર્થ અહીં સિદ્ધ કરીને અંતરથી ઇચ્છો નિર્વાણ,
યુદ્ધ મહીં મરતા મળશે નકી કર્ણિક સ્વર્ગ તણો સત્કાર,
ગરજાવો જયઘોષ ગગનમાં ભરતભૂમિનો જયજયકાર

પ્રતિહારની સભા વિસર્જન થવાની હાક સાથે રામરાજા મહાલય પ્રતિ પ્રયાણ કરી ગયા. દરબાર વિસર્જન થયો. મોરીપતના અગ્નિથી વર્ણનના વર્તમાન વિદ્યુતવેગે વિદ્યાપુરીમાં પ્રસરી ગયા, વિરાંગનાઓ રણવાટે વળવા સ્વામીને સંબોધવા લાગી, વિરમાતાઓ પોતાના પુત્રને રણવિદાય આપતાં વિરના ઉત્પાદક શબ્દ ઉચ્ચારવા લાગી, વિજય નગરમાં શ્રીમદ્ કૃષ્ણચંદ્ર મહારાજના કર્મયોગનો અવતાર થયો.



# પ્રકરણ ૨૦ મું.

## બાજી બદલાઇ.

આખો દિવસ અફઝલખાને રામરાજાની સાથેજ ગાળ્યો. રામરાજાએ પણ અર્જુનદેવ અને રંગનાથ જોડે વ્યુહરચના સબંધી વાદ કરવામાં સઘળો વખત ગાળ્યો. સંધ્યાકાળ થયો. નૃસિંહ ભગવાનના મંદિરમાં દરબાર ભરાયો અને અધિકારીઓએ પ્રયાણનો મંગલ મુહૂર્ત કર્યો. અફઝલખાને રામરાજાના આરબ અને મુસલમાન ધર્માનુયાયી સૈનીકોનું નેતૃત્વ સ્વિકાર્યું હતું. આજે વિદ્યાપુરીનો ઉત્સાહ અવર્ણનીય હતો. રામરાજાનું પ્રચંડ સૈન્ય મંદવેગે પ્રયાણ કરતું હતું. સંધ્યાકાળના શુભ મુહુર્તે પ્રયાણ કર્યો પછી સૈન્યને વિશ્રામ આપવામાં આવ્યો અને અર્જુનદેવે સૈનીકોને જવાની આજ્ઞા આપી. અફઝલખાન પણ રામરાજાની આજ્ઞા લઇ પોતાને મહાલયે આવ્યો. રામરાજાના દરબારમાં જે મુસલમાન અબળાના સંબંધમાં ખટપટ ઉપસ્થિત થઇ હતી તે રમણી અદ્યાપી પર્યન્ત તેની સાથેજ હતી અને વનવિહારથી તેની સાથે જે અન્ય વ્યક્તિ આવી હતી તે અન્ય કોઇજ નહિ પણ એજ સ્ત્રી હતી. અફઝલખાને જઇને તેને કહ્યું "હવે હું જાઉં છૂં. વિદ્યાપુરના રાજ્ય સાથે વિજાપુરનો એક મહાન વિગ્રહ શરૂ થાય છે. પ્રભુની કૃપાથી સત્વર વિજાપુરનું નિકંદન વાળી હું પાછો આવીશ. પણ દૈવયોગે મુસલમાનોનો વિજય થયો અને સંગ્રામક્ષેત્રમાં મારો અંત આવે તો તમે તમારા પિતાને ત્યાં વિજાપુર ચાલ્યા જજો. હું તમને યુદ્ધના સઘળા વર્તમાન આપતો રહીશ અને તમારી આજ્ઞા યથાવિધિ પાળે એવા

અનુચરો પણ તમારી સેવામા રાખીશ વિદ્યાપુરનું સૈન્ય વિજાપુર કરતાં બલાઢ્ય છે છતા પણ ભાવીની પ્રબળતાથી વિપરીત પરિણામ આવવા પણ સંભવ છે"

"મને લાગે છે, કાંતો તમે ઉદ્વેગમા બોલો છો અથવા મારી મશ્કરી કરો છો ? તે સિવાય આવા અર્થ દગ્ધ શબ્દો તમારા મુખમા આવે નહિ." તે સ્ત્રીએ કટાક્ષથી ઉત્તર આપ્યો

નહિ, હું સાચુજ કહુ છું. એ સઘળા ઇતિહાસથી તમે સર્વથા અજ્ઞાત છો એટલે તમને મારૂ કથન અયુક્તભાસતુ હશે પણ તેવુ કશુજ નથી વિજાપુરના બાદશાહની કુટિલ રાજ્યનીતિને આ મારૂ સઘળુ પરિવર્તન આભારી છે તમારા રક્ષણના બદલામા વિજાપુરના બાદશાહે મારો ઘણોજ તિરસ્કાર કરેલો છે, અને રામરાજા હિંદુ રાજા છતાપણ તે ગુણગ્રાહી છે એટલે મે વિજાપુરના સામ્રાજ્યની સેવાનો અસ્વિકાર કરી રામરજાનોજ આશ્રય લીધો છે રામરાજાના આ યુદ્ધમા વિજાપુરનો વિનાશ સિદ્ધ છે એ વાત વાદગ્રસ્ત નથી અને તેવુ થતા આખી વિજાપુરની સલ્તનતનો માલીક હુ પોતેજ થઇશ એ પરમ ભાગ્યને હુ કોઇ પણ રીતે જવા દઇશ નહિ." અફ્ઝલખાને પોતે ગ્રહેલો માર્ગ યોગ્ય છે એની પુષ્ટીમા ઉપર્યુક્ત વિવેચન કર્યું.

"તમે સત્ય માનો છો તે વાત રાજ્યના વિપ્લવકાળનો એક માત્ર દભ છે, જ્યારે જ્યારે વિદેશી રાજ્યોને પરાસ્ત કરવા હોય ત્યારે કુશળ યોદ્ધાઓ આવીજ શઠનિતિનો ઉપયોગ કરે છે રાજ્યલોભી રામરાજા એક તસુ ભૂમિ પણ કોઇને આપે એવો નથી તે આપને વિજાપુરની સલ્તનત આપી દે, મને એ કોઇ પણ પ્રકારે સત્ય લાગતુ નથી" તે સ્ત્રીએ પોતાની મનોભાવના વ્યક્ત કરી.

"તે વાત સત્ય છે, પરતુ રામરાજાનો મારા પ્રત્યેનો સબધ ઘણોજ ભિન્ન પ્રકારનો છે કોઇપણુ પ્રકારે તે કપટ કરવાનો નથી એવી મને ખાત્રી છે, અને જે પળે મને રામરાજાના કુટિલ ભાવની માહીતી થશે તેજ પળે વિજયી સૈન્યનુ આક્રમણુ રામરાજા ઉપર લઇ જવાનુ હુચુકીશ નહિ, વળી રામરાજાને મારા બળમા અપૂર્વ શ્રદ્ધા છે અને મારા પ્રત્યે તે કુટુબી મનુષ્યોના જેટલુજ વાત્સલ્ય ધરાવે છે" અફ્ઝલખાને ઉત્તર આપ્યો

"આપ કેમ જાણી શકો છો કે હસ્તિના દનુશાળ જેવો એ પ્રેમ કપટયુક્ત નથી સ્વાર્થી મનુષ્યો પોતાનો સ્વાથ સાધવા અનેક કપટજાળો રચે છે, અને રાજદ્રોહીઓના કેવા અનિષ્ટ હાલ થાય છે તે પણુ તમે પ્રત્યક્ષ અનેકવાર નિહાળ્યુ છે દુર્ભાગ્યે વિજાપુરની સલ્તનતનો કાળ થયો તો પછી એજ સ્વાર્થાધ રામરાજા તમને કેવો સત્કાર આપશે એ કલ્પના મને બહુ ભયજનક લાગે છે જેના હૃદયમા બિલકુલ દયા નથી તેજ રાક્ષસ પ્રત્યેથી તમે આવી બદલાની આશા રાખો છો અને તે પણુ તમારા ધર્મનો અને પિતૃભૂમીનો દ્રોહ કરી તેના વિનિમયમા સુખ અને સલ્તનત ભોગવવાની આકાક્ષા રાખો છો ! કેવો ભયકર અને પાશવીક વિચાર છે ! જે કલ્પના આવતાજ મને સર્વાગ કપ થાય છે તે વિચારનો અમલ કરવામા તમારી સઘળી પ્રભુતા પ્રયોજાય છે તેનો મને ખેદ થાય છે"

"તમારી અને રામરાજાની વચ્ચે જન્મ પામેલી દ્વેષ અને ઇર્ષા વૃત્તિના અસ્તિત્વને લીધે રામરાજાનુ સાચુ હૃદય તમે નિરખી શકયા નથી એ બહારથી જેટલો ઉગ્ર દેખાય છે તેટલોજ અતરથી શાત છે અને તેનું માયાળુપણુ ઘણુ ઉદાર છે તમને તેને પ્રત્યે અવર્ણનિય દ્વેષ છે પરતુ તમારે માટે એ તેને ઘણો સ્નેહ છે અને ઉન્મતાવસ્થામા

થએલા પોતાના આ કૃત્યને માટે તેને ઘણોજ શોક થાય છે" રામરાજાના હૃદયની સ્થિતિ અફઝલખાન જે પ્રમાણે સમજ્યો હતો તે પ્રમાણે તેણે વર્ણવી બતાવી

"ગમે એટલો શોક અને સંતાપ થતો હોય તો પણ દોષવાન મનુષ્યને તેના કૃત્યની શિક્ષા મળવીજ જોઇએ હૃદયનો પશ્ચાતાપ એજ માત્રી શિક્ષા છે એ વાત સત્ય છે પરંતુ રામરાજા એવા સંતાપથી ભવિષ્યમા આવા દુષ્કર્મો કરતો અટકે એમ નથી, અને માગ ઉપર જેવો દુઃખદ પ્રસંગ ઉપજ્યો તેવોજ દુઃખદ પ્રસંગ બીજી સ્ત્રીઓ ઉપર ન થાય તેટલા માટે એનો નાશ કરવોજ યોગ્ય છે સર્પનું શરીર બહારથી સુંદર રંગોવાળુ દેખાય છે પણ તેના શરીરમા પ્રાણઘાતક હળાહળ ભરેલુ છે રામરાજાનો પણ વાકસર્પ તેટલોજ રમ્ય છે પણ તેનુ વિષ મહાઅનિષ્ટ કર હશેજ " ગમે તે પ્રકારે પોતાની વાત સિદ્ધ કરવાનો તે અમળાએ પ્રયત્ન કર્યો

"વિદ્યાપુરનો સાચો નરેશ રામરાજા છે પણ તેનો સર્વ કાર્યભાર હાલમા મારી ઇચ્છાનુસારજ થાય છે જ્યારથી હું અત્રે આવ્યો ત્યારથી રામરાજાનુ હૃદય રાજ્ય કાર્યભાર પ્રત્યે લવલેશ પણ નથી અને હુ કહુ છુ તેજ પ્રમાણે તેનુ સઘળુ વર્તન ચાલે છે એજ તેના ઉજ્વળ મનો ભાવને સિદ્ધ કરવા બસ છે વળી આપણો લાભ કયા છે તે પણ આપણે જોવુ જોઇએ વિજાપુરના રાજ્યમા મારી રાજ્યદ્રોહી તરીકે ખ્યાતી વધી છે એટલે હાલ ના પ્રત્યેક મુસલમાન મારા લોહીનો તરસ્યો બની રહેલો છે આવી સ્થિતિમા તેજ રાજ્યનો પુન અનુગ્રહ પ્રાપ્ત કરવો અસાધ્ય છે અને આમ વિજાપુરનો નાશ થતાજ મારે માટે રાજસિંહાસન તૈયાર છે." અફઝલખાને કહ્યું

પ્રત્યુત્તરમા તે સ્ત્રીએ એક ભયકર હાસ્ય કર્યું, "ગમે એટલા રાજસિહાસનો, ભોગવિલાસો અને વૈભવો કરતા સ્વધર્મરક્ષણની કિમત અનેકધા વધારે છે શુ તમે તમારા મુસલમાનધર્મનો નાશ કરાવી હિદુ રાજાનુ રક્ષણ કરશો? પ્રત્યક્ષ રીતે હિદુરાજ્ય વિજેતા થાય તો તેથી મુસલમાન ધર્મને હાની નથી એમ દેખાય છે, પણ ધર્મ વાસ્તવીક રીતે રાજ્યાશ્રયથીજ ચિરકાલ ટકી શકે છે, અને આજ મુસલમાન ધર્મનો આટલો પ્રબળ પ્રચાર છે એ મુસલમાન ધર્મગુરૂઓના ઉપદેશનો પ્રભાવ નથી પણ મુસલમાન યોદ્ધાઓની તલવારનો પ્રભાવ છે કોઇપણ ધર્મનો પ્રચાર કે તેની રક્ષાનુ મુખ્ય સાધન સમશેરજ છે"

"તમે મુસલમાન ધર્મનુ ગૌરવ ગાઓ છો પણ ત્યારે તેમણે જગત ભર પ્રવર્તાવેલી કપટ નિતિને વિસરી જાઓ છો ધર્મ પ્રવર્તાવના નિર્મળ નિર્દોષ સ્ત્રીઓના શિયળ લૂટવા બાળકોની કતલ કરવી અને કેવળ નિર્દયતાનોજ ઉપયોગ કરવો એ જરાપણ ઇષ્ટ નથી, અને આવી ધર્માંધતા પણ રાજપુરૂષોમા હોય એ અયોગ્ય છે તમે હાલમા પણ જુઓ છો કે રામરાજાના સૈન્યમા એક લાખ સૈનીકો મુસલમાન ધર્મ પાળનારા છે, અને જેવી સ્વતત્રતાથી વિજાપુરમા વસે છે તેવી રીતથી એક પણ હિદુ વિજાપુરનો નાગરીક નથી એ પરથી શ્રેષ્ઠ રાજ્યકાર્ય પ્રણાલી કયા છે એનો નિર્ણય કરવો સહેલો છે"

'ધર્મના પ્રચાર અર્થે ગમે તેટલા પાપ થાય અને વિધર્મી ઉપર ગમે એવા જુલ્મ વર્તાવવા પડે એમા કોઈપણ પ્રકારે ભયકરતા નથી. રામરાજાના સૈન્યમા એક લાખનું મુસલમાન સૈન્ય છે એ અહોભાગ્ય છે. જો તમે મારા કથનનો પ્રતિકાર કરશો તો હુ સન્યાસીની થઇને

એ પ્રત્યેક મુસલમાન સૈનીકો પાસે ફરીશ અને પવિત્ર મુસલમાનધર્મની રક્ષા માટે ભિક્ષા માગીશ, તથા મુસલમાન રાજ્ય સામા મુસલમાનોજ યુદ્ધ કરે એ કેવુ મહદ્ પાપ છે, એ તેમને સમજાવીશ અને તમારી ભાવના ધુળ ભેગી કરી નાખીશ" તે સ્ત્રીએ કહ્યુ તેના મુખપર ક્રોધ આવી ગયો

"એ સઘળુ આ મહાલયના સુદર ઓરડામા વાનો રૂપે ઠીક છે તેવુ વર્તન કરતા આકાશ પાતાળ એક કરવા પડશે પહેલા તો તમારા સૌંદર્યને જોઇ એ જડપ્રકૃતિના મુસલમાનો તમારામા હશે એટલી પવિત્રતાને પણ હરિ લેશે અને રામરાજાને આ વર્તન જણાશે તો તે પણ તમારો પ્રાણ લેશે આમ ઉભયપક્ષની વિપત્તિ સિવાય એમા અન્ય ફલિતાર્થ મને લાગતો નથી"

"તો તે દુખ પણ સહન કરવા હુ તત્પર છૂ મુસલમાન ધર્મની રક્ષા કરવા માટે હૃદયપર વજ્ર પડે તો પણ મને આનદ છે, અને અતે મૃત્યુ એ તો મારે માટે છેજ રામરાજાના દરબારમા કરેલી મારી પ્રતિજ્ઞા તમને વિસ્મૃત તો નજ હોય। એ પ્રતિજ્ઞા પૂર્ણ કરવાનુ વચન લઇનેજ હુ તમારી પાસે વસી છૂ તમે મારા વિશ્વાસનો વધ કરશો તો હુ તમારે લીધે આત્મવધ કરીશ તે સિવાય જગતમા મને શાન્તિ મળનાર નથી, પણ મારૂ આવુ દુખમય મૃત્યુ એ તમારા પણ મૃત્યુનુ કારણ થશે એ સ્મરણમા રાખજો હુ તમારી પાસે આટલી આટલી યાચના કરૂ છૂ પરતુ તમારી વૃત્તિ બદલાતી નથી ત્યારે તમને જે શ્રેયસ્કર લાગે તે તમે કરો, મને જે શ્રેયસ્કર લાગશે તે હુ કરીશ આજથીજ હુ આ મહાલયનો ત્યાગ કરૂ છૂ અને જોઉ છૂ કે રામરાજા કે અન્ય કોઈ પણ વ્યક્તિ મને શી રીતે નિષ્ફળ કરી શકે છે ?"

"ત્યારે તમે મને શુ માર્ગ બતાવો છો ? એક તરફ શત્રુના સૈન્યનુ આક્રમણ શરૂ થયુ છે બીજી તરફ રામરાજાની સેના શસ્ત્ર સજ્જ બની આવતી કાલે પ્રભાતે પ્રયાણ કરનાર છે મારા પ્રત્યે વિજાપુરના રાજ્યને તો દ્વેશ છેજ ત્યારે હવે આ વિજાપુરનો પણ રાજ્યાશ્રય છોડી નિરાશ્રીત દશામા જીવન ગાળવુ અને સદાકાળ માટે એક સૈનીકના જેવી અવસ્થાજ કાયમ રાખવી ? એક તરફથી રામરાજાની પ્રિતિ, તેને આપેલો વિશ્વાસ અને બીજી તરફથી તમારો ઉપદેશ એ બે વચ્ચે મારી સ્થિતિ અત્યત દુખદાયક થઈ પડી છે"

"મારી તમને એવી સલાહ છે કે વિધાપુરના સૈન્યને લઈ તમારે આજે ને આજેજ વિજાપુરને આશ્રયે ચાલ્યા જવુ રામરાજાનો તમારા પર અત્યત વિશ્વાસ છે તો તમારે તેને સમજાવી ગમે તે પ્રકારે વિજાપુરના રાજ્યપર પ્રથમ આક્રમણ લઇ જવાનો દૃઢ નિશ્ચય કરવો અને વિજાપુરના રાજ્યમા તમારૂ સૈન્ય દાખલ થયુ કે તમારે બાદશાહના પક્ષમા મળી જવુ. તમારૂ ત્યા પ્રયાણ થાય તે પહેલા આ ગોઠવણની બાદશાહસલામતને તમારા ગુપ્ત અનુચર માર્ફત ખાત્રી આપવી આ સિવાય અન્ય માર્ગ અવશેષ નથી આમ કરવાથી બાદશાહને તમારા ઉપર દ્વેશ હશે તે પણ મટી જશે અને ઉલટો તે તમને ધન્યવાદ આપશે, તથા વિધાપુરની સમસ્ત સલ્તનત પણ તમારે ભાગેજ આવશે ધર્મનો અને પિતૃભૂમિનો દ્રોહ કરવાથી વિજાપુરની સલ્તનત મેળવશો અને ધર્મરક્ષા કરતા વિધાપુરનો વિશાળ દેશ પ્રાપ્ત કરશો, કહો હવે તમેજ, તમને આ બેમાથી શુ વધારે પ્રિય છે ? વિજાપુર કે વિધાપુર ?"

"તમારૂં કહેવું મને ઘણુંજ યોગ્ય લાગે છે પરંતુ બાદશાહ વિદ્યાપુરની સલ્તનત મને આપશેજ એની શી ખાત્રી છે, કારણ કે વિજાપુર ગોવળકોંડા આદિ ચાર મુસલમાન રાજ્યો એકત્ર થઇને આ વખતે વિદ્યાપુર ઉપર આક્રમણ કરશે એટલે તેઓ વિજેતા થશે તોપણ વિદ્યાપુરનું વિશાળ સામ્રાજ્ય ચાર ભાગે વહેંચાઇ જશે ત્યારે રામરાજા વિજેતા થતાં ચારેચાર મુસલમાની રાજ્યોનું સ્વામીત્વ તેની પાસે આવતાં ગમે તે એક રાજ્ય પણ મારે ભાગે અવશ્ય આવશે" અફ્‌લખાને તે સ્ત્રીના માર્ગમાં કેવો ભય રહેલો છે તેનું દિગ્દર્શન કરાવ્યું

"તેની ચિંતા રાખશો નહિ, બાદશાહના દરબારમાં મારો પિતા મોટા ઉમરાવ પદપર છે તેની માર્ફતે પણ વિદ્યાપુરનું રાજ્ય તમારે ભાગે આવે એવો યત્ન હું કરીશ અને તે ફળીભુત પણ થશેજ કારણ કે વિદ્યાપુરના લોકો ઉન્મત અને તોફાની છે ચારે ચાર મુસલમાની રાજ્યોમાંથી એકપણ રાજ્યમાં તેમને વશ રાખવાની સત્તા નથી. તમે વિદ્યાપુરના રાજ્યના વિશ્વાસપાત્ર છો એટલે વિદ્યાપુર અંતે તમારાજ ભાગ્યમાં આવશે વળી જેમ વિજેતા મુસલમાન બાદશાહનો તમને ભય છે તેવીજ સ્થિતિ રામરાજાની છે રામરાજા હિંદુધર્મના રક્ષણને માટે યુદ્ધ કરે છે અને તેની ઇચ્છા મહારાષ્ટ્રમાંથી મુસલમાની રાજ્યોને સર્વથા દુર કરવાની છે. તમે એક મુસલમાન છો એ રામરાજા જાણે છે. તો જે વ્યક્તિ મુસલમાની રાજ્યોના વિદ્ધંશ કાજે સમશેર ખેંચે છે તે વ્યક્તિ શું એટલી બધી મુર્ખ હશે કે એ જીતાએલા રાજ્યો પુનઃ મુસલમાન મનુષ્યનાજ હસ્તમાં તે જવા દેશે, પણ મને આજે સર્વથી વધારે આશ્ચર્ય થાય છે તે એ છે કે રામરાજા જેવા પાષાણ હૃદયના પુરૂષ સામે ભર દરબારમાં મારે માટે તલવાર ખેંચનાર અફ્‌ઝલખાન સમશેરનું શરણું છોડી પરાશ્રયી થવાની વાત કેમ કરે છે ?"

'તમો આ સઘળો પ્રસંગ શી રીતે ઉદ્‌ભવ્યો તેનીજ પૂર્ણ માહીતી નથી આ સંગ્રામ તમે ધારો છો તેવુ ધર્મયુદ્ધ નથી, પણ આ યુદ્ધનુ મૂળભૂતકારણ હુ પોતેજ છુ રામરાજાના દરબારમા હુ આવી રહ્યો તે વાતની બાદશાહને ખબર થતાજ તેણે મને પુનઃ બાદશાહને સોપી દેવા કે યુદ્ધ માટે તત્પર રહેવા પત્ર લખ્યો હતો રામ-રાજા મારા વિશ્વાસ પર શતાવધી મનુષ્યોને સંગ્રામ ક્ષેત્રપર હોમ દેવાને તત્પર થયો જે મનુષ્યે મારે કાજે આટલા કષ્ટો સહન કર્યાં અને જેણે પોતાના સમગ્ર રાજ્યની ચિંતા ત્યાગી ને પણ મારો પરમ સત્કાર કર્યો તેનો હુ દ્રોહ કરૂ?"

"નવાબ સાહેબ! આતો રાજ્યદરબારી કામો છે નથી નાના બાળકોના ખેલ વિશ્વાસઘાતથી ડગલે અને પગલે ભયભિત થઇ પાછા હઠશો તો આ યુગમા તમારૂ કદીપણ કલ્યાણ થવાનુ નથી આ યુગ વિશ્વાસઘાતકતાનો અને પાશવીકતાનો છે છળકપટ અને પ્રપંચકર્મનો પ્રયોગ કરશો તોજ વિજય પ્રાપ્તી થશે, ઇષ્ટ હેતુ પણ સાધ્ય થશે. રામરાજાનો આ યુદ્ધના અંતિમ હેતુ સ્વધર્મરક્ષાનોજ છે તમારી રક્ષાનો નથી પણ ચાર ચાર મુસલમાનોના એકત્રિત બળ સામે યુદ્ધ કરવુ એ ઘણુંજ ભયગ્રસ્ત છે. એ રામરાજાથી અજ્ઞાત નથીજ. તેટલા માટેજ એણે અદ્યાપીપર્યંત યુદ્ધ કર્યુ નહિ પણ તમારી આ તકરારનુ બહાનુ મળતાજ તેણે યુદ્ધને અર્થે તૈયારીઓ કરવા માંડી, રામરાજા એટલો ભોળો અને વિશુદ્ધ હૃદયનો નથીજ કે તમારે માટે પોતાનું સૈન્ય હોમવા તત્પર થાય!"

"અને હુ તમારા કથા પ્રમાણે વિદ્યાપુરનો દ્રોહ કરૂં પછી તમે કહો છો તેવુ પરિણામ ન આવે તો શુ કરવુ? મારો વિજાપુરના બાદ-

શાહે પ્રતિકાર કર્યો તો વિનામૃત્યુએ મરવુ પડશે અને સઘળી ભાગ્યો-દયની ગોઠવેલી બાજી બગડી જશે આવો સુયોગ મારા આખા જન્મમા પુન પ્રાપ્ત થવાનો નથી અને આ બાજી હારી ગયો તો મારી દુર્દશા કદીપણુ મટવાની નથી તમે હજીપણુ પૂર્ણ વિચાર કરો અને તમારો નિશ્ચય ફેરવો."

"હુ તમને સઘળુ કહેવાનુ કહી ચુકી છુ બનાવવાનુ બનાવી ચુકી છુ હવે મારે કાઇજ કહેવાનુ નથી એક તરફ તમારૂ વૈભવી જીવન અને બીજી તરફ મારી સાથેનુ જીવન એ બેમા તમને શુ વધારે ઇષ્ટ લાગે છે જો મારી સાથે જીવન ગાળવુ હોય તો મારી સલાહને અનુસરો વૈભવી જીવન ગાળવુ હોય તો મને તમારી સમશેર આપો અહીજ હુ તમારી આ કુટીલ નીતિને મારા પ્રાણુનો ભોગ આપીશ અને મારા જીવન સગ્રામની પુર્ણાહુતી કરીશ મારા ઉઘાડા નેત્રોએ રામરાજાનો વિજય હુ નિરખી શકુ નહિ મારા રક્તના એકેક બુદમા રામરાજા માટે દ્વેશ અને વેર ભરેલા છે દુર્ભાગ્યે મારો સર્પીણીનો અવતાર નથી નહિતો ડશ કરીને પણુ રામરાજાનો મે પ્રાણુ લીધો હોત, પણુ યાદ કરો, તમે મારી પ્રતિજ્ઞા યાદ કરો,અને તત્સબધે તમે આપેલુ વચન યાદ કરો, પછી ભલે તમને જેમ યોગ્ય લાગે તે કરો મારે તેની પરવા નથી."

"હુ નિરૂપાય છુ, શુ કરૂ તમે આમ છેલ્લે પગથીએ બેસો છો ત્યારે મારે હારવુ પડે છે હુ આજ રાત્રીએજ રામરાજા પાસે જઇશ અને તેનો વિચાર બદલાવી નાખીશ પરતુ તમે શુ કરશો ? મારા ગયા પછી સઘળો પ્રપચ ફૂટી જશે અને ત્યારે રામરાજા તમારો વધ કરશે ?"

"મારી ચિંતા નિષ્પ્રયોજન છે, વનવિહારમા તમારો મહાલય છે ત્યા મને મૂકી આવો વનવિહાર ઉપર સત્તા મુસલમાનોની છે ત્યા હુ નિર્ભયપણે રહીશ"

વિદ્યાપુરના દુર્ભાગ્યે બાજી બદલાઇ ગઈ અફઝલખાને બે અશ્વ તૈયાર કરાવ્યા અને પોતાના સૈન્યમાથી એક હજાર સૈનીકોને વનવિહારનુ રક્ષણ કરવા ત્યા મોકલી દીવા પોતે તે સ્ત્રીને સાથે લઈ અશ્વસ્વાર થયો આખા માર્ગમા તેનુ મસ્તિક વિચારશુન્ય ગતિમા રહ્યુ 'પોતે હિદુ છે' એ રામરાજાના તેમજ પ્રભાવતીના શબ્દો તેને સ્મૃતિમા આવ્યા પણ મૃગલોચનીનુ બળ સસારમા એટનુ બળવાન છે કે અને તેનોજ વિજય થયો અફઝનખાન વનવિહારમા પહોચી ગયો કૃષ્ણ-મહાલયના એક ભાગમા તેને ગુપ્ત રાખી અફઝલખાનનો અશ્વ પાછો ફર્યો માર્ગમાજ વનવિહારના રક્ષણ માટે મોકલેનુ સૈન્ય તેને મળ્યુ

"નુરમહમદ!" અફઝનખાને તેના નાયકને ઉદ્દેશીને કહ્યુ "વન-વિહારમા સત્રળો જનાનો છે માટે એક પણ હિદુ કે મુસલમાનને અદર દાખલ કરશો નહિ, અને કોઈપણ બળપૂર્વક અદર આવવાનો આગ્રહ કરે તો તમારા સૈન્યનુ એક મનુષ્ય રહે ત્યા સુધી તેને અટકાવજો, તમે આ કામ સારી રીતે પાર પાડશો તો તમને હુ એક ઉત્તમ જાગીરની બક્ષીસ આપીશ પણ ખૂબ લક્ષમા રાખો કે કામ ઘણુ ભયાનક છે. આપણી હાર થઈ કે ત્વરીતજ વિજયી સૈન્યની આખ વનવિહાર પર રહેશે ચાલો હુ જાઉં છુ તમે સત્વર પ્રયાણ કરી જલદી જઇ પહોચો" છેલ્લો શબ્દ બોલતા અફઝલખાનનો અશ્વ દોડયો. બરાબર મધ્યાન્હકાળે તે પાછો વિદ્યાપુરમા પોતાને મહાલયે આવી રહ્યો જેના હૃદયમાં નિરંતર

વિદ્યાપુરના વિજયનોજ વિચાર ગ્મી રહ્યો હતો અને ગમે તે પ્રકારે મુસલમાનોને પરાસ્ત કરવા પ્રયત્ન કરતો હતો તેજ અફ્ઝલખાનની મનોવૃત્તિ ક્રમે ક્રમે બદલાવા લાગી તેની ભાવનામા એકાએક પરિવર્તન થયુ, માતાએ કહેલા અતિમ શબ્દ તેના સ્મરણમા આવ્યા વિજાપુરની સેવા કરવાનો ત્યાગ કરી વિજાપુરની નોકરીનો સ્વિકાર કરતી વખતે પ્રભાવતીએ અફ્ઝલખાનને જેમ પોતે વિજાપુરનો દ્રોહ કરે છે તેજ પ્રમાણે વિદ્યાપુરનો દ્રોહ ન કરવા શિખામણ આપી હતી અદ્યાપી પર્યન્ત તેનો નિશ્ચય દૃઢ થયો નહિ પલમા વિજાપુરના પક્ષમા જવાના તો ઘડીમા વિદ્યાપુરના સેવક તરીકે કાર્ય કરવાના વિચારો તેના હૃદયક્ષેત્રમા ઘુમી ગયા હતા વિદ્યાપુરના પક્ષ કરતા તેની ભવિષ્યની સઘળી આશાઓ ફળીભૂત થતી હોય એમ તેને લાગતુ જ્યારે વિજાપુરનો પક્ષ કરવામા નિર્ભયતા નહોતી તેના હૃદયમા અનેક વિચારો ઉત્પન્ન થયા પોતે શુ કરવુ તેનો કદાપિ અતિમ નિર્ણય થયો નહિ અફ્ઝલખાન જરા પલગ પર નિદ્રા લેવાની ઇચ્છાથી આડો થયો એટલામા દ્વારપાળે આવીને કોઇ તેને મળવા આવે છે એમ સમાચાર કહ્યા થોડીવાર થઈ કે પૂર્વકથીત મોરોપત અફ્ઝલખાનના શયનગૃહમા દાખલ થયો મોરોપતના નેત્રો સ્વાર્થ લાલસા અને નીચતાથી અધ થઇ ગયા હતા તેની દેહમા રામરાજા પ્રત્યે દ્વેષ ભરેલો હતો દેશભકિતની ભાવના સર્વથા મૃત પ્રાય થએલી હતી તેની ક્રોધાક્રાંત મુખમુદ્રા રાક્ષસના જેવી કઠીન ભાસતી ભ્રકુટીમા ઇર્ષા છવાએલી હતી ધર્મરક્ષાનો જ્વલત અગ્નિ લાલસારૂપી રાખથી નિસ્તેજ થઇ ગયો હતો અફ્ઝલખાન તેને જોતાજ તેના આગમનનુ પ્રયોજન સમજી ગયો અને પૂછ્યુ " કેમ મોરોપત ; આટલા બધા મોડા ?"

"અફઝલખાન ! તમે જાણો છો કે ભર દરબારમા બાદશાહે મારૂ કેવુ ભયકર અપમાન કર્યું, તેનો બદલો વાળવા અને અભિમાની રામરાજાને સાવધ કરવા હુ આવ્યો છુ તમારૂ પણ એ નરાધમ રામરાજાએ એવુજ અપમાન કર્યુ હતુ, તે તમને પણ વિસ્મૃત નજ થયુ હોય એનો ગર્વ ઉતારવો એ આપણી ફરજ છે આપણા જેવા દરબારી પુરૂષોનુ પણ જે રાજા નિર્લજપણે અપમાન કરતા હોય તેનો નાશ થવોજ જોઇએ" મોરોપતે કહ્યુ રગનાથ અને રામરાજા સાથે દરબાર-ગૃહમા જે દ્વેશ થયો હતો તે દિવસથી મોરોપતનો અફઝલખાનની પ્રવૃત્તિઓ જાણવા એક ગુપ્ત સેવક નોકરરૂપે અફઝલખાનને ત્યા રહ્યો હતો અફઝલખાન પેલી મુસલમાન સુદરીને લઇ વનવિહાર તરફ વળ્યો કે તે દૂતે ત્વરીતજ સઘળા વર્તમાન મોરોપતને જઇને કહ્યા અફઝલ-ખાન રામરાજા સાથે પ્રપચ કરવાનો છે એ વતમાન મોરોપતને મળતાજ મોરોપત અફઝલખાનને આવીને મળ્યો

"મોરોપત ! તમે જાણો છો કે હુ વિજાપુરના રાજ્યનો સેવક છુ તમે મારી પાસે તેની વિરૂદ્ધ જરાપણ સકોચ વિના વાત કરો છો એ તમારી ભૂલ છે તમને હુ હમણાજ કેદ કરાવી રામરાજાના દરબારમા મોકલી દઇશ તમે જાણો છો કે રામરાજા દેશદ્રોહીઓને કેવી ભયકર શિક્ષા આપે છે તમારી સન્મુખ મૃત્યુ આવીને ઉભુ હોય એમ લાગે છે" અફઝલખાને કહ્યું,

"નવાબ સાહેબ ! જવાદો એ વાત, તમારી ભાવના કેવી છે તેની મને પૂર્ણત માહીતી છે, તમે રામરાજા સાથે યુદ્ધ આરભવાનો નિશ્ચય કર્યો છે અને તેટલા માટેજ તમે બેગમસાહેબને કોઇ નિર્ભયસ્થાને મોકલી દીધા છે, માટે હવે શુ કરવુ તેજ પ્રશ્ન અવશેષ છે. સમય

થોડો છે અને કાર્ય ઘણું છે. હું પણ મારા સૈન્ય સાથે પ્રભાતે તમારે સહયોગી બની બાદશાહને શરણે જવા ઇચ્છું છું મને અને બાદશાહને બિનકુલ પરિચય નથી માટે આપ કૃપા કરી એકવાર બાદશાહ સાથે મારી મુલાકાત કરાવી આપશો એજ મારી ઇચ્છા છે, ગમે તે પ્રકારે રામરાજાનો નાશ કરવા મારૂ હૃદય તલસી રહ્યું છે અને હું એનો નાશ કરીશ ત્યારેજ મને શાંતી વળશે ” મોરોપતે ઝનુનથી ઇસ્કેરાઇને કહ્યું

‘ મોરોપત ! તમારી ધારણા ઘણીજ ભૂલ ભરેલી છે રામરાજાએ તમારૂ ગમે તેવું પ્રખર અપમાન કર્યું હોય તોપણ તે હિંદુ છે, તમારો ઉભયનો ધર્મ અને જાતિ એક છે તેનો આશ્રય તજીને વિજાપુરના બાદશાહને શરણે જવું કોઇપણ પ્રકારે હિતાવહનથી તમે હિંદુરાજાનો દ્રોહ કરશો તે સાથે તમારે હિંદુધર્મને પણ તિલાજલી આપવી પડશે ક્રોધાવેશથી તમે દેશ દ્રોહ કરવા તત્પર થયા છો પણ હજી વિચાર કરો એકવાર તમારા ધર્મનો ત્યાગ કર્યા પછી સમગ્ર જીવન તમને એવાજ શોક અને સંતાપમા ગાળવું પડશે અને, અત્યારે ઉન્માદાવસ્થામા તમે જે કર્મ કરવા તત્પર થયા છો તેને પરિણામે તમારે અખંડ અનુતાપ અને પશ્ચાતાપ ભોગવવો પડશે તમે મને મુસલમાન તરીકે જાણો છો અને સઘળી વાત મને હૃદય ખોલીને કહો છો ત્યારે મારો પણ ધર્મ છે કે હૃદય ખોલીને સર્વ વાતની તમને માહીતી આપવી જોઇએ ” અફ્ઝલખાને કહ્યું

“અફ્ઝલખાન ! તેની તમારે દરકાર કરવાનું કશું પ્રયોજન નથી. મનુષ્યો માત્ર સંસારમા પાપ અને પુન્યનો ભેદ રાખી પોતાનો જીવન સંગ્રામ ચલાવતા હોય તો સૃષ્ટિમા અને સ્વર્ગમા અંતરાયજ કશો વિદ્યમાન ન હોત ! પરંતુ સઘળા મનુષ્યોની જીવન સરિતા ધર્મગામી

હોતી નથી અને તેથીજ જગતનુ ચક્ર વર્તમાન દશાએ ચાલ્યુ જાય છે. જે કર્મો મનુષ્યો ધારણા પૂર્વક નથી કરતા અથવા નિષ્પ્રયોજન કર્મો આદરે છે તેમને તેવો પરિતાપ સહન કરવો પડે છે પરતુ હુ મારી સ્વેચ્છાથી મારા શત્રુનુ નિકદન વાળવા તત્પર થયો છુ અને તેને અગે જે જે ભયકર લાભાલાભની મને પ્રાપ્તી થશે તે સહન કરવાની મને સપૂર્ણ શક્તિ છે મારા જીવનની કાર્ય દિશાજ હવે પરિવર્તનમય બની ગઈ છે આજ પર્યન્ત મારૂ ધ્યેય વિજાપુરનો નાશ કરવાનુ હતું હવે મારૂ ઇષ્ટ બદલાયુ છે એટલે તેનુ પરિવતન થતા મને ઉડ્ડો આનદ થશે" મોરોપતે પોતાની ઇચ્છાનો સ્ફોટ કરતા કહ્યુ

"મોરોપત ! તમે બહાદુર છો, શુરવીર છો અને ધર્મને કાજે પ્રાણ અર્પનારા છો વિદ્યાપુરનો વિનાશ કરવાનો અદ્યાપી પર્યન્ત મારો દૃઢ સકલ્પ થયો નથી તમાગથી સર્વથા અજાતનજ હોય કે હુ પ્રથમ વિજાપુરનો અને મુસલમાન ધર્મનો રક્ષક હતો જ્યારથી મે એનો વિનાશ કરવાનુ પણ ક્યુ તે સમયથી મારો આત્મા અનુતાપથી એટલો પ્રજળ્યા કરે છે કે તેનુ વર્ણન કરવા પણ હુ અશક્ત છુ, અને એટલાજ માટે હુ તમને આવા દુષ્કર્મ કરતા ખાળવા યત્નો કરૂ છુ એમા મારો લેશ સ્વાર્થ નથી છતા હુ તમને એવો ઉપદેશ આપુ છુ તેનુ વાસ્તવીક કારણજ આ છે મોરોપત ! મારો પણ કાર્ય વ્યવસાય અદ્યાપી હુ નિયત કરી શકયો નથી અને એનો મારો દૃઢ નિશ્ચય છે કે રાજ્યધર્મ વાપરવામા જેટલુ વિદ્યાપુર કુશળ છે તેટલુ 'વેજાપુર નથી અને મારૂ હૃદય તો વિદ્યાપુરની સેવા કરવાનેજ મને પ્રેરણા કર્યા કરે છે' અફઝલખાને મ્લાન મુદ્રાથી ઉત્તર આપ્યો મોરોપત પોતાનો પાસો નિષ્ફળ જતો જાણી હતાશ થયો પરતુ પુન. એકવાર પોતાના વાકચાતુર્યનો

ઉપયોગ કરવાનુ ઇષ્ટ ધાર્યું ચડાલ દેશદ્રોહી રાક્ષસો નીચતાની પરિકાષ્ટા ક્યા સુધી આદરી શકે તેનુ મોરોપત પ્રત્યક્ષ ઉદાહરણુ હતુ

અફઝલખાન ! "મોરો પતે પુન કહ્યુ "તમારો વિચાર ઘણોજ શ્રેષ્ટ છે પણુ જ્યારે જ્યારે ઉન્મત્ત નરેશો સિહાસનારૂઢ થાય છે, ત્યારે ત્યારે તેમનો મદમર્દન કરવા રાજ્યાધિકારીઓને પ્રવૃત્ત થવુ પડે છે અને એજ સાચા રાજ્યભક્તનો ધર્મ હોય છે રામરાજાનુ આવુ ઉદ્ધત વર્તન ચાલુજ રહેશે તો ઉત્તર આર્યાવર્તના બલાઢય મ્લેચ્છ ભૂમિપતિઓ વિદ્યાપુરનો અવશ્ય વિનાશ કરશેજ, અને ત્યારે હિદુ સામ્રાજ્યને શિરે ભયકર ઉત્પાત પ્રવર્તાશે તેના કરતા વિજાપુરની મત્તાજ વિદ્યાપુર ઉપર આરૂઢ થાય તો તે કોઇ રીતે હાનિકારક નથી મારે રામરાજાનોજ માત્ર વિનાશ કરવો છે હીદુધર્મનો પરિત્યાગ કરવાનુ મને લેશપણુ પ્રિય નથી હુ હિદુધર્મનો દ્રોહ કરવાની ઇચ્છા કરતો નથી પણુ માત્ર રામરાજાનુ નિકદન વાળવાજ ઇચ્છુ છુ રામરાજાનો વિનાશ થતાજ હુ મારા સૈન્ય બળથી અને સુલ્તાનની સ્હાયતાથી વિદ્યાપુરની વિજય પતાકાનો પુનરૂદ્ધાર કરીશ, પણુ અફઝલખાન ! તમે મુસલમાન છતા હિદુધર્મની રક્ષા કરવાનો આગ્રહ કેમ કરો છો તે હુ સમજી શકતો નથી શુ તમને તમારા ધર્મ કરતા પણુ રામરાજાનુ અસ્તિત્વ વધારે પ્રિય છે ?"

"રામરાજાના જીવન વિષયક પ્રશ્નની અતિ અગત્ય નથી પણુ હવે મને વિચાર પ્રજાજનોનો આવે છે હુ મુસલમાન છુ પણુ મારૂ હૃદય મુસલમાનોના જેવુ પાશવીક અને જડ નથી તેનુ કારણુ ભિન્ન છે, પણુ તે હુ આપને દર્શાવી શકતો નથી, એ મ્હારા દુર્ભાગ્ય છે વિજાપુર વિજેતા થતાજ નિર્બળ અને નિર્મળ સ્ત્રીઓનો અવતાર

પાપમય થઇ જશે વિદ્યાપુરમા પાશવિકતાનુ સામ્રાજ્ય પ્રવર્તશે અને નિર્દોષ બાળકોની પણ કતલ થશે તેમના નિશ્વાસના ભાગી થતા મારો આત્મા ડરે છે કારણકે ધર્મદ્રોહના અનુતાપથી પ્રજ્વલિત થઇ જે ભયકર દુખમય દશા મારે ગાળવી પડશે તે પરથી મને પર્ણ અનુભવ છે, કે લક્ષાવધી સ્ત્રી પુરૂષોને એવુ જીવન પસાર કરવુ પડશે એ વિચારનો મારામા આવિર્ભાવ થતા હુ કપુ છુ અફઝલખાને પોતાના અતરનો સ્પષ્ટ ચિતાર આપ્યો પ્રભાતની જેવી અધઆર્ય અબળાના સચ્ચારિત્રનોજ આ પ્રભાવ હતો, અફઝલખાનની આ ધર્મ બુદ્ધિ ગભાવતીને આભારી હતી

"અફઝલખાન !" મોરોપતે અફઝલખાનને ઉત્તર આપતા કહ્યુ, "તમારી આવી ધર્મ પરાયણતાથી હુ ખરેખરજ ખિન્ન થાઉ છુ રાજદ્વારી કાય વ્યવસાયોમા અધાર્મિકતા એજ તેનો પ્રાણ હોય છે, આપના કથનાનુસાર મુસલમાન રાજ્ય પ્રણાલિકા ભ્રષ્ટ અને નિધ હોય તો વિદ્યાપુરનુતત્ર આપણા હસ્તગત કરવા આપણી પાસે સૈન્યબળની વિપુલતા છે, અને વિદ્યાપુરની સત્તા તમારે હસ્તગત થતા તમે વર્તમાન કાળમા હિદુ તરીકે જેવુ જીવન ગાળો છો તેવુજ જીવન રાજ્યાસના રુઢ થયા પછી ગાળશો તો આપને અને વિદ્યાપુરને અધિક લાભ છે તમે વિદ્યાપુર વાસીઓના પ્રતિભાજન છો એ દિવસ આવનો પણ આપણા સમશેરને લીધે અસાધ્ય નથી"

"તમારૂ કહેવુ સર્વથા અસત્ય અને અનાદરણિય તો નથીજ પણ તેનુ આચરણ ભયકર છે રામરાજાની સહાયતા વિના મુસલમાન રાજ્યોને પરાસ્ત કરવા આકાશ કુસુમવત છે અને મુસલમાની રાજ્યો વિદ્યાપુરનુ રાજ્ય પોતાને હસ્તગત કરવાજ યુદ્ધ આદરે છે ત્યા આપણો

હેતુ સિદ્ધ થવો દુર્લભ છે વળી બાદશાહ અલીઆદીલશાહને હિંદુઓની ધર્મશ્રદ્ધા પર અચળ વિશ્વાસ છે તમે બાદશાહનો આશ્રય ઇચ્છો છો પણ તે દુષ્પ્રાપ્ય છે, તમે સત્ય ભાવનાથી વિજાપુરનુ શરણુ સ્વિકારો છો કે રામરાજાની કુટિલ નિતિનુ તે માત્ર એક અંગ છે તેનો બાદશાહ નિર્ણય કરી શકશે નહિ અને શકા વૃતિથીજ તમારો સ્વિકાર કરશે તેમા અંતે અહિત તમારૂજ છે તમે જ્યાસુધી મુસલમાન ધર્મનો સ્વિકાર કરી અભક્ષ વસ્તુનુ ભક્ષણુ કરી મુસલમાન ધર્મની દિક્ષા ન લેશો ત્યાસુધી કોઇપણુ પ્રકારે તમારો ભાગ્યોદય અશકય છે, અને અંતે વિજાપુરના રાજ્યને વિજય પ્રાપ્તી થઇ તો પછી તમને તે દેહાન્તની શિક્ષા ફરમાવશે એમ હુ તો અનુમાનીત કરી શકુ છુ" અફઝલખાને કહ્યુ

"બાદશાહ સલામતનો વિશ્વાસ પ્રાપ્ત કરવો એ દુર્ઘટ નથી, મને દૃઢ વિશ્વાસ છે કે બાદશાહનો હું પૂર્ણ પ્રેમ પ્રાપ્ત કરીશ મને માત્ર તમારી એટલીજ સ્હાયતાની આવશ્યકતા છે, કે બાદશાહ સાથે કોઇ પણુ પ્રકારે મારૂ મિલન કરાવો એજ તમારા પ્રત્યે મારી પાર્થના છે હુ મારૂ સઘળુ સૈન્ય અને મારા આત્મીયજનોને લઈ તુગભદ્રાના નીર ઉતરી ચાલ્યો જવાનો છુ અને બાદશાહની જ્યા સત્તા પ્રવર્તતી હોય ત્યાજ મારા સૈન્યની છાવણી નાખીશ તમે પણુ સત્વર તૈયારી કરો અને પ્રભાતકાળે મારી સાથેજ આવી મને સ્હાયતા આપો અફઝલખાન ! મારી આપની પાસે એટલીજ અંતિમ ભિક્ષા છે તે મારી અભિલાષા પૂર્ણ કરો" દયાર્દ્ર મુખ મુદ્રાથી મોરોપતે ઉત્તર આપ્યો

અફઝલખાન ક્ષણુભર નેત્ર મીંચી વિચાર ગ્રસ્ત થઇને બેઠો થોડા સમયમા અનેક લાંબી લાંબી વિચારમાળા ફેરવતો અને વિચાર સાગર તરીને પોતાની નૌકા વિજાપુરનો દ્રોહ કરનાર મનોભાવને કિનારેજ

લાગ્યો, બસ નિશ્ચય થયો. કપટકળાથી વિદ્યાપુરનો વિનાશ કરવો એજ હવે તેનું ધ્યેય થયું. હવે પોતાનો વિચાર કયા પ્રકારે આચરણમાં મૂકવો તેજ પ્રશ્ન અવશેષ રહ્યો. ક્ષણવાર પછી તેણે જણાવ્યું,

"ઠીક મોરોપંત! તમારી મનેચ્છાને હું પુર્ણતઃ અનુમત છું. હવે આપણે કેવો માર્ગ ગ્રહણ કરવો એ ઘટના વિવાદાત્મક છે. બોલો તમારો એ બાબતમાં શો મનોભાવ છે? બાદશાહના લશ્કરમ પ્રકટપણે જઇ વિદ્યાપુરનો વિરોધ કરવો કે રામરાજાના અનુગામી રહી કાપટ્ય વ્યુહથી રામરાજાને પરાસ્ત કરવો?"

"તે પ્રશ્નનો ઉત્તર આપવાનું અત્યારે કશું પ્રયોજન નથી. બાદશાહના દરબારમાં ગયા પછીજ આપણો ભાવી કાર્યક્રમ નિયત થશે. આપણે માત્ર એટલી સાવધાનતા રાખવાની છે કે વિદ્યાપુરની વિજયપતાકાના વિનાશ થયા પછી એ સિંહાસનનો અધિષ્ઠાતા તમારા કે મારા સિવાય કોઇ અન્ય થાય નહિ, તમારે ખૂબ સ્મરણમાં રાખવાનું છે કે મારી મનોભાવના તમનેજ વિદ્યાપુરના ભાવી નરેશ તરીકે આરૂઢ કરવાની છે." મોરોપંતે અફઝલખાન ઉપર જાળ પાથરી

"ઠીક, ત્યારે તમે સત્વર પ્રયાણની તૈયારી કરો. હું તમને તુંગભદ્રાની પાસે વિજાપુર નરેશના યુદ્ધમેદાનમાં મળીશ" અફઝલખાને નિશ્ચય પૂર્વક કહ્યું. મોરોપંત સત્વર ચાલ્યો ગયો, અને અફઝલખાનનો એક સેવક તેની આજ્ઞાથી શયનગૃહમાં આવી સલામ કરીને સામો ઉભો રહ્યો. "ગોવિંદ!" અફઝલખાને તેને ઉદ્દેશીને કહ્યું, "જા, રામરાજાને કહે, ખાસ કાર્યપુરસર પ્રભાતકાલે અફઝલખાન વિજાપુરના બાદશાહ પાસે જાય છે. તમો સઘળા સૈન્ય સાથે પ્રાતઃકાળમાં અવશ્ય પ્રયાણ

કરજો. હું ત્વજ તમને મળીશ અત્યારે તમને મળવાને અવકાશ સમય નથી તેથી દિલગીર છું" ગોવિંદ શિર ઝુકાવીને ચાલ્યો ગયો.

પ્રાતઃકાળ થયો. મોરોપત અને અફઝલખાન ઉભયનું વિજાપુરને માર્ગે પ્રયાણ થયું પ્રારબ્ધની કુટિલતાથી સઘળી બાજી બદલાઇ ગઇ. આ પરિવર્તન રામરાજાએ દરબારમાં મુસલમાન અમળાના કરેલા અપમાનને આભારી હતું

શું તમે હજી સુધી,

# ચપળા યાને ચોર્યાસીનું ચક્ર.

વાંચી નથી ! આજેજ મગાવીને

**વાંચો ! ફક્ત રૂા. ૨) વાંચો !**

ઠે૦ નવજીવન પુસ્તકાલય-સુરત.

# પ્રકરણ ૨૧ મું,

## મ્લેચ્છરાજને શરણે.

પ્રભાતનો અવસર થયો. મંદમંદ અનિલની શીતલ લહરો પ્રસરવા લાગી પક્ષીઓના મધુર સ્વર કર્ણેન્દ્રિયને આનંદ આપતા હતા. નૃસિંહ ભગવાનનું મંદિર ખુલ્લા ચોગાનમા આવેલું હતું જે દરબારમા રંગનાથ અને અકૂઝલખાન વચ્ચે કલહ થયો હતો તે દેવાલય આ દેવાલયથી ભિન્ન હતું એક વિદ્યાપુરમા નૃસિંહ ભગવાનના નાના મોટા ઓગણીસ દેવાલયો હતા પરંતુ સાત દેવાલયો ઘણાજ સમૃદ્ધિશાળી અને કીર્તિવંત હતા. ગઇ કાલે સંધ્યાકાળે જે મંદિરમા પ્રાર્થનાનો દરબાર એકત્રિત થયો હતો તે મંદિરથી થોડેક છેટેજ આ પ્રચંડ મંદિરનો વિસ્તાર લગભગ અર્ધા મૈલની ભૂમિપર હતો

રામરાજા ત્યા સ્તુતિ કરવા ગયો અને થોડીવાર રહી પાછો ફર્યો પ્રયાણ ચાલુ થયું પ્રભાતકાળના રમ્ય અવસરમાં વાજીત્રોની વિપુલતા સાથે વિદ્યાપુરનું પ્રચંડ સૈન્ય ચાલતું હતું સૌથી અગ્રભાગે સુંદર કિનખાબી આભરણો પરિધાન કરેલ રામરાજા ગર્વાંકિત મુદ્રાએ ચાલતો હતો તેના મુખપર અલૌકીક તેજ અને ઉત્સાહ હતા મસ્તકમા અનેક વિચાર લહરીઓ ઉદ્‌ભવતી હતી. પોતાના વિજયના અને ભાવી મળનાર રાજ્યોના વિચાર સ્વપ્નમા ઘુમતી તેની મનોભાવનાને અન્યત્ર વિહરવા અવકાશ નહોતો. તેનું હૃદય હર્ષાતિરેકથી ભરેલું હતું આખો વિજાપૂરનો નાશ કરવાના મદથી ચળકતી હતી તેની ચલ આજે અદલાય ગઇ હતી તેની સાથે તેવાજ ઉત્સાહપૂર્વક અર્જુનદેવ ચાલતો હતો. સર્વના મુખમંડળ પર પ્રફુલ્લિતતા વિસ્તરેલી હતી પણ હતભાગ્ય ભારતવર્ષ !

તારા દુર્દૈવે વિદ્યાપુરના એ માર્ગપર એ નરકેસરીના પગલાં છેવટનાંજ અંતિમ હતા રાજરત્નરૂપ રામરાજા પુન: વિદ્યાપુરની ભૂમિને પોતાના ચર્ણથી સુહાવવાનો નહોતો આર્યધર્મના ધુરંવર રક્ષણહારનુ નેતૃત્વ વિદ્યાપુરને ભાગ્યે બહુ અલ્પકાળ માટે હતું પાછળ રાજભક્ત નાગરીકો દેખી શકાય એટલે દૂર ઉભા રહી આશીર્વચનો ભાખતા હતા પણ તેમના આશિર્વચનો નિષ્ફળ જવાના હતા હાય દૈવ! રામરાજાની દેહ વિદ્યાપુરના નાગરીકો પુન અવલોકવાના નહોતા નૃસિહ ભગવાનના મદિરપર ફરફરતી ભગવી ધર્મપતકા! તારો નિધનકાળ બહુ દૂર નહોતો વજ્ર જેવી દિવાલો થોડા દિવસમા તૂટવાની હતી અને આર્યાવર્તના અગૌર ચિન્હરૂપ વિજયશાલી વિદ્યાપુરના સામ્રાજ્ય ઉપર વિધર્મિવિજેતા-ઓનુ શાસન પ્રવર્તવાનુ હતુ રામરાજાનો ભોગ કુસપદૈત્યને થોડાજ દિવસમા અપાવાનો હતો જે દોષથી ઉત્તરના રાજ્યો છિન્નવિછિન્ન થઇ ગયા, જે દોષથી પજાબની પવિત્ર ભૂમિના વિરપુત્રોના રાજ્ય મુકુટનુ ભેદન થયુ અને પરચક્રના આક્રમણનો માર્ગ નિષ્કટક થયો તેજ આ વૃત્તિ પુન વિદ્યાપુર માટે નીકળવાની હતી જેની સત્તા દીલ્હીની બાદશાહતને કપાવતી તે વિજેતાનો કુસપથી નાશ થવાનો હતો રામ-રાજાની નિષ્કપટતાનો લાભ લઇ તેની દેહનુ ભક્ષણ કરવા ઉત્સાહી બનેના કાપટ્ય ધુરધરોનો ભોગ થઇ રામરાજા હિદુધર્મને નિરાશ્રીત દશામા મૂકી જવનો હતો. હિદુમદિરોની પુન દુર્દશા થવાની હતી પણ એ સત્નળુ કાળ મહારાજ્ઞીના ઉદરમા હતુ તેના પ્રસવકાળને હવે થોડોજ અવકાશ હતો, છતા એ બનાવ ક્ષુદ્ર માનવ પ્રાણીથી ન સમજાય એ સાહજિક હતુ લશ્કર જેમ જેમ આગળ વધતુ તેમ તેમ તેની ગતિ વેગવતી થતી હતી. ધીરે ધીરે સૂર્યનારાયણમા ફૂરતા આવવા લાગી

શ્રમ લાગવાની શરૂઆત થઇ પણ રામરાજાનો દ્રઢ સંકલ્પ હોવાથી સૈન્યનું પ્રયાણ ચાલુજ રહ્યું. ધીમે ધીમે સંધ્યાકાળને એક પ્રહર અવશેષ રહ્યો અને સઘળું સૈન્ય તુંગભદ્રાને તીરે આવી વ્યવસ્થિત ગોઠવાયું અફ્ઝલખાન ન હોવાથી તેના સૈન્યની સરદારી રામરાજાએ પોતે લીધી અને પોતાના સૈન્યનું નેતૃત્વ રાજભક્ત રંગનાથને સોંપ્યું રામરાજાએ પુન એકવાર સઘળા સૈન્યને એકત્રિત કર્યું, એટલામાં એક સૈનીકે આવી રામરાજાને નમસ્કાર કરી કહ્યું, "રાજાધિરાજ! મોરોપત પોતાના સૈન્ય સાથે બાદશાહને શરણે જવા ઉપડી ગયો છે અને ભદ્રાને પેલે પાર થોડે દૂર પડાવ નાખ્યો છે. અફ્ઝલખાન પણ તેની સાથેજ છે."

"ભલે જાય, જેને ખોવાનું નથી તેને રોવાનું નથી એવા અસંખ્ય રાજ્યદ્વેષીઓ વિજાપુરનો આશ્રય ગ્રહણ કરે તેની મને લેશ પણ નથી દરકાર, મારી મદદગાર તો એકજ છે શ્રી હરિની સરકાર મારા સઘળા સૈનીકો ધર્મદ્રોહ કરીને રામરાજાનો પરિત્યાગ કરી યવનશત્રુના ચર્ણમાં પોતાના શીર પટકે તો પણ મારૂં કાર્ય નહિ અટકે અને એમનો વિયોગ પણ મારા દીલમાં ન ખટકે, જાઓ. તમને આજ્ઞા છે એવીજ કુશળતા પૂર્વક તમારી કાર્યવાહી કરો અને સ્વદેશના સ્વધર્મનિષ્ટ સેવક બની વિદ્યાપુરના વિજયી વિરોને અનુસરો"

સેવક શીર નમાવી ચાલ્યો ગયો. રામરાજાએ એકત્રિત થએલા સૈનીકોને ઉદ્દેશીને કહ્યું, 'મારા સામંતો! વિદ્યાપુરની સ્વતંત્રતાના સંત મહંતો! તમે અત્રે એકત્રિત થયા છો એજ તમારી રાજભક્તિનું જ્વલંત ઉદાહરણ છે તમારી અસ્ખલિત દેશદાઝ એજ તેનું પ્રધાનકારણ છે. હમણાંજ દુઃખદાયી વર્તમાન આવ્યા છે કે મોરોપત મારા પ્રત્યેની વિજય વાંચ્છનાથી મ્લેચ્છ રાજાને શરણે સિધાવ્યા છે પરંતુ તેથી

આર્યસત્તાના અનુગામીઓ અવશ્ય હાર્યા છે. એવા અર્ધદગ્ધ સરદારો યુદ્ધનો આરંભ કરે અને સંગ્રામમાં પ્રવૃત્ત થયા પછી પરપક્ષને અનુસરે તેના કરતા પ્રથમથીજ તેનો નાશ થાય એ શ્રેષ્ઠ છે. અને આપણો વિજય નિર્વિવાદ સિદ્ધ છે એનુ એજ ચિન્હ છે, પરન્તુ તમે જે ધર્મ કાજે આપણા પ્રાચીન ઋષીમુનીઓએ અવર્ણનીય શ્રમ ઉઠાવ્યો અને પ્રાણ દાનને પણ જે ધર્મભાવના કાયમ રાખી તેના રક્ષણને માટે કટીબદ્ધ થાઓ, તમારો દેશ, ધર્મ અને પૂર્વજોને કાજે જરાપણ પ્રાણ આપતા ડરશો નહિ કે ભયભિત બની સંગ્રામમાથી પાછા ફરશો નહિ આ ધર્મયુદ્ધ છે તેમા જીવત રહેશો તો દ્રવ્ય અને કીર્તિ મળશે અને મૃત્યુ થયુ તો મોક્ષ મેળવવાની મહત્વાકાક્ષા ફળશે, વળી આપણો પરાજય થતાજ આપણા બાળકો અને સ્ત્રીઓની દુર્દશાનો પ્રરંભ થશે અને આપણી પૂર્વરક્ષિતા કીર્તિ સ્વર્ગગામિનિ થશે શુ તમે તમારી સ્ત્રીઓના, માતાઓનુ અને વહુ, દીકરી, ભગિનીઓનુ શિયળ ખડિત થાય એ ચહાઓ છો ? નહિજ, તો હવે ઢઢના રાખો અને યુદ્ધમા પ્રાણાહુતી આપવાને તૈયાર થાઓ, એક દિવસ મૃત્યુ તો સધળાનેજ પોતાની કારીકટારીની નિક્ષ્ણધારથી સહારે છે, પણ યુદ્ધમા મળેલુ મૃત્યુ અમે તેવા પાપોને પણ તારે છે. માટે મારા શૂરવીર સૈનીકો ! જાગૃત થાઓ અને તમારી દેશની યજ્ઞવેદીમા તમારા દેહનુ બલિદાન આપો આપણે સ્વદેશના રક્ષણને માટેજ સગ્રામ કરવાનો છે. જે એનો દ્રોહ કરશે તે અનત કાળ પાપાધિકારી થશે અને અવશેષ જીદગી પરિતાપથી પૂર્ણ કરશે જો તમારી ઇચ્છા ન હોય નો હજી પણ યુદ્ધવ્યવસાયનો ત્યાગ કરીએ અને યવનનાથને ચરણે આપણુ શીર ધરીએ, બોલો ભારતવર્ષના શ્રેષ્ઠ પુરૂષો ! તમને એમાથી કયો માર્ગ અધિક પ્રિયકર અને હિતાવહ લાગે છે."

"રાજાધિરાજ! એવો તે કોણ અધન્ય કમભાગ્ય આર્ય હશે કે જે અનિવાર્ય યુદ્ધકાર્યનો ત્યાગ કરી માતૃદ્રોહી થઇ પિતૃભૂમિના રક્ત અને માસથી પોતાનુ ઉદર ભરશે મહારાજ મહારાષ્ટ્રીઓની વિશ્વવિખ્યાત વિરતાને અમો કદાપી શ્યામવર્ણી થવા દઇશુ નહિ. જ્યાસુધી અમારી દેહમાં રક્તનો સચાર છે ત્યા સુધી અમારી જનની જન્મભૂમિ ઉપર અકથનીય પ્યાર છે માટે આપ જરાપણ શકા ધરશો નહિ અને પાછા ફરવાનો વિચાર પણ ઉદ્ભૂત કરશો નહિ" એક સૈનાધિપે નમ્રતાથી વિરતાદર્શક ઉત્તર આપ્યો

"અને મોરોપતે જે દ્રોહી કૃત્ય કર્યુ તેની લેશ પણ પરવા રાખશો નહિ અમારા બાહુમા બળ છે અને પ્રાણમ પ્રાણ છે ત્યા સુધી આપણો દેશ નિર્ભય છે" બીજા સેનાનીએ તેવોજ ઉત્સાહ પ્રેરક ઉત્તર આપ્યો ક્ષણાર્ધમા સૈન્ય સર્વત્ર પ્રસ્થાન કરી ગયુ રામરાજાએ રગનાથને બોલાવ્યો અને કહ્યુ "રગનાથ! તમે જાણી ગયા હશો કે મે અત્યારે અત્રે તમને શા માટે નિમત્ર્યા છે મોરોપત આપણો એક શુરવીર સુભટ છે અને તેની પાસે અપૂર્વ બલવાળુ સૈન્ય છે એ સર્વબળનો ઉપયોગ આપણી સામેજ થશે તો તેથી નાહક આપણો નિઃપાત થશે અને એ સૈનીકોનો અને આપણા સૈનીકોનો પરિચય હોવાથી અન્ય મનુષ્યોને તેનો પાસ લાગવા પૂર્ણતઃ સભવ છે"

"મહારાજ! આપનુ કથન સર્વથા સત્યપૂર્ણ છે મારા બધુ મોરોપતે જે ભયકર દેશદ્રોહ કર્યો છે અને વિદ્યાપુરનો વિનાશકારી દ્રોહ આદર્યો છે એથી મારા હુ શતાવધી હતભાગ્ય સમજુ છુ. મહારાજ! મારૂ હૃદય ગ્લાની અને શોકથી ભરેલુ અને દુખથી વિદિર્ણ થએલુ છે. મારા બધુએ આપનો જે ભયકર દ્રોહ કર્યો છે ને

મારે હું કયા શબ્દોમા કયા મુખે ક્ષમા યાચના કરૂ ?” રગનાથે અશ્રુપૂર્ણ નેત્રોએ ઉત્તર આપ્યો.

"નહિ નહિ, રંગનાથ ! પ્રત્યેક મનુષ્યોનુ જ્ઞાન અને ભાન ભિન્ન ભિન્ન હોય છે. તેમ પ્રત્યેકની પ્રકૃતિ પણ સર્વદા અસગત હોય છે એકજ માતાને ઉદરેથી જન્મધારણ કરેલા બે બાળકો પૈકી એક સ્વધર્મનિષ્ટ દેશસેવક હોય છે બીજો જનની દ્રોહી નરપિશાચ નિપજે છે. ત્યા આ તો તમારો સગો સહોદર નથી એટલે તમારા મુખપર પ્રસરેલી ખિન્નતા નિષ્કારણ–નિષ્પ્રયોજન છે. મારો માત્ર પ્રશ્ન છે તે એ કે હવે પુન કોઇ પણ પ્રકારે મોરોપત આપણા પક્ષમા આવે કે નહિ ? અને આવે તો તે આપણને હિતાવહ છે ક નહિ ?” રમરાજાએ પોતાનો આદર્શ જણાવ્યો.

"મહારાજ ! મોરોપતને પુન લાવવો એ કાર્ય જેટલું આદરણીય છે તેટલોજ આપનો પ્રશ્ન પણ વિચારનીય છે એકવાર પતિત થએલા અધમ પુરૂપ ઉત્તરોત્તર પતન-પામતા જાય છે અને તત્સબધે સમગ્ર રાષ્ટ્રને હાની થાય છે મોરોપત કદાચ આપણા પક્ષનો સહાયક થાય તોપણ હવે તેનો વિશ્વાસ કરવો મને ઠીક લાગતો નથી. કદાચિત ન કરે નારાયણ અને મોરોપત આપણા સૈન્યમા વિખવાદ પ્રવર્તાવે અથવા તો પુન ચાલુ સગ્રામમા આપણો દ્રોહ કરે તો તે વધારે અનિચ્છનીય છે” રગનાથે પોતાનો નમ્ર મત પ્રદર્શીત કર્યો.

"ના રગનાથ ! મોરોપતની સહાયતા તો હુ યાચતોજ નથી પણ મને જે સાલે છે તે તેનુ સૈન્ય છે. આપણાજ અન્ન જળથી પોષાયલા મનુષ્યો આપણોજ વધ કરવા કારણભુત થાય એ આપણા

પરમ દુર્ભાગ્યની પરાકાષ્ટા છે તેથી મોરોપંતને કોઇપણ પ્રકારે અત્રે બોલાવી તેને કેદ કરી લેવો અને તેના સૈન્યનું નિતૃત્વ તમનેજ હસ્તગત કરવું એવો મારો સંકલ્પ છે."

"મહારાજ ! તો મને આજ્ઞા આપો હું એકલોજ તુંગભદ્રાના તિરપ્રદેશમાં હાલ જ્યાં મોરોપંતનો મોરચો હોય ત્યાં જાઉં અને તમારી તથા જગદાધારની કૃપાથી આપણા સત્કાર્યમાં સફળ થાઉં મને આજ્ઞા અને આશીષ આપો પરંતુ આપ સંગ્રામને માટે સર્વથા તત્પર રહેજો અને અફ્ઝલખાન પુનઃ આવે તો તેના પ્રત્યે પણ દુર્લક્ષ આપશો નહિ. સઘળા શત્રુઓને હવે બરાબર સાવધાનતાથી અવલોકવા જોઇએ, એ સ્મરણમાં રાખજો."

"તેની તમે લેશ માત્ર પણ ચિંતા રાખશો નહિ, હવે મોરોપંતના આ દુષ્ટ કર્મો ઉપરથી હું નવીન કાંઇક શીખ્યો છું. તમે જાઓ અને તમારૂં કાર્ય આરંભો." રામરાજાએ આજ્ઞા કરી ક્ષણાર્ધમાં રંગનાથનો કાર્ય વ્યવસાય પરિવર્તનશાલી થયો. રંગનાથ એકલોજ ભદ્રા નદિના નીરને અસ્થિર કરતો નૌકામાં બેસીને સામે તીરે નીકળી ગયો ત્યાંથી શરૂ થની આમ્રપટા વટાવતાંજ રંગનાથને મોરોપંતનું સૈન્ય દ્રષ્ટિગોચર થવા લાગ્યું. મોરોપંતે રંગનાથને જોઇને પ્રેમપૂર્વક આવકાર આપ્યો અને બોલ્યો, "પધારો બંધો !"

"મોરોપંત ! હવે આ સત્કાર અસ્થાને છે. તારા પ્રાણઘાતક કૃત્યથી સુવર્ણગઢનું નિષ્કલંક નામ પતિત થયું છે અને આપણી પવીત્ર ધર્મ ધારી કાયા પણ અપાવન થઇ છે તે ભયંકર દેશ દ્રોહ કરીને આપણું જીવન સદાકાળ માટે કલુષિત કરી નાખ્યું છે. મોરોપંત ! આ ધર્મદ્રોહ

કર્યા છતા ઉજ્જ્વળ મુખ લઇ બોલતા તને લેશ માત્ર પણ સંકોચ થતો નથી એજ આપણા દુર્ભાગ્યનુ પરમ ચિન્હ છે શુ મુખ લઇ તુ મારી સામે નિહાળી રહ્યો છે ?"

"સહોદર ! મારૂ ભયકર અપમાન કરનાર અને દ્વાર રક્ષક જેવુ નિદનીય કાર્ય સોપીને આપણા કુળની કીર્તિને સર્વદા કલકિત કરનાર રામરાજાનુ શરણગ્રહી મારી દુર્દશા નિરખી રહેનાર રગનાથને મને એવા પ્રશ્નો પૂછવાનો શો અધિકાર છે ! ભ્રાતા ! અયરે આ વિદ્યા કરવાનુ તમને યોગ્ય લાગે છે પણ જે સમયે રામરાજાએ મારૂ અપમાન કર્યુ તે પ્રસગે તમે એક પણ શબ્દ મહારાજને કહ્યો ? હવે તમે શુ મુખ લઇને મારા પ્રત્યે તિરસ્કાર દર્શાવો છો ?" તેવોજ કટાક્ષ પૂર્ણ પ્રત્યુત્તર આપતા મોરોપને ઉત્તર દીધો

"ભાઇ ! તારા શબ્દો માત્ર ક્લેશ અને ઉદ્વેગથી ભરેલા છે રામરાજાના દરબારમા મે તારો પદ ... કર્યો તેના કરતા દેશદ્રોહ એ અધિક નીચ અને નિદનીય કૃત્ય છ અને કોઇપણ પ્રકારે તને શોભા સ્પદ નથી." રગનાથે પોતાના વર્તનની યોગ્યતા સાબીત કરતા કહ્યુ.

"આપણુ સ્વમાન જ્યા ન જળવાય, જ્યા તિરસ્કાર મળે એ સઘળાજ સ્થળો મનુષ્ય માત્રને કાજે નકામા છે જે દુષ્ટ પુરૂષે તમારૂ પણ ભયકર અપમાન કર્યુ તે પુરૂષનો પક્ષ લેતા તમને સકોચ થતો નથી એ પણ મને આશ્ચર્યની ઘટના લાગે છે જે એકવાર રામરાજાનો નાશ કરવાનો વિચાર કરતો હતો તેજ ગૃહસ્થ મહાસેનાનાયકનુ અભિધાન અને પારિતોષ મળતા પોતાનુ વર્તન બદલી નાખે એ અધીક નીચ છે કે તેવા નિદ્ય સ્થળનો ત્યાગ કરે તેજ મનુષ્ય અધિક

અધમ છે ? જે સ્વાર્થ પટુતાના પ્રભાવે તમે રામરાજામાં અનુરક્ત થયા છો તેજ સ્વઅર્થસિદ્ધિને કાજે હુ યવનશાહનો ભક્ત થયો છુ." મોરોપતે પોતાનો વાસ્તવીક વિચાર દર્શાવ્યા.

'જ્યાં સ્વાર્થ સત્તા દ્રવ્ય છે ત્યાં ધર્મને દેખો નહિ,
હિત આપણુ જ્યાં હોય ત્યાં કે પાપને પેખો નહિ.
અન્યાય હાથ થકી ઘડે તે કષ્ટને લેખો નહિ,
શુ લાભ છે તેના વિના બસ અન્ય કે દેખો નહિ
નિજ સ્વાર્થ પહેલો સાધવો ખોટુ ખુદાનુ નામ છે,
સાચો સગો ખલ્કે ખુદા જોરૂ જમિનને દામ છે"

'અહા ! કેવો મૂખ વિચાર ! મોરોપત ! મે કદી પણ રામરાજાનો કે વિદ્યાપુરનો દ્રોહ કરવાના વિચાર માત્રને પણ મારા હૃદયક્ષેત્રમા સ્થાન આપ્યુ નથી માત્ર આપણા સિહગઢ ઉપર રામરાજાનુ આક્રમણ થાય તો તેનાથી આપણી રક્ષા કરવી એજ મારો પ્રધાન ઉદ્દેશ હતો, અને તેને કાજેજ મેં રામરાજા જોડે યુદ્ધ આદર્યું હતુ રામરાજા વડે હિદુ ધર્મનુ રક્ષણ થાય છે અને તેથીજ ભારતવર્ષમા આપણી પ્રતિભા પ્રવર્તાય છે. મોરોપત ! જે ઘડીએ રામરાજાની કાયા નિષ્પ્રાણ થઇ તેજ દિવસે હિદુ ધર્મના પતનકાળનુ મગલાચરણ આરભાશે અને આપણો પરમપ્રતાપી પુનિત આર્યધર્મ મૃત પ્રાય થઇ જશે શુ તુ તારી સ્વાર્થવેદી ઉપર સમગ્ર વિદ્યાપુરવાસીઓના બલિ આપી દેશે ? શુ એક આર્યસતાન પોતાના સત્ધર્મનો પરિત્યાગ કરી હિદુધર્મનો નાશ કરવાને સહાયભૂત થશે. મોરોપત ! રામરાજા જોડે અમે એટલુ વૈર હોય પણ તેનો બદલો હિદુધર્મનો વધ કરીને વાળનો એ અધમ વિચારને

અંતરમાં સ્થાન આપવું એજ મહુ ભયંકર છે." રંગનાથે મુખ પર ગ્લાનીનો આવિર્ભાવ આણીને જણાવ્યું

"શું છે વચન આ વિરના શું ધર્મનું આ જ્ઞાન છે?
તમ અંગમાં વ્યાપી રહ્યો બસ લોભનો શયતાન છે,
આ લક્ષણો વિરના નથી હેવાનના આ કામ છે,
મૃત્યુ અને પરિતાપએ તુજ કાર્યનો અંજામ છે,
સુખભોગ શું માગી રહ્યો નિજ ધર્મની હત્યા વડે,
વિજળી પડા આકાશથી કાં પ્રાણ તારો ના પડે?"

"રંગનાથ! ક્ષમા કરો તમારા સઘળા શબ્દો હવે મારા ઉપર કશીપણુ અસર નિપજાવી શકશે નહિ મારો પ્રધાન ઉદ્દેશ રામરાજાનો વિનાશ કરવાનો છે હિંદુધર્મનો નાશ કરવો એવું હું લેશપણુ યાચતો નથી અને તેવી મારી મહાત્વાકાંક્ષા પણુ નથી. માત્ર ગમે તે પ્રકારે રામરાજાનોજ નાશ કરી મારે મારૂં હૃદય તૃપ્ત કરવું છે મારા હૃદયમાં વૈરનો ભિષણુ અગ્નિ એટલો પ્રજ્વલિત થઇ રહેલો છે, કે સમગ્ર જગતની આહુતી પણુ રામરાજા વિના–તેમાં અપાય તો તે સમે કે કેમ એ વાદગ્રસ્ત છે" મોરોપતે દૃઢતા પૂર્વક કહ્યું

"તારી આવી હઠાગ્રહબુદ્ધિથી ખરેખર મને દ્વિગુણીત શોક ઉપજે છે. રામરાજાએજ ભારતવર્ષના ભુષણુરૂપ છે તેનો નાશ થતા અવસ્ય ભયંકર ઉત્પાત થશે .... ."

"રંગનાથ!' તેને વચ્ચેજ બોલતો અટકાવી મોરોપત બોલ્યો. "બસ હવે તમે ચાલ્યા જાઓ, જો એક ઘડીનો પણુ વિલંબ કરશો તો મારે તમારે વિરોધ થશે અને હું તમને અહીંજ બલિદાન આપીશ."

"મોરોપત ! ભલે તારી એવીજ ઇચ્છા છે તો તેમ કર. પણ તું આ ભયંકર દ્રેષ કરે છે ઇતિહાસના પૃષ્ઠ ઉપર તારૂં નામ દેશદ્રોહી તરીકે યાવત્ચંદ્રદિવાકરૌ કાયમ રહેશે, ભવિષ્યની પ્રજા તારા ઉપર ફિટકાર કરશે અને આપણી પરમપવિત્ર વિર પ્રસવિની આર્ય જનનીના ભયંકર શોકમાં તારી દેહ બળીને ભસ્મીભૂત થઇ જશે તું સુજ્ઞ છે, સહનશીલ છે પણ દ્રેશ અને ઇર્ષાથી તારા નયનો બંધ થયા છે તેથીજ વર્તમાન સમયે તું આપણી ભાવી અવનતિને પ્રત્યક્ષ અવલોકી શકતો નથી આજ પર્યન્તનો આપણો સમળો સબંધસ્નેહ અને ભ્રાતૃત્વનો ત્યાગ કરીને મારે તારી ઉપર શસ્ત્ર સંચાલન કરવાની ફરજ પડશે અને તારાજ હસ્તના આઘાત સહવાનુ દુર્ભાગ્ય મને પ્રાપ્ત થશે મોરોપત એ સઘળા અનર્થ વિદિર્ણ કરવાનુ તારા હસ્તમા છે. આટલુ થયા છતા પણ જો તારો જીવન વ્યવસાય અવશેષ રહેશે તો તારી મનોભાવના સિદ્ધ થશે કે કેમ એ શંકા સ્પષ્ટ છે." રંગનાથે અંતરથી નિરાશાપૂર્વક ઉત્તર આપ્યો.

"પરમ પ્રિય દેશને કાપી, હળાહળ ધર્મને આપી,
હૃદયમા લોભને સ્થાપી, જીવન શાને બગાડે છે ?
પ્રભુએ દેહ આ તારી, સુજી છે દેશ હિતકારી,
છતા પણ નર્કની બારી, સ્વહસ્તે કાં ઉઘાડે છે !
હણીને બંધુઓ તારા, વહાવી લોહીની ધારા,
બની કાં આત્મહત્યારા, ભવે અગ્નિ લગાડે છે ?"

"પરંતુ રંગનાથ ! રામરાજા જેવી પરાઇ વ્યક્તિને માટે અને વિદ્યાપુરના પરાયા રાજ્ય માટે તું પ્રાણાર્પણ કરવા કેમ તત્પર થયો

છે એ હું સમજી શકતો નથી સિંહગઢનું શત્રુઓથી રક્ષણ કરવું એ આપણો ધર્મ છે પણ સિંહગઢનાજ શત્રુ રામરાજા માટે સિંહ-ગઢના સૈન્યની અને અંતે પ્રજાની ધૂળધાણી કરવી એ સર્વથા અનિષ્ટજ લેખાય! તો એ તો બતાવો કે કયા લોભને વશ થઇ તમે આ કાર્ય કરવા ઉદ્યુક્ત બન્યા છો?"

"જ્યાં ભારતવર્ષીય આર્યપ્રજાના રાજ્યો છે તે સઘળાજ રાજ્યોની મ્લેચ્છ શૃંખલાથી રક્ષા કરવી એ મારૂં મહદ્ મંતવ્ય અને આર્યોનું પરમ કર્તવ્ય છે. તે ધર્મને વશ થઇનેજ હું આ ધર્મ કૃત્ય કરવા પ્રેરાયો છું તે સિવાય સ્વાર્થ પટુતા કે કાર્ય સાધકતાનો તેમાં એક અંશ માત્ર પણ વિદ્યમાન નથી પરંતુ પિતૃભૂમિનો પરિત્યાગ કરૂં એવો હું અનાર્ય કુલોત્પન્ન શયતાન નથી, તેનું શું તને ભાન નથી? જેને સ્વદેશ અને પોતાના પૂર્વજો પ્રત્યે માન નથી તે વિશ્વમાં વસવા યોગ્ય ઇનસાન નથી આપણી ક્ષત્રિયોની દેહ જન્મભૂમિપર સ્નેહ રાખવા સૃજેલી છે અને યુદ્ધમાં પાદાર્પણ કરી પ્રાણ અર્પવા એજ સાચો ધર્મ છે તેને તું સ્વાર્થાંધ થઇ વિસરી જાય છે ત્યારે રંગનાથ એજ પતિતપાવની આર્યયોષણાને શરણે જાય છે એજ માત્ર મારા વ્યુહવ્યવસાયનો પ્રધાન હેતુ છે અને ક્ષત્રીયોના શરીર એ ભારત માતાના દુઃખનીધિ તરવાના સેતુ છે મોરોપંત! એ ધર્મ યજ્ઞનો દ્રોહ કરવો એ મહદ્ પાપ છે અને અવશેષ જીવનને ભસ્મીભુત કરે એવો એનો પ્રજ્વલિત પરિતાપ છે"

"પણ મને માત્ર મારા સ્વાર્થનોજ સંતાપ છે. દ્રવ્ય અને સુખ ભોગ સિવાય નશ્વર સંસારમાં અન્ય કાંઇ વિદ્યમાન નથી અને હાથ આવેલી એ બાજીનો પરિત્યાગ કરે એવો મોરોપંત નાદાન નથી. અનિત્ય સંસારમાં સત્ય ધર્મ કે ઇશ્વર જેવું કંઇજ સંભવિત નથી

ત્યા દેશ અને ધર્મની ઘેલછાથી આવેશ યુક્ત થઇ સંસારનો ત્યાગ કરવો એ વ્યવહારકુશળ મનુષ્યનું કાર્ય નથી."

"નથી હુ ધર્મને જોતો, નથી હું દેશને રોતો,
પ્રથમ હિતને બધા ગોતો, મને તો સ્વાથ પ્યારો છે.
પ્રભુ જો સ્વર્ગથી આવે મને પરમાર્થ બતલાવે,
નહિ મુજને કદી ભાવે, પ્રભુ એવો અકારો છે
ખજાનો દામથી ભરવો, જનો નવ સ્વાર્થને કરવો,
ન મારે મોક્ષને વરવો, હવે તો એજ ધારો છે."

"મ્લેચ્છ રાજને શરણે થવાની ભાવનાથીજ તારામા કેવા અનિચ્છનીય સસ્કાર જન્મે છે તેનુ તુ પ્રત્યક્ષ ઉદાહરણ છે અને હવે તારા જેવા પાપીનો નાશ કરવો એજ મારો અતિમ સકલ્પ છે મોરોપત ! તને અતિમ વદન છે ! અભિનન્દન છે ! મારી આટલી આટલી વિનતીથી પણ તારૂ પથ્થર જેવુ હૃદય પિગળતુ નથી એ પ્રાલબ્ધ પ્રકોપનુ પરિણામ છે તુ આવો જડવત્ કેમ થયો તે હુ સમજી શકતો નથી હશે ? હવે તને વિનવવો એ માત્ર નિર વલોવી ઘૃત પ્રાપ્તીની આશા રાખવા જેવુ અઘટિત છે બધો ! તારી સાથે તારો પરિવાર પણ આજે અનાર્ય થાય છે અને એક સૂર્યવંશી ક્ષત્રી ચેનુ શુદ્ધ કુટુમ્બ મ્લેચ્છ ધર્મમા પલટાય છે એનીજ મને આજ ભયકર ગ્લાની થાય છે, જાઉ છુ મોરોપત ! " રઘનાથે કહ્યુ આગળ બોલવા જતા તેના નેત્રમાથી તેના અતરની પ્રતિકૃતિ રૂપે અખડિત અશ્રુ પ્રવાહ ચાલુ થયો, ક્ષણવાર તે મોરોપતની સામે જોઇ રહ્યો અને છૂટ્યો જેવો છૂટીને જાય છે કે તત્ક્ષણેજ મોરોપતના

થોડાક સૈનીકો તેની આસપાસ ફરી વળ્યા. મોરોપતે રંગનાથને ઉદ્દે-શીને કહ્યું, "રંગનાથ! મને દેશ દ્રોહનું ફળ મળવાનું તો બાકી છે પણ તે પહેલાજ કુટુંબ દ્રોહનું પરિણામ તું ભોગવ! બોલ! હવે તારા જીવન મરણનો પ્રસંગ મારી દયાપર અવલંબેલો છે તું રામરાજાની ભક્તિમાં ઘેલો છે, હવે સઘળુ સૈન્ય લઇ મારે વશ થાય છે કે સદા-કાળ સંસારનો ત્યાગ કરી પ્રભુના અક્ષયધામનો અનુગામી થવા મારી સમશેરને શરણે જાય છે"

"ઓનીચ! અનાર્ય મોરોપત! કર, હજી પણ અવશેષ પાપ કર્મો પરિપૂર્ણ કર કે જેથી તારી જીંદગીનો સત્વર અંત આવે! તારા જેવા નીચ રાક્ષસને હાથે દમોનો ભોગ થવો એ પણ મારા પરમ ભાગ્ય છે અને તેનું મને અવર્ણનીય અભિમાન છે મારા પ્રાણ જાય તેની મને પરવા નથી મારા દેશની, ધર્મની અને આર્યતાની મને આવશ્યકતા છે મોરોપત! સંકટમાં પણ હું સિંહનો સંતાન છું મારી રગરગમાં આર્યરક્તનો સંચાર છે અને સંગ્રામમાં મૃત્યુ પામવું એજ મારા જીવનનો નિરધાર છે જેની એવી દૃઢમનોભાવના છે તેનો રક્ષણકાર જગતનિયંતા સરજનહાર છે ત્યા તારી તલવારનો પ્રહાર નિષ્ફળ નિવડનાર છે

"ક્ષત્રી કદી સંગ્રામથી સમશેર ત્યાગી જાય છે  
શયતાન તે સંસારમાં મહા પાપ ભાગી થાય છે.  
દ્રઢ ભાવના ઉરમાં વશી તલવારથી ટળશે નહિ,  
આ પિંડમાં છે પ્રાણ ત્યાં મમ ટેક એ ચળશે નહિ  
'રક્ષા કરીશ તલવારથી હું મર્યાદા હિંદુત્વની,  
'મરતાં હૃદય પોકારશે 'હું હિંદુ છું' એવી ધ્વની."

"રંગનાથ ! જ્યારે ભય દૃષ્ટિ સન્મુખ આવી પ્રત્યક્ષ નિરખાય છે ત્યારે મહારથીઓ પણ ગર્વગળીત થાય છે, પણ પોતાનું સ્વાત્માભિમાન ટકાવી રાખવા વાક્ચ્છળતાની સહાયતાથી ધૈર્ય રાખી રહે છે એનો મને અનેકવાર અનુભવ છે તને પણ એવુજ મૃત્યુને સન્મુખ નિહાળી થાય છે અને તેથીજ આવા ઉચ્છૃંખલ શબ્દજાળનો પ્રયોગ પ્રયોજાય છે તુ આ ઉભયવચનો કોની સન્મુખ ઉભો રહી બકે છે તેનુ તને ભાન છે? જેનાથી આજ પર્યન્ત તારી દેહનુ રક્ષણ થયુ, તારે કાજે જેણે અનેક સંકટ વેઠયા તેના પ્રતિ આવા વચનો વાપરવાથી નિતિ-મર્યાદાનુ ઉલ્લંઘન થાય છે તેનુ તને જ્ઞાન છે?" રંગનાથે તેવાજ કટાક્ષપૂર્વક કહ્યું

"ચુપ રહે બદમાસ ! તને મારા કાર્યાકાર્યની સમાલોચના કરવાનો અધિકાર નથી તુ અત્યારે મારો બંદિવાન છે મારી આજ્ઞાને વશ રહેવા ધર્મથી બંધાએલો છે તારે માત્ર તારા ધર્મોનુજ યથાવિધિપાલન કરવુ એમાજ તારી ખાનદાની છે"

"જે મનુષ્ય પોતે અધર્માચરણ કર્યા છતા અન્ય વ્યક્તિઓ સાથે ધર્માચરણની આકાંક્ષા રાખે છે એજ તેના પાપી જીવનની નિશાની છે તારી સાથે વિશેષ વાર્તાલાપ પણ હુ મ્હાતો નથી કારણ કે મારા પવિત્ર શબ્દો સાભળવાનો તને જરાપણ અધિકાર નથી" રંગનાથે તેટલાજ બળપૂર્વક ઉત્તર આપ્યો

"ઠીક, ત્યારે હવે ભોગવ તારા દુષ્કર્મના ફળ !" કહી મોરોપંતે પોતાની સમશેર ખેંચી કાઢી ક્ષણવાર વધારે થઇ હોત તો રાજ્યભક્ત રંગનાથ આ અનુતાપી વિશ્વનો પરિત્યાગ કરી તે સચરાચર સરજનહાર

ભવભયહારકની ગોદમા વિશ્રામ લેવાને ચાલ્યો જાત પણ એટલામા મોરો-પતના એક વૃદ્ધ ચૈનીકે ઉઠીને હાથ જોડીને મોરોપતને વિનતી કરી જણાવ્યુ, "મહારાજ ! ક્ષમા કરો, આપના મુકુટચુડામણી રગનાથનો વિના કારણ વધ કરવો એ રાજ્યધર્મથી ઉલટુ છે આપણુ વૈર રામરાજા પ્રત્યે છે છતા નિષ્પ્રયોજન બન્ધુવધના પરમ પાતકથી ભ્રષ્ટ થઇ કિરતારની અવકૃપા વહોરી લેવી ઇષ્ટ નથી રગનાથ ગમે એવો પણ આપનો ભ્રાતા છે. સિહગઢનો અને અમારો સર્વશ્રેષ્ઠ ભાગ્ય વિધાતા અને અસખ્ય અનાથ માનવીઓનો જીવનદાતા છે તેમનો વધ કરવાથી નિષ્કારણ આપણા સૈન્યમા કલેશ જન્મ પામશે અને આપની મહદેચ્છાઓ વિફળ નિવડશે, વળી ક્ષાત્રધર્મનો વિચાર કરતા પણ રગનાથનો વધ કરવો દુષ્કર્મજ છે તેમા ન પડવા મારી આપ નામવરને સ્પષ્ટ પ્રાર્થના છે"

"પણ દુશ્મનોનો વિનાશ કરવો એ તો આર્યધર્મનુ આવશ્યકદાયક અગ છે" મોરોપતે પોતાની દલિલ પ્રવિષ્ટ કરી

"હાજી, પણ રગનાથ શત્રુ નથી કિવા આપણો મુકુટમણિ રાજેન્દ્ર છે અને યુદ્ધ પછી વિદ્યાપુરનુ છત્ર તેમને શિરેજ રાખવુ એ આપણો દ્રઢ નિશ્ચય છે એ ધર્મવૃત્તિમા જેની આશક્તિ છે તેનાજ પક્ષમા સદા સર્વદા વિજય છે" તે વૃદ્ધે પોતાનુ સમર્થન કર્યુ

" તો હાલમા યુદ્ધના અન્ત પર્યન્ત રગનાથને બદીવાસ આપો પછી તેનો યોગ્ય તે સર્વ નિશ્ચય થશે," મોરોપતે કહ્યુ

"એજ આપનો નિર્ણય બરાબર છે ઉદારતા તો ક્ષત્રીઓનો પરમ ધર્મ છે," વૃદ્ધ પુરૂષે પુન. પોતાનો હર્ષ વ્યક્ત કરતા ઉત્તર આપ્યો.

"એજ મોરોપત મહારાજને છાજતુ સર્વથા શ્રેષ્ટકર્મ છે" એક બીજા સેનાનીએ પોતાનુ ડહાપણ દર્શાવ્યુ

રગનાથને બદિવાન કરી સાથે રાખવામા આવ્યો એટલામા અફ્ઝલખાન પણ આવી પહોચ્યો અને મોરોપતે વિજાપુરને માર્ગે પ્રસ્થાન કર્યું

મુંબઇમાં થયેલું ખૂન તમે જાણો છો ?

જો જાણવાની ઇચ્છા હોય તો :—

"બે ભેદી

યાને

ભરમ ભર્યો ડીટેકટીવ"

વાંચો ફકત એક રૂપીઓ

ઠે૦ નવજીવન પુસ્તકાલય—સુરત.

# પ્રકરણ ૨૨ મું.

## વિજાપુરમાં યુદ્ધવિચાર.

" ખાદિમે ઇસ્લામ ! ખુદાતાલાના પાક નામથી આજે આપણે કાર્નિગના રાજ્યનો વિનાશ કરી આપણા પાક મઝહબનો પ્રચાર કરવાનો છે અને તલવારથી બધી આલમને આપણે વશ કરી લેવાની છે, તે ટેજ હવે વિદ્યાપુર સાથે યુદ્ધ આરભાશે તે સમયે આપણી વચ્ચે માહોમાહે વિખવાદ ન પ્રવર્તાય તે માટે ગમે તે એક સુલતાનને આપણે આપણો સરનશીન બનાવવો જોઇએ" વિજાપુરના બાદશાહે પોતાના યુદ્ધવિચાર માટે બોલાવેલા દરબારમા ઉપરોક્ત વચનોનો ઉચ્ચાર કર્યો,

" આ ણી વિજયપ્રાપ્તિમા કશો પણ પ્રત્યવાય ન ઉપસ્થિત થાય તેટલા માટે તમારી ઇચ્છાને હુ પૂર્ણત અનુમત થાઉં છુ આપણા ગૃહકલહોથી આપણને કેવી ભયકર હાનીઓ વેઠવી પડે છે તે સ્પષ્ટ છે વસ્તુત પુન એજ માર્ગનુ અવલબન કરવાનો રતિમાત્ર પણ ઉદ્દેશ કોઇનો હોઇ શકે નહિ અમારા રાજ્યો વિજાપુરની સલ્તનતમથીજ વિસ્તરેલા છે, એટને તમેજ અમારા અધિનાયક છો" અહમદ નગરના નુબ્નાને અત્યત વિનિતભાવથી ઉત્તર આપ્યો

"નામદાર ! મનુષ્યમાત્ર ભ્રમને પાત્ર છે તે સુત્રાનુસાર આજ પર્યન્ત કદી આપણી શક્તી ભલે આપણા અત કલહથી કુઠીત થઇ ગઈ હોય પણ હવે આપણા નુભાગ્યે સઘળા મુમનમીન રાજ્યો યુદ્ધાર્થે એકત્રિત થયા કે એજ આપણુ મહાભાગ્યનુ સતૂચિન્હ છે વિજાપુરના રાજ્યેજ દક્ષિણની ભૂમિમા પેગબર સાહેબની વિજયપતાકાનુ આરોપણ કર્યું છે

અને અમારી સકલ વિદ્યમાન જાહોજલાલી પણ આપના પૂર્વજોનેજ આભારી છે, એટલે આપ સિવાય અન્ય એક પણ વ્યક્તિ એવી દૃષ્ટિ ગોચર થતી નથી કે જે સઘળા રાજાઓનુ નેતૃત્વ સાચવી યુદ્ધની યશસ્વી કીતિનો સહભાગી થાય" બેદનુરના સુલ્તાને ઉપરોક્ત કથનને પુષ્ટિ આપતા પોતાનો અભિપ્રાય વ્યકત કર્યો

"અસ્તુ, ત્યારે મને જે મહાન ભય રહેતો હતો તે સર્વથા પ્રારમ્ભમાજ નિર્મૂળ થયો છે તે માટે હુ તે પાક ખુદાતાલાનો સતત આભારી છુ અનેક વખતે સેનાધિપને નિયત કરતા નાહક વિતડાવાદ જન્મ પામે છે અને સૈનીકોના હૃદય પરસ્પર કલુષિત થાય છે તમારી નુસતાથી એ પ્રશ્નના વિચારને હવે અવકાશજ રહ્યો નથી હવે યુદ્ધાર્થે પ્રયાણ ક્યારે કરવુ તે હુ સંધ્યાકાળે જણાવીશ અને "

"નામદાર ! એક પ્રવાસી આપની આજ્ઞાની પ્રતિક્ષા કરતો દ્વારે ખોટી થાય છે તે આપને મળવા માગે છે" દ્વારપાળે બાદશાહની વાક સરિતાનો અવરોધ કરીને જણાવ્યુ ક્ષણાર્ધમા બાદશાહની આજ્ઞા થતા તે પ્રવાસી દરબારમા આવી બાદશાહને પ્રણામ કરીને ઉભો રહ્યો તેના પ્રત્યુત્તરમા બાદશાહે જણાવ્યુ કે, 'તમો ક્યાથી આવો છો? અને કોણ છો? તથા શા માટે આવ્યા છો તે જણાવશો?"

"જહાપનાહ !" બાદશાહના પ્રશ્નના ઉત્તરમા તે આગતુક વ્યક્તિએ જણાવ્યુ, "જે ભૂમિએ આજ પર્યન્ત અનેક નરરત્નોને જન્મ આપ્યો છે અને જેની કીતિથી સૃષ્ટિના દશે દિગ તાસ ડોલી ઉઠે છે તે ભૂમિમાથી હુ અત્રે આવુ છુ. મારી જન્મદાત્રી જનની તે પરમધર્મ ધારીણી વિદ્યાપુરની ભૂમિ છે અને હું એનો સતાન છુ. તથા રામરાજાનો સેવક

છૂ અમે ક્ષત્રીયો શત્રુઓને પણ અમારા બંધુતુલ્ય માનીએ છીએ અને તે સઘળાનુ કલ્યાણ થાય એવો માર્ગ ગ્રહણ કરવો એને અમારો ધર્મ પ્રમાણીએ છીએ આજ પર્યન્ત વિદ્યાપુર અને વિજાપુરમા જે પરમ-મત્રીભાવ હતો તેનો આ યુદ્ધથી સદાને માટે નાશ થશે અને આ રાજ્યો સર્વકાલ માટે પરસ્પર ક્લેશમા પ્રવર્તાશે એ અનર્થ ટાળવાનુ આપ નામદારને હસ્તગત છે માટે તમને સલાહ છે કે આપણે આ યુદ્ધ વ્યવસાયને તજી દેવામાજ આપણુ સર્વનુ હિત છે"

"તમારા કથન પરથી સ્પષ્ટ થાય છે કે તમે રામરાજાના દૂત છો, તમારી આ વાણી સાભળી તમારામા કેટલી નિર્બળતા વિદ્યમાન છે તે પ્રત્યક્ષ થાય છે, જેનામા ભિરૂતાનો વાસ છે તેનેજ રણસગ્રામનો ત્રાસ છે અને તેનો અતે યુદ્ધમા વિનાશ છે મુસલમાનોનો ધર્મ હિંદુરાજ્યોનો નાશ કરવો એજ સ્પષ્ટ છે તમે તેને જાણો છો છતા પણ આ વાં [illegible] ય ચાનુ શુ પ્રયોજન છે યુદ્ધ વ્યવસાયને બધ રાખવાનો એકજ માર્ગ માત્ર અવશેષ છે અને તેમ થાય તોજ તમારૂ રાજ્ય ચીરાયુ ભોગવી શકે એ પણ નિર્વિવાદ છે સદ્ગત બાદશાહ આદીનશાહે વિદ્યાપુરની સંતનત તાબે કરી છે જો રામરાજા એજ પ્રમાણે અમારે શરણે આવે તો તેને આશ્રય આપવો એ અમે સર્વથા ઉચિત ધારીએ છીએ તે સિવાય અન્ય કોઈ પણ પ્રકારે તમારી મનોભિ ફલીત થાય એમ નથીજ" બાદશાહે શાંત અને ગભિર મુદ્રાથી નિશ્ચય દર્શક પ્રત્યુત્તર આપ્યો.

"જહાપનાહ ! આપ સુજ્ઞ છો છતા પણ આર્યલોકોના રીતરીવાજોથી અજ્ઞાત હો તે અશક્ય નથી યુદ્ધથી વિનાકારણ લક્ષાવધી મનુષ્યોનો વિનાશ થાય છે અનેક વ્યક્તિઓ દિન અને હિન અવસ્થામા પીડાય

છે અને અવશેષ સૈન્ય સમુદાય મદમસ્ત થઇ અસત્ય કાર્ય આદરવામા પ્રવર્તાય છે તે વિપત્તિ ટાળવા પ્રથમ શત્રુને પણ સદ્‌માર્ગનો બોધ કરવો એ ધર્મપ્રાણ આર્ય પ્રણાલીકાનો પ્રધાન ઉદ્દેશ અને ઉપદેશ છે તદ-નુસાર હુ આપની સેવામા ઉપસ્થિત થયો છુ વિદ્યાપુરના વિજયી વિરો પોતાના બાહુબળમા મસ્તાન છે અને તેઓના હૃદયમા સ્વદેશ સ્વાતન્ત્ર્યનુ દૃઢ અભિમાન છે તેને આપ ભિરુતા કહો છો એ માત્ર આપનુ પ્રકટ અજ્ઞાન છે" તે યુવકે બાદશાહને તેવોજ કટાક્ષમય ઉત્તર આપ્યો.

"નિર્લજ સરદાર ! તુ આ શબ્દો કોની સન્મુખ ભાખે છે તેનુ કઈ તને જ્ઞાન છે ? તારો નિધનકાળ તારા આ વર્તનથી પાસે આવતો હોય એમ જણાય છે અને તારા ભાવીની તુ ઉચ્ચારે છે તે ઉગ્રશબ્દોથી મને બરાબર પ્રતિતિ થાય છે તારા વર્તનથી તું મારો અપરાધી ઠરે છે પણ બાદશાહ દયા રાખી તને ક્ષમા કરે છે"

"નામદાર ! એ પણ સર્વથા અધર્મજ છે હુ માત્ર રામરાજાનો અનુચર છૂ અને તેની આજ્ઞાને અનુસરવુ એજ મારૂ કર્તવ્યકર્મ છે મારા શબ્દોની કટુતાની શિક્ષા પણ તેજ રામરાજાને ઘટે છે છતા પણ આપ જ્યારે તેનો શિક્ષાર્થી મને ઠરાવો છો ત્યારે આપના રાજ્યમા ન્યાય કેટલા પ્રમાણમા પ્રવર્તે છે તે સાહજીક જણાઈ આવે છે આવીજ વિદગ્ધવૃત્તિથી ક્લેશ કરવો એને હુ અધર્મ માનુ છુ અને તેથીજ એવા યુદ્ધને અટકાવવા એને મારો ધર્મ સમજુ છુ

"વિર યુવક ! તમારી આવી મજુલ વાણીથી હું ખરેખર તમને ધન્યવાદ આપુ છુ તમારી અને મારી વચ્ચે ધર્મભિન્નતાનો મહાન સાગર વિસ્તરેલો છે અને આપણા ઉભયના હૃદયમા તેથીજ અન્યો અન્ય પ્રતિ દ્વેશ ભરેલો છે. તમારી આવી વીરતા અને સૌજન્યતાનાં ફળો તમે

હિંદુજાતીમા જન્મ્યા છો એ તમારા દુર્ભાગ્યની પરમ નિશાની છે અને એવા ધર્મનો પરિત્યાગ નથી કરતા એ તમારી નાદાની છે. આવી અનુપમ શુરવીરતા અને ધૈર્ય ધારકતા હિંદુઓને શોભારપ્રદ નથી આર્યો ભિરૂ, આત્મતેજ વિહિન, નિમળ અને દિન છે તેમનામા વિરતાનો જરાપણુ સચય નથી અન હિંદુ ધર્મ પણુ તેવોજ અસત્ય ઘટનાત્મક છે તમે જો તમારા ધમનો પરિત્યાગ કરી અમારા ધર્મનો સ્વિકાર કરશો તો તમાર ભાવી સુધરી જશે અને તમારી આવી દુર્દશા પણુ સત્વર નષ્ટ થશે રામગજાના દરબારમા એક દૂત તરીકેજ જીવન ગાળવુ તેના કરતા વિજાપુરના બાદશાહના દરબારમા સર્વ શ્રેષ્ઠ સરદાર તરીક જીવન વ્યતીત કરવુ એ અધીક આદરણીય છે" બાદશાહે પોતાના વાકચાતુયથી તે યુવકને વશકરી લેવાના ઉદ્દેશથી કહ્યુ

"બાદશાહ,' તે યુવકે કૃત્રિમ હાસ્ય કરતા જણાવ્યુ, 'તમે શુ મને એવો સ્વાર્થી, નીચ અને નિમકહરામી ધારો છો કે હુ પરમ પ્રભાવશાલી વિધાપુરની ભુમિના ત્યગ કરી તમારા સુખ શોકનો ભાગી થાઉ? આજ પયન્ત જે જનની એ મારૂ રક્ષણુ કર્યુ, જે પરમ ધમથી મારામા આવી વિમળતાના નિવાસ થયા, તેનો હુ વિનાશ કરૂ તો મારા જેવો અધમ અને નીચ પ્રાણી અન્ય કોણુ કહેવાય? વિરતા એ તો હિંદુઓનુ પરમ ભુષણુજ છે જે પુરૂષો એનો નાશ કરે છે, તેઓ હિંદુ નામનો પણુ લોપ કરે છે અસખ્ય ધીર અને વીર પુરૂષો આર્યાવર્તના પુનીત ભૂમિમા જન્મ્યા છે, હજી તેવા નરકેસરીઓ વિદ્યમાન છે અને ભવિષ્યમા પણ એવાજ પુરૂષો ભારતની પવિત્ર ભૂમિમાથી પાકશેજ હુ ભારતીનો સાચો સતાન છુ તે તમારા આવા વાગ્જાળથી કદી પણુ વશ થવાનો નથી એ નિશ્ચિતપણે માનજો"

" જો તમે સાચા ક્ષાત્રધર્મને અનુસરવા ઇચ્છતા હો તો યુદ્ધ કરવુ એજ સાચો ક્ષાત્રધર્મ છે તેમા પ્રત્યવાય ઉપસ્થિત કરનારા પ્રત્યેક કર્મો તમારે માટે ત્યાજ્ય છે જો તમારામા સાચી વિરતાનો નિવાસ છે તો તમને યુદ્ધનો અટકાવ કરવાનો શા માટે અભિલાષ છે ? તમારા જેવા વિર પુરૂષનો વધ કરતા અમારા અતરમા દયા અને અનુકપાનો સચાર થાય છે અને તેથીજ તમને મુસલમાન બનાવવા મારૂ મન પ્રેરાય છે "

"બાદશાહ ! મોત એ ક્ષત્રીયોનુ શ્રેષ્ટ કર્મ છે અને આર્યવિરોનો એજ અનુપમ ધર્મ છે તેથી મૃત્યુથી મારા મનમા ભયનો લેશ માત્ર પણ સચાર થતો નથી મરણનો મારે શોક નથી કે જીવન પર હુ મોહનોનથી મારૂ ધ્યેય તો મારા દેશનુ પરમ ગૌરવ અખડીત ટકી રહે એજ છે અને તેની સિદ્ધિને માટે વેઠવા પડતા કષ્ટો, મારૂ જીવન પણ તેજ છે " યુવકે ઉત્તર આપ્યો

"પ્રિય પાઠકગણ ! અત્રે શકા થશે કે આ વિર યુવક તે કોણુ હતો ઉક્ત યુવક તે રામરાજાનો ગુપ્ત દૂત હતો અને મોરોપત તથા અફઝલખાન જ્યારથી બાદશાહને શરણે આવ્યા છે એવી રામરાજાને માહીતી થઇ કે તેજ પળેથી તે તેમની ગુપ્ત ધારના જાણવાના અભિલાષથી બાદશાહના દરબારમા આવ્યો હતો અને કોઇપણ પ્રકારે બાદશાહના સેવક તરીકે તેના દરબારમાજ રહેવાથી તેની ઉત્કટ મનોભાવના હતી થોડીક ક્ષણો ગયા કેડે તેણે પુન બાદશાહને ઉદ્દેશીને કહ્યુ, "નામદાર ! આપની ઇચ્છા મને તમારો અને મુસલમાન ધર્મનો સેવક બનાવવાની છે પરતુ હુ એકવાર વિદ્યાપુરનો પ્રતિકાર કરૂ તો પુન જીવન પર્યન્ત મને કદીપણુ ત્યા આશ્રય મળી શકે નહિ અને જો ભવિષ્યમાં આપ પણ મારો ત્યાગ કરો તો મારી દશા કેવી વિષમ અને શોચનીય થાય

એ નિર્વિવાદ છે તો પછી શુ આપ સર્વ કાલ માટે મને આશ્રય આપવાને પ્રતિજ્ઞા પૂર્વક બન્ધાઓ છો? અને ત્યા હુ જે કાર્ય બજાવતો હતો તેજ કાય અત્રે પણ સોપવાની આપ ખાત્રી આપો છો? જો આપ તે પ્રમાણે વચન આપવાનુ સાહસ ઉચિત ગણતા હોતો હુ આ પગેથીજ આપની સેવા સ્વિકારવા તૈયાર છુ, અને મારો વિદ્યાપુર સાથેનો સઘળો સબધ તજવા પ્રતિજ્ઞાથી વચન આપુ છુ"

"વિરસરદાર! તમારા જેવા એક શ્રેષ્ટ સરદારને આશ્રય આપવો એ મારા પરમ ભાગ્ય છે એમ હુ માનુ છુ અને જન્મ પર્યન્ત તમને મારા દરબારમા રાખવાનુ વચન પણ આપુ છુ પરતુ હવે તમે મને જણાવશો કે તમાર નામાભિધાન શુ છે' અને તમે રામરાજાના દરબારમા શુ કાર્ય કરતા હતા? તે બતાવશો તો અત્રે પણ હુ તમને તેજકાય સોપીશ અને તેથી તમારો પણ જીવન વ્યવસાય નિયમિત પણે ચાલ્યો જશે"

"જગત આ દેહને ગોવિન્દના અભિધાનથી સબોધે છે અને રામરાજાના અગરક્ષકનુ કામ બજાવવુ એજ મારો ધર્મ છે' તેણે અલ્પ ઉત્તર આપતા કહ્યુ

"ઠીક છે તો તમને તમારી ઇચ્છા પૂર્વક અત્રે પણ એજ કાય સોપવામા આવે છે, પણ સ્મરણમા રાખજો કે હવે તમે વિદ્યાપુરના સેવક નથી પણ વિજાપુરના રાજસ્તમ્ભ થયા છો સ્વામીનુ હીત કરવુ એજ સેવકનુ પ્રધાન કાર્ય છે એ લક્ષમા રાખશો અને તમારી એકનિષ્ઠા અને કિર્તી એવીજ નિષ્કલકીની રહે તે માટે સાવધાન રહેજો જાઓ, નિર્ભયપણે રહો અને આનદ કરો. અમીર અલ્લી! આ નવા સરદારની

ઇચ્છા પ્રમાણે એમનો સર્વ બંદોબસ્ત કરજો આ સઘળી વાતચીતથી મારૂં મસ્તિક શ્રમિત થયું છે તેથી હાલનો હું દરબાર બરખાસ્ત કરૂં છું" અંતિમશબ્દ બોલી બાદશાહ ત્વરીતજ દરબાર ગૃહનો ત્યાગ કરી ગયો અને તેજ ક્ષણે સઘળો દરબાર પણ વિસર્જન થયો અલ્લી આદીલ-શાહે વિશ્રાતી માટે પોતાના બંગલાના એક સુંદર ઓરડામાં વિશ્રામ લીધો થોડી ક્ષણો ગઇ કે એક દ્વારપાળે આવીને હસ્તદ્વય કરીને કહ્યું, "જહાંપનાહ! આપ નામદારનો ભૂતકાલીન સેવક અફઝલખાન આપને મળવા માગે છે અને અતિ અગત્યનું કાર્ય હોવાથી હાલને હાલ આપ તેને મળો તે માટે પ્રાર્થના કરે છે"

'અફઝલખાન' નામ સાંભળતાજ બાદશાહ વિચારસાગરમાં લિન થઈ ગયો ધર્મઘાતક અફઝલખાન અત્યારે શા માટે આવતો હશે? શું કોઈ ગુઢ પ્રપંચથી તે આવતો હશે કે પોતાના દુષ્કૃત્યોની ક્ષમા ભિક્ષા યાચવા આવતો હશે? આમ તેના હૃદયમાં અનેક વિચારો ઉદ્દભવ્યા અને આથમ્યા જરાવાર રહીને પતિહારને પ્રશ્ન કર્યો "એકલોજ છે કે સાથે બીજા સૈનીકો છે અને એકલો હોયતો શસ્ત્ર સજીને આવે છે કે કેમ તેની સંપૂર્ણ તપાસ કરો, અને એકલો હોય તો સર્વ હથિયારો લઈ લીધા પછી તેને અંદર આવવાની આજ્ઞા આપો, તથા વજીર મહમદને કહો કે અત્યારે તેઓ એકસો સૈનીકો જોડે મહાલયના દ્વાર આગળ હાજર થાય" દ્વારપાળ શિર નમાવી ચાલ્યો ગયો કે અફઝલ-ખાન ત્યાં દાખલ થયો તેના મુખપર શરમ અને ગ્લાનીનો સ્પષ્ટ પાદુર્ભાવ જણાતો હતો, "મનુષ્યનું એકવાર ઉન્નત સ્થાનેથી પતન થાય છે કે પછી તેનો ઉત્તરોત્તર અધીકને અધીક નિપાત થતો જાય છે એ નિયમ ખરેખર મારા સબંધમાં મૂર્તિમંત થયો દેખાય છે. જે

પ્રસગોમા મે વિજાપુરનો ત્યાગ કર્યો તે પળથી મારો અવનતી કાળ આર-ભાયો, હજીપણુ તેના અત આવે એવુ લાગતું નથી, અને વિજાપુરની સેવા સ્વિકાર્યા પછી તો ખરેખર મારા પાપી જીવનની પરાકાષ્ટા થશે એમા શુ સદેહ છે ?" આ પ્રકારે અનેક તર્ક વિતર્ક રચતો અફ્ઝલ-ખાન બાદશાહના ઓરડામા દાખલ થયો અન્યોન્ય દૃષ્ટિ મળતાજ અફ્ઝલખાને સલામ કરીને વિનિત ભાવથી પ્રાર્થના કરતા કહ્યુ,

"નામદાર ! હુ આપનો ભુતકાલીન વફાદાર સેવક અફ્ઝલખાન આજે ઘણા વખત પછી આપના ચરણુમા શિર નમાવવાનુ સદભાગ્ય પ્રાપ્ત કરે છે જગતની આખે ધમ દ્રોહી ઠરેલો છતા મુસલમાની સત્તાને ગગનગામી બનાવવા ઇચ્છનાર મારૂ હૃદય હજી આપનાજ પ્રતાપને સ્મરે છે, અને આપ જોશો કે હવે થોડાજ સમયમા વિદ્યાપુર ઉપર પણ તમારીજ પ્રભા વિસ્તરે છે."

"અફ્ઝલખાન ! તમારો સત્કાર કરવાને અમારી પાસે લોહ શ્રૃખલા અને કારાગૃહ તૈયાર છે તેનો અનુભવ અલ્પ સમયમાજ તમને કરાવવામા આવશે, પરતુ વિજાપુરના અન્નથી પોષાઇને તેનો દ્રોહ કર્યા પછી આજે પુન મારે શરણુ આવવાનુ અને મારો આશ્રય સ્વિકારવાનુ તમને શુ પ્રયોજન છે તે જણાવશો ? તમારા સ્થાને અન્ય વ્યક્તિને મે અધિકૃત કયા છે એટલે હવે તમારી અમને કશીપણ આવશ્યકતા ન હોય એ સ્પષ્ટ છે" બાદશાહે અફ્ઝલખાનને પ્રશ્ન કર્યો.

"નામદાર ! જગતને માત્ર અવલોકવાને બે નેત્ર છે જ્યારે રાજ ક્રમચારી કાપટ્યકળાકુશળ યોદ્ધાઓને ચાર નયનો હોય છે હૃદય ચક્ષુનો ન્યાય ચમનયનોથી સવથા ભિન્ન હોય છે. જગતે મને ધમ

વિનાશક અને પરધર્મપોષક તરીકે જાણ્યો હશે પરતુ વિજાપુરના કુશળ રાજકર્મચારીઓની પણ એજ માન્યતા હોય તો તે તેમના અલ્પજ્ઞાનનું પ્રત્યક્ષ પ્રમાણુ છે કિંતુ તેમની પરીક્ષણ શકિતનો લોપ થયો હોય એવુજ સ્પષ્ટ થાય છે સ્વધર્મ રક્ષા અને તેનો પ્રચાર એજ જેનુ ઇષ્ટ છે તેને જગત પોતાને કાજે શા ઉદ્‌ગાર વ્યકત કરે છે તેની સાથે સબધ નથી" અફઝલખાને આત્મપ્રસશામય માર્મિક ઉત્તર આપ્યો

"અફઝલખાન તમારી આવી દમ્ભવાણીથી તમારો મનોભાવ સ્પષ્ટ થવો અશકય છે તમા। હૃદયમા અત્યારે કોઇ પ્રકારનો ઉન્માદ પ્રવર્તેલો હોય એમ સમજાય છે અને તેથીજ તમારા વચનો પણ અવમાનીત થાય છે જો તમે ઇસ્લામી ધર્મનો દ્રોહ નથીકર્યો તો અદ્યાપી પર્યન્ત રામરાજાના દરબારમા રહી તેના દુશ્મનો સાથે યુદ્ધ કરવાનુ શુ પ્રયોજન હતુ વારૂ ? અને અન્યાન્ય મુસલમાન રાજ્યોને પરાસ્ત કરી વિજેતાની કીર્તિનો યશ ભાગી રામરાજાને બનાવવાનુ શુ કારણુ હતુ ? આ તમારા કૃત્યોજ તમારૂ હૃદય વાચવાને સમર્થ છે પછી તમને મુસલમાન ધર્મના સરક્ષક ગણવામા શુ અર્થ છે અને તેથીજ તમારી યાચના પણુ હવે તો વ્યર્થ છે" બાદશાહે પોતાની દ્રષ્ટિથી અફઝલખાનના જીવનની આલોચના કરી

"નામવર ! આપનુ અનુમાન સાધારણત સુન્દર દેખાય છે પણુ શુદ્ધ ધ્યેય સત્વર પ્રાપ્ત થવા અયોગ્ય સાહિત્યનો પણુ પ્રયોગ કરવો એ રાજ પુરૂષોનુ પ્રધાન કર્તવ્યકર્મ ગણાય છે જે પુરૂષો એ કુટિલનીતિને અનુસરે છે તેજ અતે વિજયને પ્રાપ્ત કરે છે. એ સિદ્ધાતાનુસાર

અદ્યાપી પર્યન્ત મે મારૂ જીવન ગાળ્યુ છે અને રામરાજાનો પ્રેમ એટલો બધો પ્રાપ્ત કર્યો છે કે મારા ઉપર તેની અવર્ણનીય કૃપા થઇ છે તે મારીજ ઇચ્છા પ્રમાણે વર્તે છે અને વિદ્યાપુરમા સર્વ સ્થળે ગુપ્ત રીતે મારીજ સત્તા પ્રવર્ત્તે છે જો આજ પર્યન્ત મે રામરાજાના પક્ષમા રહી વિદ્યાપુરનો અભ્યુદય થાય એવા કૃત્યો ન કર્યા હોત તો તેનો આટલો પ્રેમ મેળવવા નિષ્ફળ નિવડત અને આજ થોડાજ સમયમા મત્ય થનારા જે રમ્ય દ્રશ્યો હુ નિહાળુ છુ તે કદીપણ દેખવાનો અવસર ઉપસ્થિત ન થાત આવો ભાવી લાભ પ્રાપ્ત કરવાજ મે આજ પર્યન્ત નિદ્ય અને દ્રોહી કર્મો કર્યા છે બાકી મારા અતરમા તો વિજાપુરનો અને મુસલમાનોનો ઉદયકાળ સત્વર કેમ થાય તેજ સદા સર્વદા રમી રહેતુ છે”

“તો શુ તમે આજ પર્યન્ત માત્ર દાભિકતાથીજ રામરાજાનો પક્ષ સ્વિકાર્યો છે, અને હવે તમે મારો આશ્રય માગો છો? પણ તમારા શબ્દોપર હવે વિશ્વાસ રાખી શકાતો નથી એટલે તમને અત્રે આશ્રય આપવા હુ જરાપણ ચ્હાતો નથી તમને આશ્રય આપ્યાથી માત્ર એક પ્રકારનો નવીન ભય ઉપસ્થિત થવા સભવ છે તો એવી વિપત્તિ સ્વહસ્તેજ વહોરી લેવા વિજાપુર કેવળ અશક્ત છે”

“પરતુ વિજાપુર મુસલમાન ધર્મના સેવકોમા અનુરક્ત છે અને આ અફઝલખાન પણ તેજ ધર્મનો દૃઢ ભક્ત છે તથા પયગબરના પવિત્ર ફરમાનો પર આશક્ત છે તો પછી મારો સ્વિકાર કરવામા બાદશાહને શો ભય છે? મારા ઉમદા કૃત્યોના બદલામા રામરાજાએ મને એક લાખ સૈનીકોનુ આધીપત્ય આપ્યુ છે. જો આપની આજ્ઞા હોય તો એજ

સૈન્યથી રામરાજાનુ નિકંદન વાળવા હુ સમર્થ છુ માત્ર મને તમારી આજ્ઞાની આવશ્યકતા છે

"અફ્ઝલખાન ! તમારૂ કથન જો કે બહુ રમ્ય છે પણ તેનો કૃત્યમા પ્રયોગ કરવો એ બહુ ભયકર છ, કારણુ કે તમારો વિશ્વાસ કરતા મારા સઘળા ફરમાનીઓ મારો વિરોધ કરશે વળી તમે જે પ્રમાણે વિજાપુરના અભ્યુદય માટે વિદ્યાપુર સાથે પ્રપચ નાટકમા પ્રવૃત્ત થયા જણાવો છો તે પ્રમાણે વિદ્યાપુરની વિજય પ્રાપ્તિ માટે આ પ્રપચ રચના નથી એ પણ કેમ માની શકાય ? તમે સ્પષ્ટ રીતે રામરાજાને શરણે ગયા છો અને વિજાપુરના દ્રોહી થયા છો, એ જગત જાણે છે એટલે તમને આશ્રય આપતા વળી મુસલમાની રાજ્યોમા અતકલહ ઉત્પન્ન થશે, કારણુ કે સઘળા સરદારોને તમારાપર અકથની દ્વેષ છે આવા સયોગોમા જો તમે વિજાપુરના અને મુસલમાન ધર્મના સત્ય સતાન હોતો વિદ્યાપુર સાથેના યુદ્ધની પરિસમાપ્તી થાય ત્યા સુધી અમારા બદીખાનામાજ રહો જો તેમ કરશો તો યુદ્ધ પૂર્ણ થયા પછી પુન હુ તમને તમારા અધિકાર પદ પર નિયત્રીત કરીશ

"નામદાર ! મારો મુખ્ય ઉદ્દેશ અને ઉપદેશ વિજાપુરની સેવા કરવાનોજ છે તેને માટે જે સકટો પડે તે ભોગવવા હુ તૈયાર છુ, અને તેજ પ્રમાણે કારાગૃહવાસને પણ સહૃદય આવકાર આપવા હુ તત્પરજ રહીશ, પરતુ એથી આપને કોઇપણ પ્રકારનો લાભ થશે નહિ હુ જો યુદ્ધ વ્યવસાયમા પ્રવર્તેલો રહીશ તો મારી તલવારના પ્રહારથી રામરાજાના શતાવધી સૈનીકોને ક્ષણવારમા શૈયાશાયી કરી દઇશ અને વિજાપુરની વિજય પતાકાને સત્વર ગગન વિહારી બનાવી દઇશ, તેથી કર્તવ્ય ધર્મ પાળ્યોનો મને સતોષ થશે, જાણે અજાણે આપનો દ્રોહ કર્યે

હોય તો તે દોષ જશે અને મારા પરનો મુસલમાન બધુઓનો પણ રોષ જશે, પછી તો આપની આજ્ઞાને અનુસરવા હુ તૈયારજ છુ "

"જો તમારો આટલો બધો મારા પ્રત્યે પ્રેમ છે તો જાઓ પુન તમને એકવાર આશ્રય આપુ છુ અને તમ રો નાશ કરવાની લીધેલી પ્રતિજ્ઞાને ઉથાપુ છુ પરતુ તમે મારા પૂર્ણ નિષ્ઠાવાન ભક્ત છો એને માટે કાઈપણ સબળ સામીતીની મને અનિવાર્ય આવશ્યકતા છે"

"નામદાર! હુ તે પણ આપવા તૈયાર છુ હુ એકલોજ આપની સેનામા આવ્યો નથી પણ મોરોપત નામક એક અન્ય સરદારને પણ આપને શરણે લેતો આવ્યો છુ જો આપની ઇચ્છા હશે તો તેને પણ આપની મન્મુખ હાજર કરીશ મોરોપત સિહગઢના રાજાનો ભાયાત છે અને અડગ, ટેકી અને શુરવીર યોધ્ધો છે એ પ્રસિદ્ધ વાત છે" અફ્ઝલખાને પોતાનો સ્વાર્થ સાધવા કેવળ મન કલ્પિતકથા ઉપસ્થિત કરી

"જો તમે મોરોપતના આટલા વખાણ કરો છો ત્યારે તેને પોતાના ધર્મકર્માનુયાયી રામરાજાનો આશ્રય છોડી અત્રે આવવાનુ શુ પ્રયોજન છે? જે મનુષ્ય ખરો ટેકી હોય તે કદી પણ આવુ ધર્મવિઘાતક વર્તન કરે એ અસભવનીયજ છે અને જે મનુષ્ય ધર્મદ્રોહ કરે છે અને પરાયા ધર્મને આચરે છે તેનો વિશ્વાસ કરવો એ તો મૂર્ખતાની પરિસીમા છે રામરાજા અતિ કપટી અને કાર્ય દક્ષ છે તે કદાપી પણ પોતાના માડલીકોને આવુ વિદ્રશક કાર્ય કરવા દે એ અયુક્ત છે મોરોપત આપણો આશ્રીત થાય અને યુદ્ધ પ્રસગે કપટ કળાથી આપણો વિનાશ કરવા પ્રવૃત્ત બને તો તે પણ શક્ય છે અને રામચદ્રદેવ તેવો કપટ કળાનો ધુરધર આચાર્ય છે."

"આપ કહો છો તેવો પ્રપંચ રચાવાનો પૂર્ણતઃ સંભવ છે. પણ આમાં તેવું કશુંજ નથી. આ પ્રસંગમાં ઘટના એવી છે કે રામરાજાને મોરોપંત સાથે કલેશ થયો છે અને તેમાથી મોરોપંત રામરાજાનો દ્રોહી બન્યો છે તેથીજ તે આપનું શરણ લઇ રામરાજાનો વિનાશ કરવા ઇચ્છે છે."

"અફ્ઝલખાન! જો એવા ઉદ્દેશથીજ મોરોપંત રામરાજાનો શત્રુ બન્યો હોય તો એ શત્રુતા કેવળ અલ્પકાલિન છે, કારણ કે એ ઉદ્વેગ અને ક્રોધ શમી જતાંજ તે પુનઃ રામરાજાને શરણે જશે એવા અર્થદગ્ધ પુરુષોને આશ્રય આપવો એ પણ અન્યાયજ છે પણ વારુ મોરોપંતને પરિવાર શું છે તેની માહીતી છે?"

"પરિવારમાં એને એક વીસ વર્ષની વયની કન્યા છે તે સિવાય અન્ય આત્મીયમનુષ્યોનો તો દુષ્કાળજ છે."

"તો જો મોરોપંત પોતાની પુત્રીનો વિવાહ મારી સાથે કરે તો આપણે તેનો સત્કાર કરી આશ્રય આપીએ."

પ્રત્યુત્તરમાં અફ્ઝલખાન જરા કઠોર રીતે હસ્યો અને કહ્યું "બાદશાહ! એ આપની યાચના કોઇપણ પ્રકારે ફળીભૂત થાય એમ નથી મોરોપંત હિંદુધર્મનો દૃઢ અનુયાયી છે અને મરતાં પણ તેમાંજ તેની વૃત્તિ સ્થિરસ્થાયી છે આપ જો હઠાગ્રહ બુદ્ધિથી શરણે આવેલા મહાત્માને જવા દેશો તો પુન એવો પ્રસંગ હસ્તગત થવાનો નથી મોરોપંત આપનો આધીન થશે તો તેની સાથે તેનો બંધુ પણ આપણા પક્ષનો અનુગામી થશે અને તેનું સઘળું સૈન્ય આપને શરણે આવશે આવો સુયોગ જવા દેવો એ આપના જેવા રાજધર્મજ્ઞાતાને શોભાસ્પદ નથી."

"જો મોરોપત મારી માંગણીનો પ્રતિકાર કરે તો તેને આદર આપવાની અમને જરૂર નથી તમે જાઓ અને મારો આ મનોભાવ તેમને જણાઓ. જો મારી ઇચ્છાનો મોરોપંત તિરસ્કાર કરશે તો તેનો નાશ કરતાં મને રંચ માત્ર પણ વિલબ થવાનો નથી મારા અસખ્ય સૈનીકો પડેલા તો એનેજ છિન્નવિછિન્ન કરવાના કાર્યમા પ્રવૃત્ત થશે."

"મારે તો મને હજી પણ આપણા દુર્ભાગ્યજ લાગે છે કારણકે ..."

"નહિ, અફઝલખાન !' તેની વાક સરિતાનો પ્રવાહ અટકાવી બાદશાહે ફરમાવ્યુ, "હુ તમારી સલાહ ઇચ્છતો નથી. તમે જઇને મોરોપતને મારો સદેશ કહો અને મારી માગણી કબુલ કરવો, કાતો તેને પકડી મારી પાસે લાવો એ બેમાથી એક કાર્ય પણ તમારે હસ્તે પાર પડશે તોજ તમને અહીં આશ્રય મળશે નહિ તો તમારી પણ એજ દશા થવાની છે"

'ઠીક તો હુ જઇને મોરોપતને આ વર્તમાન આપુ છુ અને જો તે તેનો અસ્વિકાર કરે તો તેને તેજ ક્ષણે બદીવાન કરી આપની પાસે લાવવાની પ્રતિજ્ઞા કરૂ છુ " કહી અફઝલખાને બાદશાહને સલામ કરી પોતાનો માર્ગ લીધો.

મોરોપતના દુર્ભાગ્યનો પ્રરભ થઇ ચુકયો હતો હવે આગળ શુ પ્રકાર બને છે તે આગામી પ્રકરણોમા જોઇશુ હાલ તો પ્રભુ ભારતવર્ષના સર્વ દ્રોહીઓની એવીજ દુર્દશા કરો એ પ્રાર્થનાપૂર્વક આ પ્રકરણની અત્રેજ પરિસમાપ્તી કરીશુ



ચિત્ર ૫ મું વિનાશીની વામા




'આર્ટિસ્ટ ઠાકોર'

"આર્ય ધર્મના ઉદ્ધારને માટે હું આ ચિતા સ્વીકારું છું આ ચિતાના તણખે તણખામાંથી એવો ભયંકર અગ્નિ ઉત્પન્ન થશે કે યવન ધર્મ અને યવન પ્રજાનો સર્વ નાશ થશે એ ઈશ્વરનો આદેશ છે"

પ્રકરણ ૨૩ મું ]

# પ્રકરણ ૨૩ મું.

## અરૂણાનો આત્મભોગ.

વિભાવરીનો રમણીય અવસર હતો. એક બાજુથી શીતળ સમીરની સુખદાયક લહરીઓ પ્રસરતી હતી આકાશ નિર્મળ હતુ ન્હાનકડા તારાના પુંજો દ્રષ્ટિગોચર થતા હતા વૃક્ષ અને લતાઓની ઘટા સર્વત્ર પ્રસરેલી હતી નિશાચરોનો ભયંકર સ્વર કર્ણગોચર થતો હતો. કેવળ શાંતિનું સામ્રાજ્ય વિશ્વપર સ્થપાએલુ હતુ. જગત નિદ્રાદેવીના સુખપૂર્ણ અંકમા ઝુલતુ હતુ. પ્રણયી યુગલોની જીવનરૂપ યામીનીનુ બળ ધીમે ધીમે વૃદ્ધિ પામતુ હતુ ચારેમેર અંધકારમા છવાએલી વૃક્ષ ઘટાઓ દેખાતી હતી. તે અવલોકનારા માનવ હૃદયમા સ્વાભાવીકપણેજ ભયનો સંચાર થતો હતો રાત્રીદેવીના ભયંકર સ્વરૂપમાં જાણે ન્યુનતા ન રહેલી હોય તેમ તે પુરવાને ઘુવડ આદી પક્ષીઓના રવ કોઇ કોઇવાર કર્ણગોચર થતા હતા. રાત્રીનો સમસમાટ પણ તેવોજ નિત્ર અને ભયાનક હતો ઘોર અંધકાર સર્વત્ર વિસ્તરેલો હતો તારાઓનો પ્રકાશ પણ વૃક્ષરાજી-ઓની અંદર પ્રવેશવા અસમર્થ હતો થંડી અપાર હતી તેમા મહારાષ્ટ્રનો પાર્વતીય પ્રદેશ હોવાથી ત્યા શીતપવનનુ બળ દ્વીગુણીત પ્રમાણમા હોય તે સ્વાભવિક હતુ એવા અંધકારમા મોરોપંત એક તણુના પર્યંકપર ચતો પડી વિચારનિદ્રાનુ અનુષ્ઠાન કરી રહ્યો હતો ' મનુષ્યના ભાગ્યનો જ્યારે જ્યારે ઉદય થવાનો હોય ત્યારે ત્યારે પાપ અને દુષ્કર્મોની સ્હાયતા વિના તેવો ઉત્કર્ષ થતોજ નથી ભાગ્યોદય સત્ય નિષ્ઠાથી કે ધર્મપણાથી જગતમા કદીપણ સાધ્ય થતો નથી, આજ પર્યન્ત પ્રતિ-

હાસના શ્વેત પૃષ્ઠપર શ્યામ અક્ષરે અનેક સંઘટનાત્મક વૃત્તાંતો આલેખાયા છે અને નાશ પામ્યા છે. દિવાકરની ચઢતી કળા સમાન અનેકાનેક નરવીરોના ભાગ્યભાનુ આકાશગામી થઇ અવનત થએલા જગત જાણે છે. એક વીરપુરૂષના અસ્ત સાથેજ અન્યાન્ય નરવીરોના ઉષ કાળનુ મગલાચરણ થાય છે અને પરાજયી પુરૂષના હાડ, માસ અને ચર્મથી વિજેતાઓના ગગનચુબીત મહાલય ચણાય છે એકના શોકાશ્રુજ નવીન સ્થળે પ્રમોદોત્પાદક નિવડે છે સસાર આ અસાર છે તો કીર્તિ અને વૈભવનો મોહ છોડી ક્ષણીક આવેશોને વશ થઇ સદાકાળના સુખ અને સમૃદ્ધિનો નાશ કરવો એ સુજ્ઞ મનુષ્યનુ કર્તવ્ય નથી જીવન અનતકાળ પર્યન્ત ગતિમાન રહેતુ નથી દેહ ક્ષણીક છે તો પછી તેનો સુખ ભોગ પણ ક્ષણીક હોય તેમા શુ આશ્ચર્ય છે, માટે હવે તો એકવાર વિચાર કરી જે માર્ગ ગૃહણ કર્યો છે તેજ હિતાવહ છે દુરાત્મા રામરાજાના દરબારમા અપમાન અને તિરસ્કાર સહન કરી જી ન ગાળવુ કોઇપણ પ્રકારે ઇચ્છનીય નથી અને વર્તમાનયુગમા તેની સત્તા એટલી બળવાન છે કે તેને ઉથાપવાનુ મારામાં સામર્થ્ય નથી એટલે હાલ તો કોઇપણ પ્રકારે વિજાપુરના બાદશાહનો આશ્રય સેવોજ ઉપકારક છે. વિજેતા થયા પછી કદાચ બાદશાહ વિદ્યાપુરનેજ પાટનગર બનાવશે તો પણ વડીલ બધુ રગનાથ બદીવાન હોવાથી આપણો સિહગઢ સદા સર્વદા નિર્ભય છે અને જ્યારે વિજાપુર નરેશની સત્તા બળહીન થશે ત્યારે વિદ્યાપુર ઉપર આક્રમણ કરવુ પણ ઠીક પડશે" મોરોપતની આમ વિચારમાળા ચાલતી હતી એટલામા દ્વારરક્ષક અનુચરે આવીને વર્તમાન આપ્યા કે "અદર આવવાની આપની આજ્ઞાની પ્રતીક્ષા કરતો અફઝલખાન દ્વારે આવીને ઉભો છે"

"મુકુંદ ! તેને સત્વર આદર આપીને અંદર લાવો અને મારી બીજી આજ્ઞા થતા સુધી કોઇ સુપરિચિત વ્યક્તિને પણ પ્રવેશ કરવાનો અવસર ન મળે એવી વ્યવસ્થા કરો." મોરોપંતે મુકુંદ નામક દ્વારપાળને આજ્ઞા આપી

"આજ્ઞા મહારાજની !" કહી મસ્તીક નમાવીને મુકુંદ ચાલ્યો ગયો કે તરતજ અફ્ઝલખાને ત્યા પ્રવેશ કર્યો

"આવો અફ્ઝલખાન ! શુ સમાચાર છે વિજાપુરનો બાદશાહ અનુગ્રહ કરે છે કે નહિ તે પ્રથમ મને જણાઓ." મોરોપંતે ઉદ્વેગ-પૂર્ણ સ્વરથી પ્રશ્ન કર્યો

"બાદશાહ આપની પ્રાર્થનાને સર્વાંશે સ્વિકારે છે પરંતુ એક મહા વિઘ્ન તેમા ઉપસ્થિત થયુ છે, અને જો બાદશાહની અનુજ્ઞાથી તમારૂ વર્તન પ્રતિકૂળ હોય તો તમને અત્રેજ બંદીવાન બનાવવાની તેમના સૈનીકોને આજ્ઞા આપી છે." અફ્ઝલખાને મોરોપંતના દુર્ભાગ્યની દુ:સહ પ્રસ્તાવનાનો પ્રારંભ કર્યો

"જો મારે બાદશાહનો આશ્રય સ્વિકારવો છે તો પછી તેમની આજ્ઞાને શિરસાવંદ્ય ગણવી એ મારો ધર્મજ છે અને તેજ મારૂ સત્ય કર્તવ્ય છે, માટે તમે લેશપણ સંકોચ વિના બાદશાહની આજ્ઞા મને સંભળાવો અને રામરાજાનો વિનાશ કરવા કટિબદ્ધ થાઓ. હવે વિલંબ કરવામા આપણને હાનીજ છે રામરાજા તુંગભદ્રાના પ્રદેશમા પોતાનુ સૈન્ય અતિત્વરાપુર્વક ગોઠવી રહ્યો છે તો આપણે પણ પ્રતિઘાતક સૈન્યનો વ્યવસાય યથાવિધિ આરંભવોજ જોઇએ" મોરોપંતે જણાવ્યું

"મોરોપંત ! તમારી કન્યા અરૂણાને બાદશાહ પોતાની બેગમ બનાવવા માગે છે, અને તેની એ મનોભાવના પૂર્ણ થાય તોજ તમને

સ્હાયતા આપવી એવો તેનો દુહાગ્રહ છે." અફઝલખાને બાદશાહની શરત સ્પષ્ટ રીતે વ્યક્ત કરી

મોરોપતનુ અંતર અફઝલખાનના અંતીમ શબ્દો સાંભળી સ્તબ્ધવત્ થઇ ગયું અત્યાર પર્યન્ત તેનું હૃદય હર્ષાતિરેકથી આનંદ-સાગરમા વિહરતું હતુ ત્યા શોકનુ આંદોલન ફરી વળ્યું અને નવીન તરંગ સર્વથા વિદિર્ણ થઇ ગયા તેના મુખપર શોકના આવરણો નીર ખાવા લાગ્યા અફઝલખાન મોરોપતની હૃદયવૃત્તિ પારખી ગયો અને શાંતને ગંભીર વાણીથી જવાબ દીધો, ' મોરોપત ! વિચારના વ્યવસાયમા પ્રવૃત્ત થવાનુ હવે નિષ્પ્રયોજન છે. એક તરફ રામરાજાનો ભય તમારે શીરે ઝઝુમે છે અને અન્ય બાજુએ બાદશાહના વિશાળ સૈન્ય સમૂહની સમશેરો તમારો શિરચ્છેદ કરવા ઉંચી થએલી છે, માટે હવે તો સત્વર નિશ્ચયપર આવો અને તમારો ભવિષ્યનો જીવન વ્યવસાય ચલાવવા પ્રવૃત્ત થાઓ."

"અફઝલખાન ! બાદશાહની આ શરત એવી તો અસાધ્ય છે કે તેથી મારૂ હૃદય વિદિર્ણ થઇ જાય છે. મારી આર્યકન્યા એક મુસલમાન બાદશાહના અંતઃપુરગામીની થાય એ ઘટના સર્વથા અનિચ્છનીય છે તેનો વિચાર આવતાજ મારી દેહમા કંપનો આવિર્ભાવ થાય છે, એ સ્થિતિનો તો તમે પણ અસ્વિકાર નહિ કરશો બાદશાહ કોઇ પણ અન્યાન્ય પ્રકારથી મને આશ્રય આપવા ચહાતો હોય તો બાકીની સર્વ શરતો મને વધ અને માન્ય છે અથવા યુદ્ધ ખર્ચના વિનિમય તરીકે પણ જે માગે તે આપવા આ મોરોપત તૈયાર છે." મોરોપતે ઉત્તર આપ્યો.

"પરંતુ આ મહાયુદ્ધના બદલા યોગ્ય એવી રકમ હાલ તમારી પાસે ક્યાં છે કે તમે દ્રવ્ય લાલચમાંથી તમારૂં કાર્ય સિદ્ધ કરી શકો. તમારૂં દ્રવ્ય ને તમારી કન્યાજ છે અને બાદશાહ તે તો ઇચ્છેજ છે. એટલાજ માટે મેં પ્રથમ તમને દેશદ્રોહી કાર્ય ન કરવા વિનવ્યા હતા. આજે તમે અહીં નિ:સહાય છો અને બાદશાહનું લશ્કર તમારી સર્વત્ર ફરી વળેલું છે. જો તમે આનંદપૂર્વક તમારી કન્યાને યવન અંતઃપુરમાં ન મોકલશો તો તે માટે બાદશાહની તલવાર તત્પર છે. તો તમારા સર્વ નાશ પછી પણ જે ઘટના અનિવાર્ય છે તેનું પ્રથમથીજ આચરણ કરવું એજ શ્રેષ્ઠ પુરૂષોનું જ્યેષ્ઠ કાર્ય છે."

"અફઝલખાન! પુત્રીની અનુમતિ વિના તેને યવન અંતઃપુરમાં મોકલવાનો મને અધિકાર નથી અને અરૂણા કદી પણ મ્લેચ્છ માનવનાથનું પાણી ગ્રહણ કરનાર નથી તેની ધર્મ ઉપર સંપૂર્ણ આસ્થા છે અને અંતઃકરણપૂર્વક તે મુસલમાનોને ધિક્કારે છે તો બાદશાહની આજ્ઞાનું શી રીતે પાલન થઇ શકે એમ છે?"

"મોરોપંત! વિપત્તિકાલ સઘળું કરાવવા સમર્થ છે તો પછી અમુક કાર્ય કરવાનો અને અમુક કામ ન કરવાનો તમારો આગ્રહ નકામોજ છે બાદશાહે જે ધાર્યું છે તે પ્રમાણે તે કરવાનોજ જો તમારે હવે ધર્મ રક્ષા કરવી હોય તો હજી પણ એક માર્ગ અવશેષ છે. તમારી પુત્રી જે સમયે યવન સૈનિકોના હસ્તગત થવાનો પ્રસંગ આવે ત્યારે આત્મહત્યાથી પણ પોતાની નશ્વરદેહનો ત્યાગ કરી તેની ઇચ્છા પ્રમાણે સ્વધર્મરક્ષા કરશેજ. અસંખ્ય ક્ષત્રાણીઓ મુસલમાનોના જાલીમ પંજામાંથી વિરક્ત થવા એજ રીતે વિરગતિને પામી ગઇ છે, એટલે

પુત્રીને એવુ જણાવી તમે શમશેર ખેચીને બાદશાહની સામે થાઓ અને યુદ્ધ કરતા કરતા બાદશાહના અનેક સૈનીકોને મૃત્યુદાન દઇ તમે પણ મેક્ષદશાને પામો એજ તમારે માટે પણ પ્રસશા પાત્ર છે." અફ્ઝલખાને ક્ષત્રીયોને શોભે તેવો માર્ગ બતાવ્યો.

"અફ્ઝલખાન ! જો પુત્રીમરણથી પણ બાદશાહ મને આશ્રય આપનો હોય તો બાદશાહને પુત્રીદાન દઇને સ્હાયતા મેળવવા કરતા પુત્રી મરણથી પ્રાપ્ત થની સ્હાયતા વધારે શોભાસ્પદ છે." મોરોપતે નીચતાની પરાકાષ્ટાએ જઇને ઉત્તર દીધો.

"જો તમારી પુત્રી અત્યારેજ સ્વર્ગવાસીની થાય તો તમેજ તમારા શીરપરનુ સકટ ટાળવા વિષ પ્રયોગથી તેનો વિનાશ કર્યો છે એ દસ્તાક્ષર થાય અને તેથી તો તે વમને પ્રતિસ્પર્ધી ગણીને શિક્ષા આપવાજ પ્રેરાય એમ મને અનુમાન થઇ શકે છે. માટે હવે તો મૃત્યુ કે ગૌરવપતન એ બેજ માર્ગ તમારે માટે અવશેષ છે તમારી સાથેના આ મારો વાર્તાવિનોદ પણ આપણી મિત્રતાનુજ પ્રતિબિમ્બ છે બાકી તો તમારો નકારાત્મક પ્રત્યુત્તર મળતાજ તમને બદીવાસ આપવાની મને આજ્ઞા છે"

'અફ્ઝલખાન ! બાદશાહનુ જો આપનેજ એ પ્રમાણે ફરમાન છે તો હુ અત્રેથી પુન રામરાજાના સૈન્ય શીબીરમા પ્રસ્થાન કરૂ એટલી કૃપા આપ દર્શાવશો તોજ હવે મારી આપત્તિનો વિનાશ થાય એવો સભવ છે, એટલે એક રીતે મારા મરણ જીવનનો પ્રશ્ન તમારી દયા ઉપર અવલબેલો છે હવે તમે જેમ ફરમાવશો તેમ વર્તવા હુ તૈયાર છુ. તમે મને શી તસ્લાહ આપો છો ? તમે હિંદુઓમા ઘણો

કાળ ગાળ્યો છે અને અમારા રીતરીવાજોના સપૂર્ણ માહીતગાર છો એક આર્ય કન્યા મુસલમાન પુરૂષને વરે એ અધર્માચાર શુ કોઇપણ પ્રકારે શિષ્ટ છે ? અને બાદશાહના શિબિરમા કન્યાને બળાત્કારે મોકલુ તે પણ અનિષ્ટ છે."

"જો મારા એકલાના હાથમાજ એ સત્તા હોત તો તમને હુ બાદશાહના ભયથી વિમૂક્ત થવા રામરાજાના સૈન્ય શિબિરમા અવશ્ય પુન પ્રસ્થાન કરવામા બાધા ન કરત પરતુ શોકપ્રદ ઘટના એ છે કે તમારા ફરતુ વિજાપુરનુ સૈન્ય ફરી વળેલુ છે અને હાલમા પણ તમે એના એક પ્રકારના કારાગૃહનિવાસી છો તો પછી હુ તમને શી રીતે બંધનમૂક્ત થવા દઉં હું જો તમને બધનમૂક્ત થવા દઇશ તો તમારી દુર્દશાની મારા સબધમા પણ પુનરાવૃત્તીજ થશે આવા વિપ્લવકાળમા તમને શી સલાહ આપવી તે પણ મહાભયકારક વાત છે એટલા માટેજ મે તમને દેશ અને ધર્મનો વિનાશ ન કરવા વિનવ્યા હતા. દેશદ્રોહી અને ધર્મભ્રષ્ટ મનુષ્યોને પોતાની ઉત્તરાવસ્થામા કેટલો અનુતાપ થાય છે. તેનુ હું પ્રત્યક્ષ દ્રષ્ટાંત છૂ અને તેથીજ મારૂ હૃદય અત્યારે શોક અને પાપથી પ્રજ્વલીત હોવાથી તમને ધર્મરક્ષણાર્થે સ્વર્ગગામી થવાનો ઉપદેશ આપવાની ધૃષ્ટતા કરી શકુ છુ."

"ઠીક છે અફ્ઝલખાન હું બાદશાહની આજ્ઞા સબધે મારો અતિમ નિર્ણય મારી પુત્રી સાથે આ સબધે વાદ કર્યા પછી આપને જણાવીશ" મોરોપતે ઉત્તર આપ્યો.

"તો કાલે પ્રભાતકાલ પર્યન્ત હું ગમે તે પ્રકારે શાતી રખાવીશ, અને બાદશાહને તમને બદીવાસ આપતો અટકાવી રાખીશ."

અફઝલખાને અહીં ઉત્તર આપ્યો અને તે પુન અત્રે બનેલા વર્તમાન કહેવાને બાદશાહ પાસે પ્રસ્થાન કરી ગયો મોરોપત એકલો પડયો. એકલા પડયા પછી તેના અંતઃકરણમા અનેકાનેક તર્ક વિતર્ક ઉદ્દભવવા લાગ્યા. પોતે ઉન્માદાવસ્થા ભોગવતો હોય એમ લાગ્યુ અને આવેશને વશ થઇ કેવી ભયકર ભૂલ કરી હતી તેનુ તેને યથાર્થ જ્ઞાન થયુ. અફઝલખાને બુદ્ધિમાન શત્રુ તરીકે તેને જે અપ્રતિમ ઉપદેશ આપ્યો હતો તેની વાસ્તવીક કિંમત હવેજ તેના સમજવામા આવી તેની વિચારમાળાના મણકા અતિતિવ્ર ગતિએ ફરવા લાગ્યા. "શુ મારે પુન રામરાજાને શરણે જવુ? મારી ટેક મૂકી દેવી કે પુત્રીને બળાત્કારે બાદશાહના રણવાસમા મોકલાવવી? ગમે તેમ પણ બાદશાહ વિધર્મી છે, હુ શુદ્ધ હિંદુ છુ તો કોઇપણ પ્રકારે આ ઘટના તો નજ ઉપસ્થિત થવા દેવી જોઇએ મે રગનાથને પણ બંદિવાસ આપી મહા અનર્થ કર્યો છે જો હાલ તેની સાથે વૈરભાવ ન કર્યો હોત તો આ ભયકર વિપત્તિ ક્ષણાર્ધમા વિદિર્ણ થઇ જાત, પરતુ હજીએ રગનાથનુ હૃદય મારે પ્રત્યે શત્રુતા દાખવી મારો દ્રોહ તો નહિજ કરે, ત્યારે તેને બોલાવી આ કાર્યની સલાહ પુછું? તેને બોલાવી શુ કહુ? મારી મૂર્ખતા કયા શબ્દોમા વ્યક્ત કરૂ? અરૂણાને શુ કહુ? નિર્દોષ અરૂણા! આ તારા મુર્ખ પિતાના પાપનુ પરિણામ તારે ભોગવવાનુ! હરિ! હરિ! હુ કેવો નરાધમ નિચ માણસ, મે મારો ધર્મ ખોયો, વડીલ બધુને કેદ કર્યો અને આ એકની એક કન્યા અરૂણા તેનો પણ મારી દુર્બુદ્ધિમાજ બલિ અપાવાનો. ગમે તે થાય રગનાથને બોલાવી મારે સલાહ તો લેવીજ જોઇએ.

"મુકુંદ ! મુકુંદ !" મોરોપતે બુમ મારી. "જી" મુકુંદે હાજર થઇ પ્રતિ ઉત્તર આપ્યો. "અત્યારેને અત્યારે રંગનાથને બંધન મૂક્તિ આપોને મારી પાસે હાજર કરો" થોડી ક્ષણોમાજ સિંહગઢનો વિજેતા સ્વામી—મોરોપતનો નરાધમ કારાગૃહવાસી—રંગનાથ ત્યાં દાખલ થયો. તેના નેત્રો લાલચોળ હતા. મુખપર ક્રોધની કરચોળીઓ પડેલી હતી ગર્વથી, ગૌરવથી મસ્તક આકાશમા વિહરતુ લાગતુ હતુ મોરોપતે રંગનાથને અવલોકતાજ વિનય કર્યો, "પધારો, રંગનાથ !"

"કેદીઓ પ્રત્યે મહારાજાનો આવો વિનય શોભાસ્પદ નથી" રંગનાથે કટાક્ષ કર્યો

"બંધુ રંગનાથ !" મોરોપતે અત્યંત દયાર્દ્ર વાણીથી કહ્યુ, "હુ મહારાજ નથી કિંતુ તમારો સેવક છુ. મદોન્મત્ત થઇ મે જે અધમતાની પરાકાષ્ટા કરી હતી તેના ભૂડા ફળ આજ હુ ભોગવુ છુ. મારી મુર્ખતા અપાર છે અને મે પાપકર્મની પરંપરા કરી છે. તમારો સેવક થવા પણ હું અનાધિકારી છુ તેણે તમને બંદીવાસ આપ્યો છે, પણ હવે એ કૃતઘ્નતાનુ વિસ્મરણ કરી મને સત્ય સલાહ આપો. અફઝલખાનને મે બાદશાહના દરબારમા સહાયતાની યાચના કરવા મોકલ્યો હતો પણ દુર્ભાગ્યે બાદશાહે એવો પ્રત્યુત્તર વાળ્યો છે કે જો મારી અરૂણા તેની બેગમ થાય તોજ તે મને સહાયતા આપવા તત્પરતા દર્શાવશે અને હુ તેના કથનનો પ્રતિકાર કરૂં તો બળાત્કારે પણ તે અરૂણાને લઇ જશે અને તે માટે તેમણે આપણી સર્વત્ર પોતાના સૈનીકો ગોઠવ્યા છે. હુ ગમે એટલો નીચ છુ છતા પણ મારી પુત્રી બાદશાહને વરે અને પિતાજીનુ અભિધાન અપવિત્ર થાય એ મને શ્રેષ્ટ ન લાગે તે સ્વાભાવીકજ છે માટે હવે શુ કરવુ તે સલાહ આપવા મે તમને

અત્રે નિમન્ત્ર્યા છે. મારા સમસ્ત સૈન્યના સત્ય અધિકારી આપ છો અને હુ પણ આપના સેવક છુ. મારા થએલા સઘળા દોષોને માફ કરો અને મારી અરૂણાને બચાવો"

"મહા અનર્થ થયો છે, વિજાપુરનું સૈન્ય જો સર્વત્ર ફરી વળેલુ હોય તો એમાથી નિવૃત્ત થવાનો એકપણ શિષ્ટ માર્ગ અવશેષ નથી તેમજ મુઠ્ઠીભર સૈનીકો લઇને વિજાપુરના સૈન્ય સાગર સામે થવુ એથી કોઇપણ પ્રકારે વિજય નથી ધર્મ તો અવશ્ય છેજ અને એ ધર્મ સાચવતા મૃત્યુ થાય તો આપણા પરમ સદભાગ્ય છે, માત્ર ચિંતા અરૂણાની છે યુદ્ધમા આપણો નિપાત થાય એનો સિદ્ધ અને શાશ્વત ભવિષ્ય છે, તો પાછળથી પણ મ્લેચ્છ સૈનીકો અરૂણાની ભયકર દુર્દશા કરશે" રગનાથે કહ્યુ

"એટલાજ માટે હવે હુ બાદશાહની સ્હાયતાનો અવરોધ કરવા ઉભો છુ. આપણા અતર વ્યવહારોમા પણ બાદશાહ આમ હસ્તક્ષેપ કરે તો એ અસહ્ય છે, ત્યારે હવે અરૂણાનુ રક્ષણ થાય એવો કયો માર્ગ અવશેષ છે? જો અરૂણાને પુરૂષ વેશે સૈનીકોમા રાખીએ તો સૈનીકો જોડે લઢતા લઢતા તેનો પણ કાળ થાય અને આપણે બધન મુક્ત થઇ મોક્ષ ભાગી બની શકીએ"

"પણ આ વ્યવસ્થા મને નિર્ભય લાગતી નથી, કારણ કે ભાગ્યની કુટિલતાથી જો અરૂણા પરાસ્ત થઇ તો પણ તેની ભુંડી ગતિજ થવાની માટે ગમે તેમ કરીને તેનો તો તારી કુટિલતાને પરિણામે કાળ થાય તોજ આપણી રજપુતોની પ્રતિષ્ઠા જળવાય તે સિવાય નહિ"

"હુ અરૂણાને બોલાવુ અને તેને સવ વાત નિવેદન કરૂ તો કેમ? તેની પણ શી ઇચ્છા છે તે આપણે જાણી શકીએ અને પછી જે માર્ગ અધિક નિર્ભય હોય તે માર્ગે પ્રયાણ કરીએ,"

રંગનાથે અનુમતિ આપી અને અરૂણા આવીને પિતાની સેવામાં ઉપસ્થિત થઇ મોરોપંતે ધીમે ધીમે તેને સર્વ વાતથી જ્ઞાત કરી તેનો અભિપ્રાય માગ્યો. થોડી ક્ષણો તેણે મૌનનું અવલમ્બન કર્યું અને પછી ધીરવાણીથી રંગનાથને ઉદ્દેશીને કહ્યું, "કાકાજી! પિતાજીએ મહામોટી ભૂલ કરી છે એ તો નિર્વિવાદ છે, પણ હવે તે ભૂલ ટાળવાનો અવકાશ નથી હું કોઇ પણ પ્રકારે દુશ્મનોને હસ્તગત થવાની નથી અને મારી માતાને લજાવવાની નથી જ્યાં સુધી મારી નસમાં આર્યરક્તનો સઞ્ચાર છે ત્યાં સુધી હું કદાપી પણ નિચતાનો સ્વિકાર કરવાની નથી હું આનંદપૂર્વક ચિતાપ્રવેશ કરીને મારો દેહ પાડીશ, તમે મારા દેહને અગ્નિમાં બાળી મૂકજો અને તેજ સમયથી અલ્લીઆદીલશાહનો નાશ કરવાના ભિષણ યજ્ઞમાં પ્રવૃત્ત થજો પિતાજીને તેમના દોષ માટે ઠપકો આપશો નહિ તેમણે ભૂલ તો કરી છે પણ હવે તેમને તેના કાર્યોનો પરિપૂર્ણ પરિતાપ થાય છે મારે માટે ચિતા તૈયાર કરાવો અને વિષ-જામ લાવો હું તે અવશ્ય આનંદપૂર્વક પી જઇશ હિંદુધર્મને રક્ષવા કાજે પ્રાણ પાથરીશ"

"અરૂણા! મારી પ્રિય અરૂણા! ખરેખર મારી મૂર્ખાઇનોજ તું ભોગ થઇ પડી છે છતાં તારા મુખમાં જે ઉત્તમ શબ્દ પ્રવાહ વહે છે તે માટે તારા જેવી પુત્રીનો પિતા હોવાથી હું મને ગૌરવવાન સમજું છું. બેટા! હજી પણ તારા રક્ષણની પૂર્ણત ચેષ્ટા કરીશ અને જ્યારે મારૂં સર્વબળ સંપૂર્ણ થશે ત્યારેજ તને ચિતાપ્રવેશ કરવાની આજ્ઞા આપીશ ત્યાં સુધી હું તારૂં પૂર્ણ રક્ષણ કરીશ બેટા! ભય કે ચિંતા રાખીશ નહિ."

"પિતાજી! મૃત્યુ એ મનુષ્યોની શાશ્વત ગતિ અને આત્માની પ્રગતિ છે, વળી આવા સત્કાર્યમા દેહ પડે એ મારા સદ્દભાગ્ય છે. મને જેટલો પહેલા આનદ હતો તેટલોજ અત્યારે પણ છે. મારો ઉત્સાહ મારામા વિદ્યમાન છે ધર્મરક્ષા કરતા પ્રાણાર્પણ કરવુ પડે તો મને જરા પણ ક્લેશ નથી કે શોક નથી અને હુ સદા સર્વદા નિર્ભય છુ માટે આપ સુખેથી યુદ્ધ વ્યવસાયનો આરભ કરો અને ધર્મમાર્ગને અનુસરો" અરુણાએ જવાબ દીધો અને તે પોતાના તબુમા પ્રસ્થાન કરી ગઇ અરુણાના ગયા કેડે રગનાથે પુન એક સૈનીકને ગુપ્ત અનુચર તરીકે શત્રુ સૈન્યની પ્રવૃત્તિ નિહાળવા મોકલ્યો તપાસ કરી આવતાં ખબર મળી કે મોરોપતના સૈન્યથી ચારગણુ સૈન્ય તેનો સહાર કરવા બાદશાહે રોકેલુ હતુ—પ્રયુ. પ્રભાતના ચાર વાગ્યાનો સમય થયો. પક્ષીઓનો કિલકિલાટ આજે વિ બાળાનુ સ્વાગત જેવો લાગતો હતો. વાયુની મદ લહર આવતી હતી એક બાજુએ મોરોપતના સૈનીકો સવાબદશામા ઉભા હતા. એક બાજુએ ચિતા રચવામા આવી હતી અરણે પ્રત્યક્ષ યમદેવનુ સ્વરૂપ ધારણ કર્યું હતુ વિજાપુરની દરમા ામા વાગના નગારા સિવાય અન્ય સ્વરનો તો સ ઉદ્ભવ પણ નહોતો અલ્પકાળમા અરુણા સસ્મિતવદને ત્યા ઉપસ્થિત થઇ અને પોતાના કોમળ કરથી સૈનીકોને ઉદ્દેશી કહેવા લાગી "મારા દેશભક્ત સૈનીકો! વદન છે! અભિનદન છે! તમને સ્વર્ગે જતી આ અરુણાન આજે હુ તમારાથી વિખૂટી પડુ છુ અને તે જગન્નિયતાના પરમ ધામમા વિશ્રામ લેવાને જાઉં છુ મારો દેશ મને પ્રાણપ્રિય છે તેની રક્ષા કરતા હું દેહ આપું છુ અને તમે પણ આપજો, એમ કહુ છુ મૃત્યુના સાર્થીઓને મરણનો ભય હોતો નથી, શૂર પુરુષ કદી સગ્રામથી રોતો નથી, પાછુ વળીને જોતા નથી

કે પોતાનું બિરદ ખોનો નથી સંસારમાં દરેકને શિરે મૃત્યુ તો છેજ, તો ભય રાખી કાયાનું રક્ષણ કર્યા કરવું અને અવિચળ સુજાએથી કર્મોનું ઉલ્લંઘન કરવા વ્યર્થ પ્રયત્ન આદરવો તે અનર્થ છે અને અસમર્થ-જનોનો ઉપાલંભ અને દંભ છે. સંસાર અનિત્ય છે કાયાનો નાશ અનિવાર્ય છે માટે તે દેહનો દેશ યજ્ઞમાંજ ઉપયોગ થવો જોઇએ.

હિંમતના સરદારો! તમેજ મહારાષ્ટ્રના મહારથી છો મારો તમને એજ સંદેશ છે કે મૃત્યુથી ડરશો નહિ સંગ્રામથી પાછા ફરશો નહિ અને પૂર્વજોની કીર્તિને કલંકીત કરશો નહિ તો સ્વર્ગની અખૂટ સમૃદ્ધિ મેળવશો પિતાજીના રોષનું કેવું ભયંકર પરિણામ આવ્યું તે તમે જાણો છો પરંતુ તેથીએ પ્રજાને લજ્જા થયો છે, દેશદ્રોહનો બદલો કેવો વિપત્તિકર મળે છે તે તમે નિહાળ્યું છે અનુરાગ અને અનુતાપથી તમારા હૃદય પ્રજ્વલિત રહેતા હશે, પણ જો તમને મારી વાસ્તવીક લાગણી હોય તો તરવાર ખેંચી મારા મરણનો બદલો લેવા અત્યારેજ પ્રતિજ્ઞા કરો અને તમારામાં લોહીનો એક અંશ પણ હોય ત્યાં સુધી યવનરક્તના તરસ્યા બનો. હે! નરપુંગવો! વિદ્યાપુરના વિજયી રાજ્યનું સિંહાસન સ્થાપી આપણા પૂર્વજોએ આપણને આપેલું છે. શું તમે એવા હતભાગ્ય નિર્વિર્ય છો કે એ પુનીત દેશને રાક્ષસોના હાથમાં જવા દઇ કીર્તિનો નાશ કરશો? નહિ નહિજ, તમારાપર મને શ્રદ્ધા છે તમે વિર માતાપિતાના પુત્ર, વિરભગીનીના બંધુ અને વિરઅબળા-ઓના આત્માધાર છો તમારી નસેનસમાં આર્યરક્ત વહે છે, માટે યુદ્ધ સિવાય અન્ય શબ્દનો ઉચ્ચાર સરખો પણ કરશો નહિ હવે તો યુદ્ધ! યુદ્ધ!! અને યુદ્ધ!!! જીવન રહેશે તો સ્વદેશને માટે. મૃત્યુ થશે તો સ્વદેશને માટે. એ નિશ્ચય કરો અને એ નરાધમ બાદશાહ

પાસે મારા મરણનુ વૈર લેવા તત્પર થાઓ. પિતાજી! આપને પણ હવે અંતિમ વંદન!" કહી અરૂણાએ વિષનો જામ પી લીધો વિષ એટલુ પ્રાણઘાતક અને વિપુલ પ્રમાણમા હતુ કે ત્વરીતજ તેને તેની અસર જણાવા લાગી, તેણે સ્વહસ્તેજ ચિતામા જાતને સ્થાન લીધુ અને ફરી કહ્યુ, "આર્ય ધર્મના ઉદ્ધાર કાજે હુ આ ચિતા સ્વિકારૂ છુ આ ચિતાના તણખેતણખામાથી એવો ભયકર અગ્નિ પ્રજ્વલિત થશે કે યવનધર્મ અને યવન પ્રજાનો સર્વ નાશ થશે એ ઇશ્વરનો આદેશ છે" ચિતા સળગાવવામાં આવી તરતજ તે બેશુદ્ધ થઇ ઢળી પડી. ચિતા એકદમ પ્રજ્વલિત થઇ અને એક ક્ષણમા તો તેનો આત્મા અજરામર આત્માભિરામના આનદમય આવાસમા પ્રયાણ કરી ગયો. અરૂણાની આત્મવિહિન દેહ ચીતામા મૂકી, તેની જ્વાળાએ આકાશમા જઇ પ્રજાને ઉદ્દેશી કહ્યુ —

"અબળા અરૂણા આજ આ થઇ ભસ્મ સ્વર્ગે જાય છે,
ભારત દશાનુ હાય! આ શુ ભાન તમને થાય છે?
જાગો હજી વિર! અપ્સરા સ્વર્ગે ઉભી સત્કારતી,
જ્વાળા ગગનગામી બની સમશેર લ્યો પોકારતી.
કાયા તજો માયા મૂકી તમ ધર્મ રક્ષા કારણે,
ઓ હિદુઓ! આવો મરી કિરતારને પ્રિય બારણે."

પ્રાત:કાળનુ સહજ આગમન થયુ દેશભક્તિની વેદીપર અરૂણાનુ બળીદાન દેવાયુ આર્યાવર્તના સદભાગ્યનો એક પ્રકારે અરૂણોદય થયો 'નૃસિહ ભગવાન'ના વિજયઘોષ સાથે સૈન્ય સગ્રામે ચઢ્યુ યુદ્ધનો આરભ થયો રણક્ષેત્રે પ્રત્યક્ષ ક્રૂરતાનુ સ્થાન લીધુ.



ચિત્ર ૬૬ વિનાશિની વામા



‘ આર્ય રમા ’

આર્યતાની પરમમુર્તિ, ગૌરવનો અપ્રતિમ અવતાર અને વિરતાની પ્રતિકૃતિરૂપ વનનાએ ધર્મને માટે મત્યુનો સાદર સત્કાર કર્યો

પ્રકરણ ૯૪ મું ।

# પ્રકરણ ૨૪ મું.

## વિનાશીની વામા અથવા રામરાજાનો સર્વનાશ.

યુદ્ધનો વ્યવસાય ચાલુ હતો મોરોપતના સૈન્ય સાથે વિજાપુરના બાદશાહનું સૈન્ય લડી રહ્યું હતું એ ખબર મળતાંજ રામરાજાએ પોતાના સૈન્યને સાવધાન રહેવાની સુચના આપી અફઝલખાન બાદશાહ પાસેથી સીધો રામચંદ્રદેવ પાસેજ ગયો હતો અને યુદ્ધમાં પોતે કેવો પ્રપંચ કરશે તે સબંધી એક સંદેશ એક અન્ય અનુચર સાથે બાદશાહને કહાવી દીધો હતો. અફઝલખાને એ યુદ્ધના રામરાજાને વર્તમાન આપ્યા અને કપટભાવથી કેવળ મનસ્વીકથા ઉપસ્થિત કરી કહ્યું, "મહારાજ ! આપ સર્વને મોરોપત દેશદ્રોહી લાગે છે પણ તેણે આપની અપૂર્વ સેવા બજાવી છે અને તેથીજ અત્યારે તે સામે તીરે શત્રુ સાથે સગ્રામ ચલાવી રહ્યા છે વિજાપુરના વિશાળ સૈન્ય સમુહ સામે મોરોપતના અલ્પ સૈનીકો મહાસાગર સમીપ જળબિંદુ સમાન ન્યુન છે માટે તેને સહાયતા આપવા આપણે સૈન્ય મોકલવુંજ જોઇએ નહિ તો અંતે મોરોપતની અને તેના સૈનીકોની પાયમાલીજ થશે માટે હવે આપણે સર્વ સૈન્યને સામેપાર મોકલવું એજ આવશ્યક અને આવકારદાયક છે"

"અફઝલખાન ! તમારૂં કથન અનાદરણીય નથી પણ આ કિનારે લક્ષ સૈનીકોની તો અવશ્ય જરૂરજ છે જો તમે પોતે તમારા સૈન્ય સાથે અત્રે રહેવાને તત્પર હો તો હું આજપળે સૈનીકોને અત્રેથી પ્રસ્થાન કરવાને આજ્ઞા આપું છું"

"નામદાર ! મારૂ સૈન્ય કેટલુ બળવાન છે એ તમારાથી અજ્ઞાત નથી તેની આમ સ્હાયતા તજી દેવામા કશો લાભ નથી, પછી જો મારૂ અહીં રહેવુજ અધિક હિતાવહ હોય તો હુ આપની આજ્ઞા માનવા સજ્જ છુ" અફ્ઝલખાને કપટપૂર્વક પોતાના ઉપરોક્ત શબ્દો ઉચ્ચાર્યા

"બસ ત્યારે હવે તમે અહીંજ રહો હુ લસ્કરને પ્રસ્થાન કરવાની આજ્ઞા આપુ છુ" રામચદ્રદેવે અફ્ઝલખાનની કપટજાળનો ભોગ થતા જણાવ્યુ અને સમીપ બેઠેલા અર્જુનદેવને આજ્ઞા આપી, "અર્જુનદેવ ! સૈન્યને એકદમ સામે પાર ઉતરવાની આજ્ઞા કરો"

રામચદ્રદેવની આજ્ઞા થતાજ અસખ્ય નૌકાઓ સરિતામા દ્રષ્યમાન થવા લાગી તો પણ સઘળુ સૈન્ય સામે તીરે જતા બરાબર પાચ કલાકનો અવસર ગયો ત્યા મોરોપત અને અલીશાહના સૈન્યનુ યુદ્ધ ચાલતુજ હતુ એકમેક પક્ષના શુરવીર સેનાનીઓના તિવ્ર પ્રહાર અરસપરસ એક બીજાને ભેદી નાખતા હતા પાચ કલાકના અવસરમા તો આદીલશાહના સૈન્યે મોરોપતના સૈન્યનો ધાણ વાળી નાખ્યો પચાસ હજાર સૈનીકોમાથી માત્ર એકસો ત્રેપન સૈનીકો અવશેષ રહ્યા તે પણ તેના બદીવાન તરીકેજ અવશેષ રહેવા પામ્યા મોરોપત અને રગનાથ અતુલ શૌર્ય દર્શાવી અને રણમા પડયા, અને બાદશાહની વિજયપતાકા આકાશમા વિહરવા લાગી મેદાનમા અસખ્ય હિદુ મુસલમાન વીરોના શીર હિન શબો દ્દષ્ટીગોચર થવા લાગ્યા જ્યા ત્યા ધવાએલા, લોહીથી વહેતા અનેક શરીરના અગો દેહથી વિરક્ત થઇ પડેલા હતા કેટલીક નિચેતન કાયામા તો પ્રાણ હતો અને તેઓ મૃત્યુભજનુ વિચિત્ર નૃત્ય કરતી દેખાતી હતી એકદર અવલોકનાર ગમે એવા વજ્ર દેહના પાષાણના હૃદયનો હોય તો પણ તેનામા દયાનો સચાર થતો હતો. સસારની નિ:સારતા તો જાણે

ત્યા પ્રત્યક્ષ અવતરેલી હતી અને મોહમાયામા મસ્તાન બનેલા માનવીઓને મુગો પણ અસરકારક, હૃદયસ્પર્શી પણ ક્ષણજીવી ઉપદેશ આપતી ભયનુ સામ્રાજ્ય પુર્ણત વ્યાપેલુ હતુ ગીધ, ઘુવડ, સમડી આદી પ્રાણીઓ પોતાને મળેલા ભક્ષથી આનદીત થઇ એક સ્થાનેથી બીજે સ્થાને જતા નીરખી શકાતા હતા રામરાજાનુ સૈન્ય એટલા અવકાશમા ભોજન કરી તૃપ્ત બની યુદ્ધ કરવા સજ્જ થયુ, અને આગળ વધવા લાગ્યુ જેમ તે આગળ વધી અદૃષ્ય થયુ તેમ અફઝલખાને પણ પોતાના સૈનીકોને સરિતા ઉતરવાની આજ્ઞા આપી રામરાજાનુ સૈન્ય આગળ વધ્યુ અને જ્યા મોરોપતના સૈન્ય સાથે સગ્રામ થયો હતો ત્યાજ અટક્યુ આ વખતે સાઝે ત્રણેક વાગ્યાનો સમય થયો હતો એટલામા સામેથી ચદ્ર તારાથી અકિત શ્વેતપતાકા આવતી દૃષ્ટિગોચર થઇ એક તરફથી 'અલ્લાહુ અકબર' અને એક તરફથી 'હરહર મહાદેવ'ના સ્વર્ગને ડોલાવી નાખનાર ધ્વની ઉઠયા થોડીજ ક્ષણોમા બન્ને સૈન્યનો ભેટો થયો અને પ્રબળતાથી વજ્ર પ્રહારો થવા માડયા ઘાયલ પુરૂષોની કારમી ચીસો અને વિરતા ઉત્પાદક જીવત માનવીઓના ધ્વનીથી રણસગ્રામ ગર્જી રહ્યુ! સમશેરોનો ખણખણાટ, બદુક આદીના કર્ણભેદક અવાજ અને અન્યાન્ય શસ્ત્રોના ઘર્ષણથી ઉપજતા શબ્દ રણસગ્રામને વિશેષ ભયાનક બનાવતા હતા રામરાજાનુ પણ સૈન્ય ઘણુ વિશાળ હતુ અને સામે વિજાપુરના સૈન્યમા પણ મનુષ્યોની વિપુલતા હતી બન્ને પક્ષમા મહાન શુરવીર યોદ્ધાઓ વિદ્યમાન હતા એટલે યુદ્ધ પ્રચડ બળથી ચાલતુ હતુ મહારાષ્ટ્રની ભૂમિમા થએલા યુદ્ધોમા આ સગ્રામ દક્ષિણ ભારતના ઇતિહાસમા ચિરકાલ ટકી શકે એવો હતો સૈન્ય એટલા બધા પ્રબળ જોરથી યુદ્ધ કરવા લાગ્યુ કે થોડાજ સમયમા અગ્રભાગના સૈનીકો પરમાત્માના પરમ

ન્યાયાલયમા પોતાના યોગ્યાયોગ્ય કાર્યનો ઉત્તર આપવા પહોચી ગયા ત્યા તરતજ રામરાજાનો અને અલ્લી આદીલશાહનો ભેટો થયો, રામરાજાને નિહાળતાજ યવનસેનાએ એવો પ્રચડ હુમલો કર્યો કે પ્રથમ આક્રમણેજ રામરાજાને પરાસ્ત થવાનો પ્રસગ આવ્યો પરતુ પાછળથી ત્વરીતજ અર્જુનદેવની સ્હાયતા આવી પહોચતા રામરાજા નિર્ભયપણે પોતાનુ ગૌરવ રક્ષી શકવાને સદ્ભાગ્યવાન નિવડયો અને ક્રોધપૂર્વક ધીમે ધીમે પાછા હઠતા મિત્ર બાદશાહને ઉદ્દેશી બોલ્યો, "ઓ નિર્લજ નિમકહરામ બાદશાહ ! તારૂ રાજ અને વિજાપુરનુ સામ્રાજ્ય વિદ્યાપુરના શુરા સૈનીકોની અસ્થિપર ચણાએલા છે તે સ્થળે પદારોપણ કરી સગ્રામ કરનાર ઓ અધમ શયતાન ! બદમાસ બેઇમાન ! નક્કી માન કે તારો નિધનકાળ સમિપ આવ્યો છે તે સિવાય તને આવી દુર્બુદ્ધિ સૂઝે પણ નહિ અને મારી સામે આક્રમણ કરવા તુ પ્રેરાય પણ નહિ, પણ અવશ્ય માનજે કે આ તારા કુટિલ સગ્રામમા તને લેશપણ વિજય મળનાર નથી, તારૂ કમભાગ્ય ટળનાર નથી અને તે ધારેલી મહત્વાકાક્ષા કદીપણ ફળનાર નથી, જો તુ જીવત દશામા મારો બદીવાન થયો તો તારા ભુડી રીતે પ્રાણ લઇશ ત્યારેજ મને શાતી વળશે ઓ નરાધમ ! આપણી સ્વાર્થ પિપાશા ખાતર શા કાજે આ શતાવધી સૈનીકોનો વિનાશ કરાવે છે આવ ! બાદશાહ ! બળ હોય તો મારી સામે આવી આ શેરની સમશેરનો સ્વાદ લઇ તારૂ વેર તૃપ્ત કર" રામરાજા આ શબ્દો બોલી રહ્યો હતો પણ તેને ખબર નહોતી કે તે જે સ્થિતિ અલ્લીઆદીલશાહની કલ્પતો તેજ દશા તેની પોતાની થવાની હતી તેને સ્વપ્નેયે ખબર નહોતી કે પોતાની રક્ષા ખાતર પાછળ ગ્રખાએલા લક્ષ સૈનીકોથીજ પોતાનુ મૃત્યુ થવાનુ હતુ તેના મનમા રચાતા વિચારો એજ સ્થિતિમા નાશ પામવાના હતા.

દુરાત્મા પ્રાબલ્ય ! ભારતવર્ષપર તારી કુદૃષ્ટિ થવાની હતી. વિદ્યાપુરના પ્રાચીન સામ્રાજ્યના સૌભાગ્યનો નાશ થવાનો હતો થોડાજ કલાકોમા વિદ્યાપુરના ગગનચુમ્બીત મહાનગો અગ્નિમા બળી ખાખ થવાના હતા, અને તેની સકલ જાહોજલાલી-કાંતિધન કરમાઈનાશ પામવાનુ હતુ

માણસોથી ઉભરાઈ જતા રાજમાર્ગપર કુતરા, ગૃધ અને શિયાળોની પ્રબળ વસ્તી થવાની હતી મહાલયના દ્વાર યવનસૈનીકોના પ્રહારથી તૂટવાના હતા અને તેની સર્વથા અવદશા થવાની હતી રાજમહાલયપર ફરફરતી ભગવીપતાકા મરણુ પામી તે સ્થાને અર્ધચદ્રાકીત શ્વેતપતાકા ઉડવાની હતી અમરાપુરીવત વિદ્યાપુરી સ્મશાન દશામા પરિવર્તન પામી આર્ય ગૌરવની આદશતાનો અત આણવાની હતી નૃસિહ ભગવાનના સર્વ મદિરોના ચુરેચુરા થઇ જવાના હતા જ્યા વેદમત્રોના ઉચ્ચાર થતા હતા, જે યજ્ઞકુડમા પવિત્ર ઘૃત આદીની આહુતી અપાની તનો વિલય થઈ ત્યા અગ્રાહ્યપદાર્થો પડવાના હતા જ્યા કામળ કુસુમોની મનોહર સુવાસ પ્રસરાતી, ત્યા ગૌમાતાના રક્તનો અભિષક થવાનો હતો પણ આ સઘળુ કાળરાક્ષસનુ ભાવીનાટક મદોન્મત રામચદ્રદેવ શી રીતે જાણી શકે ?

રામરાજા આ શબ્દો બોલતો હતો પણ તેને સ્વપ્નેયે માહીતી નહોતી કે પાતાના શબ્દો સર્વથા નિષ્ફળજ નિવડનાર છે રામરાજાના આવા ઉગ્ર શબ્દો સાખ્યા રહેવા જેટલી દુર્બળતા અલ્લી આદીલશાહના અત કરણમા નહોતી તેણે પણ રામરાજાને તેવોજ કટાક્ષપૂર્વક ઉત્તર આપતા જણાવ્યુ, "રામરાજા ! જેમ દીપકનો લય થવાનો હોય ત્યારે તેનો પ્રકાશ વધારે પડે છે, ઘનઘોર અભ્રો છવાએલા હોય પણ વૃષ્ટિ થવાના ક્ષણુ પહેલા ઘણો ઝગઝગાટ થાય છે, તેમ તારા આ શબ્દો તારો મૃત્યુકાળ કેવળ સમિપ હોય એમ સ્પષ્ટ પ્રતીતિ આપે છે ઓ ચડાળ ! તુ મને બદી.

વાન બનાવી મારી દુર્ગતી કરવા ઇચ્છે છે પણ તારાજ આત્માનો અને કયાના સદાકાળને માટે વિયોગ થવાનો અવસર પાસે છે. વિદ્યાપુરના રાજપુરષોથી કદી વિજાપુર આયુષ્યમાન થયુ હોય તો પણ તેથી વિજાપુર વિદ્યાપુરનુ ગુલામ નથી, તેમ તારી સાથે પણ યુદ્ધ કરવાની મને આવશ્યકતા નથી જે મનુષ્ય મારા સૈન્યની સામે ટકી શકતો નથી તે માણુસ મારી સાથે યુદ્ધ કરવાની આકાક્ષા રાખે એ નીર વલોવી ધૃત પ્રાપ્ત કરવા જેવુ છે ઓ કાફર રામરાજા! થોડાજ વખતમા હુ વિજાપુરનો સમ્રાટ અલ્લી આદીલશાહ મારી તલવારથી તને હાર કરીશ, તારા દેહનો સહાર કરીશ, અને વિદ્યાપુરના તારા મહાલયમા વિહાર કરીશ. તારી સર્વ કીર્તિને ચીરી નાખીશ અને તારા મહાલયની રાણીઓને મારી બેગમ બનાવીશ રામરાજા! મુસલમાનો તારા જેવા કાયર નથી તેઓ રણધીર, ગભીર અને શુરવીર છે તેમની તલવારો દુશ્મનોને મારવા સૃજાએલી છે મૃત્યુ તો અમારો ખેલ છે ધર્મને માટે રણમા પડી સ્વર્ગે જવાનુ સાચા મુસલમાન બચ્ચા છોડશે નહિ અને પોતાનો આત્મા અધર્મ માર્ગમા જોડશે નહિ, તારા જેવા વિધર્મીને તે કદી છોડશે નહિ અને હિદુઓનો વધ કરવાની પોતાની પ્રતિજ્ઞા તોડશે નહિ રામરાજા! અમે થોડાજ સમયમા તારો અને તારા રાજ્યનો નાશ કરી આ મુસલમાની ધર્મનો જયજયકાર વર્તાવીશુ, મહારાષ્ટ્રમાથી તારા ધર્મનો ઉચ્છેદ કરીશુ અને સદાકાળ માટે અમારા રાજ્યની સ્થાપના કરીશુ તુ મહાન યોદ્ધો કહેવાય છે પણ જ્યારે આ નરકેસરીના હાથમાથી વિજય પ્રાપ્ત કરી શકે ત્યારેજ હું જાણીશ કે તુ સાચો શુરવીર છે ઓ શયતાન! તું જો કે તારા મદિરોનો આવતી કાલેજ નાશ થાય છે અને તે પર અમારી ધ્વજા ફરકતી નીરખાય છે કે નહિ ”

આમ ઉભય નરેશોએ અન્યોન્ય પ્રતિકટાક્ષ કરી કહ્યું સંધ્યાકાળ થયો પણ સંગ્રામ અટકયો નહિ અને રાત્રીએ બીજા પ્રહરે યુદ્ધ અટકયું રામ-રાજાના સૈન્યે એક એવું આક્રમણ કર્યું કે વિજાપુરના સૈનીકોને પાછા હઠવાની ફરજ પડી રામરાજાનું સૈન્ય આગળ ધસ્યું પણ આગળ જતા કાંટાની વાડનો એક એવો નાનો કોટ આવ્યો કે ત્યાં અનિચ્છાએ રામરાજાને અટકવું પડયું. રાત્રીના સમયમાં એ કટકકોટ કયાં પર્યન્ત વિસ્તરેલો છે તે નિરખી શકાયું નહિ એટલે વિદ્યાપુરના સૈનીકો સશસ્ત્ર દશામાં ત્યાંજ સ્થભ્યા અફ્ઝલખાને સેનાપતિ અર્જુનદેવના નામથી તે સૈન્યમાં એવી આજ્ઞા ફેલાવી દીધી કે જેથી તુંગભદ્રાની પેલી પાર રણાંગણમાંથી એક લક્ષ સૈનીકો ઉપડી ગયા અને તેનું સ્થાન અફ્ઝલખાને તુંગભદ્રાની પેલી પાર રાખેલા પોતાના સૈન્યવડે લીધું આ ઘટનાની રામચંદ્રને માહીતી તો થઈ પણ યુદ્ધનો પ્રસંગ હોવાથી તે કાંઈ બોલી શકયો નહિ અને આ કાર્ય અફ્ઝલખાનની નિમ્ન યુદ્ધવૃત્તિને આભારી ગણી તેણે તેનો પ્રતિકાર કર્યો નહિ તેની કુટિલતા શુગ્નીર પણ ભોળા રામરાજાના હૃદયમાં વસી શકી નહિ જરા જ । સૂર્યનો પ્રકાશ નીકળતા રામરાજાએ કટક કોટનો નાશ કરાવી સૈનીકોને આગળ વધવાની આજ્ઞા આપી. બન્ને સૈન્ય સાગરો સામ સામે ગોઠવાયા રામરાજાએ પોતાના પૂર્વ પશ્ચિમના સૈનીકોને ઉત્તર દિશાએ વધવાની આજ્ઞા આપી આ સ્થાન અત્યારે અફ્ઝલખાનના સૈનીકોથી પુરાએલું હતું આ પ્રમાણે સૈન્ય વધતાંજ રામરાજાએ પોતાના હરોળના સૈનીકોને યુદ્ધ કરતા ધીમે ધીમે પાછે પગલે હઠવાનો હુકમ આપ્યો આ પ્રમાણે થવાથી પ્રતિ પક્ષીઓનું સૈન્ય પરાસ્ત થયું છે ગણી વિજાપુરના સૈન્યે એક ગંભીર આક્રમણ કર્યું. વિજાપુરના સૈન્યની દક્ષિણે પૂર્વે અને પશ્ચિમે રામરાજાનું

સૈન્ય હતુ ઉત્તર દિશાની હાર રોકી વિજાપુરી સૈન્યને પાછા હઠતા અટકાવવાનો રામરાજાનો પ્રયાસ હતો પણ સ્વામીદ્રોહી અફ્ઝલખાને રામરાજાની દક્ષિણે પોતાનુ સૈન્ય ઉપસ્થિત કરી રામરાજાને પાછો હઠતો અટકાવ્યો રામરાજાની પૂર્વે પશ્ચિમે અને દક્ષિણે અફ્ઝલખાનનુ સૈન્ય આવ્યુ અને ઉત્તર ભાગે બાદશાહના સૈનીકો હતા પળવારમા યુદ્ધનો રગ બદલાયો અને અફ્ઝલખાનના સૈન્યે રામરાજા તથા અર્જુનદેવ આદીના શરીરપર શસ્ત્રાસ્ત્ર સચાલન કરવાનો પ્રારભ કર્યો, આ દેખતાજ રામરાજાના ગાત્રા શિથીલ થઈ ગયા અને માત્ર અર્ધાજ કલાકમા રામરાજાના સઘળા સૈન્યનો નાશ થયો પ૬૭ સો સૈનીકોને કેદી બનાવી અફ્ઝલખાને રામરાજાને કેદ કર્યો તેને જોતાજ અલ્લી આદીલશાહે તેના શીરપર તલવાર ચલાવી પણ તેનો પ્રહાર થાય તે પહેલા અલ્લી આદીલશાહના દરબારમા નવીનજ આશ્રીત થએલા ગોવિંદે પોતાની સમશેર શાહપર એવી પ્રાણઘાતક રીતે વાપરી કે અલી આદીલશાહ બેશુદ્ધ થઈ પૃથ્વીપર ઢળી પડયો ગોવિદપર અસખ્ય સમશેરોના પ્રહાર થયા અને તેનો આત્મા પ્રભુને પથે પરવરી ગયો યુદ્ધ સમાપ્ત થયુ કે અફ્ઝલખાને જાનેજ સામે તીરે પડેલા સૈનીકોને અને સેનાધિપને જઇ ઉદ્દેશીને કહ્યુ કે 'વિજાપુરનો સપૂર્ણ પરાજય થયો છે માટે મહારાજા તમને શસ્ત્રાસ્ત્ર અત્રેજ છોડી બોલાવે છે"

ભોળા રજપુતોએ ચડાળ અફ્ઝલખાનની વાણી સત્ય માની પણ જેવા તેઓ સઘળા રણસગ્રામને સ્થળે ગયા કે તેમનાપર તિડોના ટોળા તૂટી પડયા અને એક પણ મનુષ્યને આયુષ્યવાન રાખ્યો નહિ યુદ્ધનો અત આવ્યો. દુર્ભાગી હિદુસ્થાનના કિર્તિધનરૂપ વિદ્યાપુરનુ પતન થયુ રણક્ષેત્રમા મુસલમીન પતાકા ઉડવા લાગી અફ્ઝલખાને રામરાજાને

ત્વરીતજ બંદીવાનની દશામા વનવિહાર મોકલી દીધો, અને વિજાપુરના સવ ગૃધ સૈનીકોને નિષ્પ્રાણુ વિદ્યાપુરનુ માસ અને અસ્થિ ચુથવાની આજ્ઞા આપી આ વર્તમાન મળતાજ વિદ્યાપુર નિવાસીઓએ પોતાને હસ્તે સ્ત્રીપુત્રોની કતલ કરી અને જબરી રસાકસી પછી પોતાનો પ્રાણુ છોડયો મહાલયમાની સવ રાજકુળની સ્ત્રીઓએ સમિપના સરોવરમા જળ સમાધિ લીધી રાજગઢના રક્ષકોએ પ્રબળ યુદ્ધ પછી પ્રાણુ આપી રાજગઢ મુસલમાનોને સોપ્યો વિદ્યાપુરના રાજગઢમા એક પણુ મનુષ્ય જીવત દશામા મળી શકયો નહિ મુસલમાન સૈનીકોએ રાજગઢ હસ્તગત કર્યો કે ત્વરીતજ તેમણે રણુવાસનો માર્ગ લીધો પણુ તેમને હતાશ થઇ પાછા ફરવુ પડયુ બીજો ત્રાસ કરવા માટે વિદ્યાપુરનો દ્રવ્યકોપ પસદ કરવામા આવ્યો વિજાપુરના સૈનીકોએ સ્વચ્છદતાથી સત્ર કોપ લૂટી લીધો અને બહાર આવી રાજમહાલયને આગ લગાડી, ગગનગામી રાજમહાલયની જ્વાળા આકાશમા વિહરવા લાગી અને ભારતની ભાવી પ્રજાને એક દિવસ આજ સ્થિતિ ભોગવવાની છે એની જાણે સૂચના ન આપતી હોય તેમ જણાવા લાગ્યુ વર્ષોની શિલ્પકળાથી શૃગારેલો અને અખુટ દ્રવ્ય ખરચી રચેલો મહાલય આમ પળવારમા નાશ પામ્યો વિદ્યાપુરના કુશળ ચિત્રકારોના અદ્ભુત કાર્યો ક્ષણુવારમા ધૂળ મળી ગયા જે સ્થળે સગીતના ગાનતાન થતા અને મહારાજા રામચદ્રદેવ રગરાગમા મહાલતા તે સ્થળ ગૃધ કે શ્વાનનુ વિશ્રામધામ થઇ પડયુ. પછી તેમની સમશેરોનો પ્રવાહ નગર નિવાસીઓના બગલાઓ ઉપર પડયો યથેચ્છ રીતે તેમણે સઘળુ ગામ પ્રજાળી નાખ્યુ અને વિદ્યાપુરનો—ભારતના એક પવિત્ર નગરનો અત આણ્યો. અતે નૃસિહ ભગવાનના મદિરો પણુ તેમની ક્રોધ જ્વાળામા ભસ્મિભુત થયા નૃસિહ ભગવાનની પ્રતિમા તોડી

ફેકી દેવામા આવી અને યજ્ઞકુડો અપવિત્ર કરી ગૌમાતાના પુનિત રક્તનો ત્યા અભિષેક કરવામા આવ્યો ઉપરાત શયતાનોચિત અત્યાચારો તેમણે કર્યા. સઘળુ દ્રવ્ય લુટી લીધુ પુન બીજે દિવસે પણ બાપદાદાથી ચાલતા આવેલા એજ ખાનદાન ધધામા પ્રવૃત્ત થયા અને નગરના નાના મોટા સઘળા ઘરો પ્રજાળી વિદ્યાપુરને વિરૂપ દશા આપવાના અતૂટ પ્રયત્નો કર્યા રામરાજાએ પોતાની કિર્તિ કાયમ રાખવા સુદર મહાલયો, કિર્તિ-સ્થમ્ભો ચણ્યા હતા પ્રલય રાક્ષસના પ્રચડ મુખમા તે સઘળાની આહુતી અપાઈ આ સ્થાને એક મોટુ વિશાળ નગર વસેલુ હશે કે કેમ એ પણ અજાણ્યા માનવોને માટે શકાનો વિષય થઇ પડયો ત્યા માત્ર એક સ્મશાનવત વિશાળ મેદાન દૃષ્ટિગોચર થવા લાગ્યુ આ સવ લૂટ લઈ સૈનીકો વિજાપુર પ્રસ્થાન કરી ગયા એક માસ પર્યન્ત પ્રજામા ઉત્સવ પાળવાની આજ્ઞા કરવામા આવી અને તે પ્રમાણે વિજેતા મનુષ્યો રગ-રાગમા એકતાન બન્યા ! શી મનુષ્યોની નિર્બળતા છે ? જેમ એક મનુષ્ય અથવા પ્રાણીનો નાશ થતા તેના આત્મીય વર્ગમા ક્લેશ અને શોક ઉદ્ભવે છે પણ ગૃધ્ર સમડી શિયાળ આદિ પ્રાણી પોતાનો જાણે દિપોત્સવી ઉત્સવ ન હોય તેમ આનદમા લીન થાય છે પોતાનાજ વર્ગના એક-પક્ષીનુ નિધન થયુ હોય તોપણ તેનુ માસ ભક્ષણ કરવામા તેઓ તત્પર બને છે. એવીજ દશા વિજાપુરમા પ્રવતતી હતી મનુષ્ય બધુને હણી તેમનુ એક પ્રકારનુ માસ ભક્ષણ કરવામાજ વિજેતાઓ પોતાની સર્વ શ્રેષ્ઠતા અને મહત્તા માનતા હતા શી માનવોની દુબળ દશા ? વસ્તુત વિદ્યાપુરનો વિનાશ થયો. અસ્તુ.

* * * * *

વનવિહારમા જે મહાલયમા રામચંદ્રદેવ રહેતો અને નોકરોપર સત્તા ચલાવતો તે રામચંદ્ર ત્યા આજ બંદીવાન તરીકે પડયો હતો તેનુ મન શાકથી, આર્યધર્મના ભાવી નિધનથી, સ્વકુળના સત્યાનાશથી, આત્મીય સ્ત્રી વર્ગના અનિષ્ટ કાલ્પનીક ચિતારથી અને પોતાની ભાવી દશાથી આકુળ વ્યાકુળ થઇ રહ્યું હતુ તેના મનની સ્થિતિ દર્શાવવા લેખીની સામર્થ્યવાન નથીજ આ સમયે વનવિહારમા અફ્ઝલખાન, પ્રભાવતી, ગંગા, અને અફ્ઝલખાને પોતાના મહાલયમાથી મોકલેલી અફ્ઝલખાનને વિજાપુર દ્રોહી બનાવનાર સ્ત્રી અને તેનો એક પુત્ર તથા રામરાજા એમ પાચ પ્રધાન વ્યક્તિઓ હતી પ્રભાવતી અને ગંગા રામરાજા આવે તે પહેલા સમીપના દરગાહમા ગયા હતા મધ્યાન્હકાળે અફ્ઝલખાને પોતાના સરદારોને એકત્રિત કરી એક સ્થાને બેસાડયા અને બંદીવાન રામરાજાને ત્યા આણવાની આજ્ઞા કરી

શોક કર ! રોઇલે ! ઓ વનવિહાર ! દુર્ભાગી વનવિહાર ! તારો રક્ષક આજ તારા સ્થાનમા નિર્ભયપણે મૃત્યને આવકાર દેવા આવે છે અહા ! શી ભાગ્યની કુરલીલા છે રામચંદ્રને યવન સૈનીકો ધક્કા મારતા માર્ગમા પાડી નાખી લાતોના પ્રહારથી ઉઠાડતા અફ્ઝલખાન સમીપ લઇ આવ્યા. રામચંદ્ર ક્રુદ્ધમુદ્રાએ આવીને ત્યા ઉપસ્થિત થયો થોડીવાર રહી અફ્ઝલખાને પ્રશ્ન કર્યો, "રામરાજા ! તે અનેક મુસલમાન સૈનીકોનો વધ કર્યો છે મુસલમાન ધર્મનો નાશ કરવા તારી સમશેર ઉપાડી છે છતા મુસલમાનો કાયમ છે બોલ ચંડાલ ! તને શી શિક્ષા કરવી જોઇએ ?"

"શિક્ષા તે કોને હોય પતિવ્રતાને કે પાખંડી વેશ્યાને ? એકવાર વિજાપુરના સ્વામીને ત્યાગનાર અને મારો આશ્રય લઇ મારા અન્નથી

પોષાઇ ઘુણુહરામી થનાર રાક્ષસ શિક્ષાને પાત્ર છે રામરાજા તો કેવળ નિર્દોષ છે તેને શિક્ષા શાની હોય ? આજ ભલે તુ વિજેતા છે તો મને તારી ઇચ્છામા આવે એવી શિક્ષાકર પણ જો તારો ઇશ્વર સાચો હશે, તારા ધર્મમા સત્યતાનો અંશ સરખોયે વિદ્યમાન હશે તો કિરતારના દરબારમા શિક્ષા તો તને થશે ઓ પાતકી અને ઘાતકી બેઇમાન અફ્ઝલખાન ! શુ મુખ લઇ તુ મને પ્રશ્ન કરે છે ! વિચાર કર, તારૂ રક્ષણુ કોણે કર્યુ ? તારી દેહને કોણે પોષી તેનેજ તુ આજે પુછે છે તને શુ શિક્ષા કરવી જોઇએ ? મારા સૈન્યમા અધિકારપદ પર રહી કાપટયથી મારો સર્વનાશ કરનારનેજ પ્રથમ તો શિક્ષા આપવાનો મારો અધિકાર છે ”

“મૃત્યુને માથે આવેલુ નિહાળી ભય ઉપસ્થિત થાય છે અને તેથી આ શબ્દો બોલાય છે તે અફ્ઝલખાનથી બરાબર સમજાય છે પરતુ આવા શબ્દોથી તારો વધ કરવાનુ કાર્ય બાકી રહેશે નહિજ ચાલ તૈયાર થા, મરવાને તૈયાર થા, હવે તારો અતકાળ આવી રહ્યો છે, પણુ જો હજી તુ મુસલમાન ધમ ગ્રહણુ કરશે અને વિજાપુરના બાદ-શાહનું વર્ચસ્વ સ્વિકારશે તો બાદશાહ તમને નાગરીક તરીકે નગરમા રહેવા દેશે. બોલ મૃત્યુ પસદ છે કે આયુષ્ય રાખવાનો અભિલાષ છે.”

“આકાશના ટુકડા થાય કે જગતને જગાડનાર ભાનુ નિષ્પ્રાણુ થાય, ચંદ્રમામાથી હળાહળ ઝેર વર્ષે કે સાગરનુ પાણી અમૃતવત મધુર થાય, પણુ રામરાજા પોતાની ટેક છોડવાનો નથી અને પોતાની દેહને પરધર્મમા જોડવાનો નથી તે મારૂ રાજ્ય લૂટી લીધુ, મારા પવિત્ર દેશનો વિનાશ કર્યો પણુ હજીએ હુ વિદ્યાપુરનો મહારાજ છુ ; હિદુ ધમનો શિરતાજ

છુ ! વિધર્મિઓને હુ અત કરણ પૂર્વક ધિક્કાર છુ અને ધિક્કારતો રહીશ. મારી નસોમા આર્ય રક્ત વહે છે અને તેમા જે ચેતન્ય છે એ પ્રભુના તેજ છે. તે તેજ વિદ્યમાન છે ત્યા સુધી મને મારા ધર્મનું અભિમાન છે, મને હવે જીવવામા આનદ નથીજ મારે મૃત્યુજ જોઇએ છે"

"ગભરાવાનું શુ પ્રયોજન છે ? તારે તે અવશ્ય મળશેજ પણ જો તને હવે જીવત રાખવામા આવે તો તુ શુ કરી શકે ?"

"ચિરી નાખુ, તારા જેવા પાપીઓના કાળજાને ચિરી નાખુ. અસખ્ય મ્લેચ્છોને તમારી જન્નતમા ધકેલી દઉ અને અનાર્ય ધર્મને આ દુનીયામાથી ઉખેડી નાખવા શક્ય તેવા સર્વ પ્રયત્નો સપૂર્ણ રીતે કરી તારી અને તારા ધર્મની પરિસમાપ્તી કરૂ તારા મહાલયોને બાળીને ભસ્મ કરૂ, તારા ધર્મ ગૃહો તોડાવી નાખુ અને દરગાહનો નાશ કરાવી જ્યા ત્યા મારા પવિત્ર ધર્મની ઘોષણા ગરજાવી દઉ એજ માત્ર મારા ભાવી જીવનનો કાર્યક્રમ રહેશે અને તેમ થયુ તો તુ અને તારો ધર્મ એ પ્રહરમા નિર્મુળ થશે. જ્યા સુધી મારા દેહમા પ્રાણ છે ત્યા પર્યન્ત કદી પણ હુ મુસલમાની ધર્મને સ્વિકારવાનો નથી, મારા ધર્મને માગ્વાનો નથી"

'ઠીક છે તો હુ જોઉં છુ કે કેવી રીતે તુ મુસલમાન ધર્મનો સ્વિકાર નથી કરતો" અફ્ઝલખાને રામરાજાને કહ્યુ, અને પછી એક અનુચરને ઉદ્દેશી ફરમાવ્યુ 'જા એક ગાયને અહીં પકડી લાવ, અને તેને ચીરી એક જામ રૂધિરનો તૈયાર કર"

આ શબ્દો સાભળતાજ રામરાજાના શરીરમા અદ્રષ્ય કપનો આવિર્ભાવ થયો, તેણે અફ્ઝલખાનને ઉદ્દેશીને કહ્યુ, "અફ્ઝલખાન'

કોઈ વ્યક્તિનો ધર્મભગ બળાત્કારે કરવો એ યુક્ત નથી, તેમજ મનુષ્યનુ ભુષણુ પણ નથી. તમારે મારો વિનાશ કરવો હોય તો આનદ પૂર્વક કરો પણ આવુ દુષ્ટ કાર્ય ન કરશો અફ્ઝલખાન ! અહીં તારા પર મે અસખ્ય ઉપકારો કર્યા છે તે જો તને યાદ હોય તો મારી આટલી વિનતીને માન આપી મને જે જોઇએ છે તે આપ–મને મૃત્યુ આપ–તારી તલવાર ચલાવ;'

"રામરાજા ! બળાત્કારથી તારો ધર્મ ભગ કરવો કે નહિ તે મારી સત્તા પર અવલબેલુ છે તેના વિચારનો તને અવકાશ નથી પણ તારો તો જરૂર ધર્મ ભાગવામા આવશેજ" અફ્ઝલખાને ઉત્તર દીધો

"ઠીક ત્યારે તે પહેલા હુ તને કહુ છુ તે સાભળ હુ તારો પિતા થાઉ છુ અને પ્રભાવતી એ તારી મા " રામરાજા આગળ બોલતો હતો આ વાક્યથી અફ્ઝલખાનની મુખરેખામા વિલક્ષણુ પરિવર્તન થયુ રામરાજાએ જે સ્ત્રીનો બુરખો ઉતારેલો હતો તે રાક્ષસિણી પણ ત્યા બુરખો સાથે લઈ વિદ્યમાન હતી, આ પરિવર્તનથી રખેને રામરાજાનો વધ રહી જાય એમ જાણી રામરાજાને બોલતો અટકાવી તેણે અફ્ઝલખાનને ઉદ્દેશી કહ્યુ, "આ પાપી પ્રપચ રચે છે એનો આજ પળે વધ કરો નહિ તો હુ મરૂ છુ" એમ કહી હસ્તમા કટાર લઈ તે ઉભી થઈ ગઇ

"આપણે એનુ કથન સાભળીએ તો શુ દોષ છે ?" અફ્ઝલખાને પૂછ્યુ.

"લ્યો હુજ ત્યારે મરૂ છુ" આટલોજ ઉચ્ચાર કરી તે રમણીએ પોતાનાજ કઠમા કટાર મારી પણ તે વાગે તે પહેલા અફ્ઝલખાને તેને

બચાવી લીધી અફ્ઝલખાનનો હાથ ચિરાયો, તેજ ક્રોધમા તેણે રામરાજાનુ શીર અને ધડ જુદા કરી નાખ્યા અને તેના રક્તમા હાથ ભરી તે વડે અફ્ઝલખાને પેલી સ્ત્રીને-રાક્ષમીણીને બુરખો ઓઢાડયો બુરખાનુ મૂલ્ય વિદ્યાપુર અને વિજાપુરના લાખો મહારથીઓના મૃત્યુ જેટલુ અકાયુ! એ અમળાનુ હૃદય આત્મમતાપથી હમવા લાગ્યુ ગયો! મહારાષ્ટ્રનો મહારથી મરાયો અને વિદ્યાપુરને વાસ્તવ વૈધવ્ય પ્રાપ્ત થયુ નુર-ઉન-નિસ્સા બુરખો ઓટી મહાલયમા ચાલી ગઇ રામરાજાની ધર્મપત્નિ વિશ્વ મોહિની પણ અફ્ઝલખાનના હસ્તમા પકડાઈ હતી, અફ્ઝલખાને તેને એક વૃક્ષ સાથે ઉંધે મસ્તિકે લટકાવી નીચેથી ચિતા સળગાવી તેનો પ્રાણ લીધો, છતા જરાપણ ડર્યા વિના "આર્યતાની પરમમૂર્તિ, ગૌરવનો અપ્રતિમ અવતાર અને વિસ્તારની પ્રતિકૃતિરૂપ તે લલનાએ ધર્મને માટે મૃત્યુનો સહર્ષ સત્કાર કર્યો "અર્થાત વિશ્વમોહિની પણ અને બળીને ભસ્મ થઇ પડી થોડીક ક્ષણો ગઇ કે પ્રભાવતી અને ગગા પણ આવી પહોચ્યા પ્રભાવતીએ આ ભયભિત દ્રષ્ય નિહાળ્યુ અને અફ્ઝલખાનને તે સબંધમા પૂછ્યુ, અફઝલખાને સર્વકથા પ્રભાવતીને નીવેદન કરી પ્રભાવતીએ ક્ષણવાર શોકથી મુક્તતા ધારણ કરી અને પછી કહ્યુ "અફ્ઝલખાન! ઘણા વર્ષોથી, ઘણા યત્નોથી, હૃદયના ગુપ્તભાગમા છુપાવી રાખેલી કથા આજ પ્રકટ કરૂ છુ હું ઘણા વર્ષ પૂર્વે રામરાજા સાથે ગુપ્તપણે પરણી હતી અને તેનાથીજ તુ અને તારી બહેન એમ બે સતાન જન્મ્યા હતા, તેમાથી તારી ભગિની કોઇ સ્થાને ગુમ થઈ છે પિતૃવધ કરી તે મહા અનર્થ કર્યો છે રામરાજા તારા એ પિતા થાય છે, અને તેનો વધ કરી તે મહાપાપ કર્યું છે પણ હવે તે મિથ્યા થનાર નથી વિદ્યાપુરનો સર્વનાશ થયો છે, તેમ ભવિષ્યમા વિધર્મીઓ મુસલમાનોના પણ ધર્મસ્થળનો નાશ કરશે. આજે હિંદુઓ

રહે છે આવતી કાલે મુસલમાનો રડશે અને આપણા દેશની વૃથા હાની થશે. ધર્મ તો સર્વે સરખા છે દરેક ધર્મનુ કેન્દ્ર તો ઇશ્વર છે સાધ્યમાં ભિન્નતા નથી સાધનમાં ભિન્નતા હોય તે માટે લડવાનુ કે દ્વેષ-કલેશ કરવાનુ શુ પ્રયોજન છે? મુસલમાન અને હિંદુ બન્ને ધર્મો પવિત્ર છે અરસપરસ બળાત્કારથી જે હિંદુ અથવા મુસલમાન પ્રતિધર્મીઓને સ્વધર્માવલબી બનાવવા ફરમાવે છે કે પ્રયત્ન કરે છે તે નરપિશાચ-શયતાન-છે, બન્ને ધર્માવલબીઓ પોતાનો સત્યધર્મ વિસરી ગયા છે. તેનીજ વાસ્તવ જાગૃતી કરવાની અનિવાર્ય આવશ્યકતા છે આમ પરસ્પર કલેશ કરવાથી હિંદુ અને મુસલમાનો ઉભયની શક્તિઓ ક્ષીણ થશે તો દેશની મહાહાની થશે અને કોઇ નવીન ધર્માવલબીનું વર્ચસ્વ તમારા ઉપર પ્રયોજાશે આજ જેમ મુસલમાનો હિંદુને અને હિંદુ મુસલમાનને પીડે છે તેમ બન્ને પ્રજા અન્ય ધર્માવલબીથી પીડા પામશે, ભારતવર્ષનું અધપતન થશે અને મુસલમાન સઘળા નિર્વિયપુતળા પેરે વર્તશે આ આગામી દશા અટકાવવી હોય તો હિંદુ અને મુસલમાનોએ પરસ્પરના ધર્મ-કલહોનો નાશ કરવો જોઇએ અને પરસ્પર સ્હાયતાથી વર્તી કાળક્ષેપ કરવો જોઇએ. જો તેમ ન થાય તો અવદશા તમારા શીરપર અવશ્ય છે આજ જે મુસલમાનો હિંદુઓને લૂટી લૂટી રંગરાગમા મસ્તાન છે તેના પુત્રો રસ્તે ભિક્ષુક થઇ રવડશે અને મરશે માટે પુન મારો ઉપદેશ છે કે ધર્મકલહોને ભૂલી જાઓ, પણ તે થવાનુ નથીજ, કારણ કે હજી હિંદુ અને મુસલમાનોમા અખુટ શરીરબળ છે તેમને પરસ્પર યુદ્ધો કરવા દો જ્યારે તેઓ અરસપરસ એકમેકનો વધ કરતા થાકશે ત્યારેજ તેઓ શાંત થશે, ત્યારે આ ભૂતકાલીન દશા માટે પસ્તાશે, પણ હાલ આપણી પાસે એવી કોઈ અદ્દભુત શકિત નથી કે જે આ મહાસાગર

[ચિત્ર ૮ મુ

વિનાશાના વામા



'આર્ટિસ્ટ [illegible]'

"અદજનખાને તે યુવતીને પૃથ્વીપર પટકી તેને પરલોક પથ ગામીની બનાવવા સમશેર ઉચકી

પ્રકરણ ૨૫ મુ ]

જેવી વિશાળ જાતીને એકત્ર કરે પરતુ અતે તે થશે અને તે ન થાય ત્યા સુધી કષ્ટ તો તમારા ભાગ્યમા છેજ હવે મારે અધિક કાંઇ કથવાનુ નથી મારી પણ જીભ ખેચાય છે અને નયને અધારા વળે છે અફ્ઝલખાન! બે બેવાર સ્વામીદ્રોહ કરી, વિશ્વાસઘાત કરી, તે પાપની પરાકાષ્ટા કરી છે" આટલુ બોને છે એટલામા તો વિધાપુર વિનાશીની નુર-ઉન-નિસ્સા અફ્ઝલખાનની રક્ષિતામાળા આવી તેને વળગી પડી. પ્રભાવતીએ નુર-ઉન-નિસ્સાને તેના જીવનનો કાળ કયા અને કેમ ગયો તે વાત પૂછી, પ્રત્યુત્તરમા તેણે સઘળી રામરાજાના દરબારમા બનેલી ઘટના કહી અને પોત અફ્ઝનખાન સાથે ગુપ્તરીતે પરણી છે અને હાલ તેને પુત્ર થયો છે એમ પણ સ્પષ્ટ કર્યું પ્રભાવતીના આખમાથી અસ્ખલીત અશ્રુધારા વહેવા લાગી તેણે મદમદ સ્વરે કહ્યુ, 'મહા અનર્થ થયો! અફ્ઝલખાન આ તારી સગી ભગિની અને મારી પુત્રી થાય છે. તમે બે ભાઇભગિની તે વરવધુ થયા મારી ગુમ થએલી પુત્રી અને રામરાજાથી અપમાનીત થએલી તેજ સ્ત્રી આ મારી કન્યા થાય હાય! કેવો કુટિલ યોગ! શી દૈવની દશા!

"માતા! માતા! મે અધમતાની પરાકાષ્ટા કરી મને ક્ષમા કરો" અફ્ઝલખાને સજળ નેત્રે કહ્યુ, પણ તેનો પ્રતિઉત્તર મળે તે પહેલા વૃદ્ધ પ્રભાના પ્રાણ શોકથી અનુતાપથી સ્વર્ગે ગયા અફ્ઝલખાને તે યુવતીને પૃથ્વીપર પટકી તેને પરલોકપથગામીની બનાવવા સમશેર ઉચકી, અને ક્રોધપૂર્વક નુર-ઉન-નિસ્સાને કહ્યુ "ઓ દુષ્ટા! તારાથીજ સઘળો અનથ થયો, પિતૃવધ પણ તે કરાવ્યો હાય! એમની મારાપર કેટલી મમતા?" તેના નયનો નીરથી ભરાઇ ગયા નુર-ઉન-નિસ્સા

પણ પોતાનો પિતા રામચંદ્રદેવ છે એમ જાણી શોકીન થઇ, પરંતુ શોક વ્યક્ત કરે તે પહેલાં એ અફ્ઝલખાનની સમશેરે તેને આ લોકનો પરિત્યાગ કરાવ્યો બીજો વધ પોતાના બાળપુત્રનો કર્યો અને એજ સમશેર અંતે પોતાના કંઠપર ચલાવી રાક્ષસ અફ્ઝલખાન સંસાર તજી ગયો. રહી બિચારી રોતી કકળતી વૃદ્ધા ગંગા તેણે ત્યાંની સરિતામાં પડતું નાખી તેજ પળે પ્રાણ આપ્યો આમ પલકમાં રામરાજા, તેની સ્ત્રી પ્રભાવતી, સાસુતુલ્ય વૃદ્ધ ગંગા, પુત્ર અફ્ઝલખાન, દુહિતા—નવીનયુગની પુત્રવધુ નુર-ઉન-નિસ્સા અને તેના બાળકનો અંત આવ્યો. આમ એક વિચિત્ર પરિવારનો શોકજનક અંત થયો રામરાજા અને તેના રાજ્યનું માત્ર સ્મરણ રહ્યું તેની કિર્તી ધૂળમાં ભળી ગઇ. ત્યાંના અન્ય સરદારોએ તેમને ત્યાંનીજ ભૂમિમાં દફનાવ્યા જે વનવિહાર રામરાજાને પ્રિય હતો ત્યાંજ તે અંતે તેના પ્રિય પરિવાર સાથે દટાયો અર્જુનદેવ આદી સર્વ મરણ પામ્યા જે સૈનીકોને વિજાપુરના લશ્કરે પકડયા હતા તેને બાદશાહે અરધો ખાડો ખોદી દટાવ્યા અને પછી તે પર હાથીઓ દોડાવી તેમનો વધ કરાવ્યો વિદ્યાપુરનો આ ઇતિહાસ લખવાને પણ કોઇ સમર્થ વિદ્યાપુરવાસી વિદ્યમાન ન રહ્યો. રામરાજા ગયો પણ તેની પરમ ધર્મધારકતા, વિરતા, ધીરતા, અખૂટ શૌર્ય અને તેથી કિર્તિને મુકતો ગયો જ્યાંસુધી રામરાજાની ભાષા*

---

* રા. આપટેકૃત 'વજ્રાઘાત'માં રામરાજાને 'કર્ણાટકી' ભાષા બોલનાર જણાવ્યો છે, પણ એક સુસંસ્કૃત ઇતિહાસજ્ઞ સદ્‌ગૃહસ્થનો એવો અભિપ્રાય છે કે રામરાજા મહારાષ્ટ્રી—મરાઠી કુળનો અને મરાઠી ભાષા બોલનારો હતો આ અભિપ્રાયને અનુસરીને તેનો અને તેની સલ્તનતનો

બોલનાર એકપણ મનુષ્ય જીવત હશે ત્યા પર્યન્ત રામરાજાની કિતિ શાશ્વત છે અને કિતિ છે ત્યા પર્યન્ત રામરાજા અમર છે અને તેથી મહારાષ્ટ્ર પણ અમર છે એમ અનતકાળ પર્યન્ત પોતાના ધીર અને વીર પુરૂષોની કિર્તીના પ્રતાપથી વિર ભૂમિ મહારાષ્ટ્ર ! અમર રહો ! અમર રહો !! અમર રહો !!!

---

ઉક્ત નવલકથામા 'મરાઠા' અને 'મહારાષ્ટ્ર'થી નિર્દેષ કરવામાં આવ્યો છે કેટલાક કારણોથી ઉપરોક્ત અભિપ્રાયજ વધારે સત્ય ઠરે છે

લેખક.



# પ્રકરણ ૨૫ મું.

## ઉપસંહાર.

પ્રસ્તુત નવલકથાનો પ્રારભ મહારાજા કૃષ્ણુદેવના રાજ્યકાળથી થાય છે અને મહારાજા રામદેવરાવના અત સાથેજ તેનો પણુ અત આવે છે. એ કાલનુ ઐતિહાસિક સત્ય અને સત્યાભાસ-પરિસ્થિતિ અનુસાર કાલ્પનીક કથા પ્રમગનુ સમિશ્રણુ તે આ ઉક્ત ઉપન્યાસ છે તેમા સત્ય અને સત્યાભાસ કેટલા અશમા વિદ્યમાન છે તેનુ પ્રસ્તાવનામા યથાર્થ વિવચન છે જેથી પાઠકો ઐતિહાસીક અજ્ઞાનમા પ્રવેશ કરી શકે એમ નથી. પ્રસ્તુત કથના મૂખ્યપાત્રો રામરાજા કૃષ્ણુદેવ અને રામરાજાનો વડિલ સહોદર અર્જુનદેવ અથવા તિરૂમલ્લરાય એ સત્ય ઐતિહાસીક પાત્રો હાઇ તેમનો જીવન વ્યવસાય ત્યાજ પ્રવૃત્તિમાન થઇ કાળદેવતાની ભયકર ગોદમા વિશ્રામ લે છે પછી તેનુ અવશેષ જીવન અન્યત્ર ઉદ્દનમવાની શી આવશ્યકતા છે અવશેષ પાત્રો-કદાચ સત્ય પણુ હોય અને તે કાળે આવા મનકલ્પિત વર્ણનેના બનાવો બન્યા પણુ હોય-પરતુ તે પાત્રો ઐતહાસિક કિવા દતકથાના આધાર વિના યોજેલા હોવાથી તેનો જીવન પરિચય ન આપી શકાય એમ છે, માટે માની લઇએ કે એ પાત્રોનો અને યુદ્ધમજ વિનાશ થયો વ્યકટેશ્વરદ તે દેશગૌરવ વિઘાતક કામ કરી આદિલશાહને તખ્તારૂઢ કર્યો એ પણુ ઘણે અશે સત્ય ઘટના છે (રા આપટેકૃત 'વજ્રાઘાત'ના એક પ્રકરણુપરથી એ સાબીત થાય છે) કૃષ્ણુદેવ મહારાજા અને રામદેવ રાવ બન્ને વિરપુરૂષો હતા તેમનો સ્વભાવ દયાળુ છતા રાજ્યસરક્ષણાર્થે આચરવા પડતા દયાહિન કાર્યો પણ તેમને હાથે સિદ્ધ થતા, તેઓ આર્યધર્મ અને આર્યતાના પ્રબળ રક્ષકો હતા. પ્રજાના કલ્યાણ

પર સંપૂર્ણ લક્ષ આપતા અને લોકો પૈસે ટકે આબાદ હતા. એકલા વિદ્યાપુરના-વિજયનગરના સામ્રાજ્યમાંજ કાલીકટ જેવા ત્રણસો બંદરો હતા. ( જુઓ ઇલિયટ કૃત હિન્દનો ઇતિહાસ ભા ૪થો ) આથી વિદ્યાપુરનો વિદેશ જોડે કેટનો વ્યાપાર વ્યવહાર હતો અને નાવિક-કળામાં નગરવાસીઓ કેટલા પ્રવિણ હતા તેનો ખ્યાલ આવી શકે છે

જ્યારે પ્રસ્તુત સંગ્રામમાં રામરાજા હાર્યો ત્યારે તેના વારસો ૫૦૦ હાથીઓપર નગદ કંચન લાદી રાજનગરમાંથી ન્હાસી ગયા હતા ( જુઓ sewell's The Forgatten Emperor ) આથી એ સામ્રાજ્યની ધનાઢ્યતાનો પણ ખ્યાલ આવી શકે છે અત્યારે પણ વિજયનગરના પ્રાચીન ક્ષેત્રપર તેના ખંડેરો અવલોકાય છે અને હૃદય ચિરાય છે જમીન ખોદતા ભગ્ન મકાનોના પાયા હાથ લાગે છે.

આવા અમૂલ્ય મહારાજ્યનો પૂર્ણ જેપાર્જીત અનાથ અબળાઓને ધર્મભ્રષ્ટ કરી, મહાલયો-પુસ્તક સંગ્રહાલયો અને નગરો બાળી મૂકી અને બાલ, યુવાન, વૃદ્ધોની કતલ કરવાનો ખાનદાન આબરૂદાર ધંધો ચલાવી નિર્દયરીતે નાશ કરવા માટે વિજેતાઓ પ્રત્યે સ્વાભાવીક રીતેજ ઘૃણા ઉપજે છે અને નિશ્વાસ નિકળે છે કે હાય દૈવ ! ! !

પ્રસ્તુત સંગ્રામસ્થાન તુંગભદ્રાને તીર આવેલું હતું અને તે 'તાલિકોટા' ના નામથી પ્રખ્યાત હતું પ્રસ્તુત તાલીકોટા હાલ જીર્ણ અને ખંડેર દશામાં છે પણ ત્યાંથી ત્રીસ માઇલપર હાલનું 'તાલિકોટા' નામે સાડા છ હજાર મનુષ્યોની વસ્તીવાળું ગામ વિદ્યમાન છે રામરાજાના એક ભાઇએ યુદ્ધક્ષેત્રમાંથી પલાયન કરી દક્ષિણમાં ચંદ્રગિરિમાં પોતાનું સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું હતું અને તેની પાસેથી મદ્રાસની ભૂમિ વેચાતી લઇ આંગ્લપ્રજા (અંગ્રેજો) એ પોતાનો દુર્ગ ચણાવ્યો હતો. એ ચંદ્રગિરિ

મદ્રાસના વાયવ્ય કોણમા સી-તેર મૈલપર હતુ અને હાળે કરી તેનો પણ વિનાશ થયો. વસ્તુત વિજાપુરથી અનેકધા મંદિરો–મહાલયોથી ભરેલુ, મહાધનાઢ્ય નગર વિદ્યાપુર, વિદ્યાપુર સામ્રાજ્ય અને રામરાજાનો અંત થયો ઇ. સ ૧૫૬૫. તત્પશ્ચાત અલ્પ અવસરમાજ અલી આદિલ-શાહ પણ મૃત્યુવશ થયો મુસલમાન કુળદિપક બેગમ ચાંદબીબી તે આજ અલીઆદિલશાહની પત્નિ હતી. વિજાપુરનુ રાજ્ય સ્વતંત્ર રાજ્ય તરીકે ઇ. સ ૧૬૩૮ સુધી વિદ્યમાન રહ્યું ઇ સ ૧૬૪૭મા મોગલ શહેનશાહ શાહાજહાએ તેને માંડલિક બનાવ્યુ, આર્યકુળ ઉદ્ધારક શુરવીર શિવાજીએ પણ તેને અનેક વેળા પરાસ્ત કર્યું અને અંતે ઇ સ ૧૬૮૬મા ઔરંગઝેબના પુત્ર આજીમે તેને ખાલસા કરી મોગલ મહારાજ્યમા નિયુક્ત કર્યુ

અવશેષ વિદ્યાપુરના માંડલીકોની પણ એજ ગતિ થઇ અને કેટલાક નાના સસ્થાનો મોગલ મહારાજ્યમા શૃંખલાબદ્ધ થઇ આયુષ્ય-વાન થઇ રહ્યા રામરાજાના વંશજો તે 'પોલીગાર' કહેવાય છે, એ પોલિગારોનો મૂખ્ય પોલીગાર આગળ જતા મૈસુરનો મહિપતિ થયો તેનોજ વંશ આજ સુધી મૈસુરના તખ્તપર આરૂઢ છે વિદ્યાપુરના નાશ પછી ૧૨૧ વર્ષે વિજાપુરનો પણ નાશ થયો અર્થાત સત્તરમી શતાબ્ધી સુધીમા તે બન્ને રાજ્યો વિનાશને પામ્યા, પરંતુ જેમ વિજયનગરના રાજ્ય સાથે વિજયનગર પણ વિરતિને પામ્યુ તેમ વિજાપુરના સબંધમા થયુ નહિ તે શહેર અદ્યાપી પર્યન્ત એજ નામથી કાયમ છે, અને હાલ તે મુબાઇ ઇલાકામા ગણાય છે. પ્રસ્તુત સમયે વિજાપુરમા માત્ર પચ્ચીસ ત્રીસ હજાર મનુષ્યોની વસ્તી હોય

સમુદ્રથી પોણુ બસો ફુટની ઉચાઇએ તેના પ્રાચિનત્વની યાદ આપે છે સુલતાન મહમદનો રોઝો અને તેનો ઘુમટ કે જેઓ ઘુમટ સકલ જગતમા નથી તે (આ ઘુમટનો વ્યાસ ૧૨૨ ફુટ, અદરથી ઉંચાઇ ૧૭૫ ફુટ, બહારના ભાગથી ઉચાઇ ૧૯૮ ફુટ અને જાડાઇ ૧૦ ફુટ છે ) તથા અન્યાન્ય મકાનો અવલોકનારને મુગ્ધ કરી નાખે છે એવા મકાનો અમદાવાદ સિવાય મુબાઇ ઇલાકામા અન્યત્ર એક પણુ સ્થળે નથી. મદ્રાસ ઇલાકાના વાયવ્ય કાણુમાં પ્રાચીન વિજયનગર વસેલુ હતુ તેની પાસેજ હાલમા એજ નામનુ ગામડુ વિદ્યમાન છે, અને તેની પાસેજ અગ્નિ કોણુમા વર્તમાનકાળનુ પ્રસિદ્ધ 'બલારી' શહેર દ્રષ્ટિએ પડે છે વાચક! એજ સોળમી સદીનુ અલ્પ ચિત્ર તે આ **'વિનાશીની વામા અથવા રામરાજાનો સર્વ નાશ.'**

પાઠકગણુ! તુ હિદુ વા મુસલમાન ગમે તે હો, પરતુ નવલકથામા અન્યોઅન્ય પ્રતિ કરેલા કટાક્ષ ઇ સ ૧૫૬૫ના યુગના હતા. આ વિસમી સદીમા તેની ભ્રાતિ પણુ તારા મનમા ન લાવતો અને આનદથી લલકારતો રહેજે કે:—

" અમે વિર—ભારતના સતાન,
ભલે હો હિદુ—મૂસલમાન . . . અમે
ક્ષુદ્ર ભેદ સૌ ભૂલી પરસ્પર, થઇશુ પ્રેમ નિધાન
એક દેશ આ હિદ આપણો, ધરી તેનુ અભિમાન અમે .
દભ દ્વેશને તજી કરીશુ ઐક્ય સુધાનુ પાન ..
'ક્ષણિક' એક સ્વરેથી વદીએ, 'જય ભારત!' અમ પ્રાણુ...અમે...

અને તે સાથેજ તારા ઇષ્ટદેવને સન્મુખ રાખી પ્રતિજ્ઞા કરી લે કે —



" પ્રમિત મુજ પ્રાણને સાટે,
કરીશ ઉદ્ધાર ભારતનો ' "

ओ३म शाति शाति शांति



